# પ્રસ્તાવના

હાજી મહમદના જમાનાની વાત છે. જ્યારે મેં 'રાસપુટીન' વિષે કાંઇક સાંભળ્યું હતું. એવી જ કથા ગુજરાતીમાં લખાય તો? તો નો ઉત્તર એક જમાના પછી તૈયાર થયો. એ ઉત્તર આ 'કાળ ખંજરી'ની વાર્તા. એમાં ઇતીહાસ નથી: કલ્પના જ છે.

ઇચ્છા હતી કે શહનશાહ અકબરનો સમય લઇ આ કથામાં હિન્દુ મુસ્લીમની એકતાનો સુર પુરૂ; પણ સમય ના પાડતો હોવાથી મારે કલ્પનાને બીજી બાજુ લઇ જવી પડી છે.

રા. પ. ઇ.

# પ્રકરણ ૧ લું.

ધીમે ધીમે ખંજરી વાગતી હતી અને વાગતા ખંજરીના રવ ઉપર માણુસો ભેગાં થતાં હતાં, નૃત્ય કરતાં હતાં. ખંજરી બજાવનારો અજબ રીતે ખંજરી વગાડતો હતો. માણુસો અજબ રીતે ભેગાં થતાં હતાં. ખંજરી એક ભેદી સંજ્ઞારૂપ હતી. અહીંયા ખંજરી વાગી અને ત્યાં માણુસ ગમે તે કામમાં હોય, ગમે તેવા સંજોગોમાં હોય પણુ માણુસને ખંજરીના અવાજ ઉપર હાજર થયે જ છુટકો હતો. ખંજરી વાગી કે માણુસોના મન સાગરના તુફાન માફક ઉછળવા લાગ્યા અને માણુસો મંદીર ભેગા થવા લાગ્યા.

આ ખંજરી વગાડનાર કેદારનાથ હતો. એણે કેળવી કેળવી માત્ર ખંજરીને જ કેળવી હતી. ખંજરી એવી રીતે વાગતી કે કાળ પણુ એનાથી થરથરતો. અને હા! ખંજરી ત્યારે જ વાગતી જ્યારે કોઇનો કાળ આવવાનો હોય. કેદારનાથ ત્યારે જ ખંજરી વગાડતો. ત્યારે જ એ ખંજરી ઉપર માણુસોને નૃત્ય કરાવતો. અને છેવટે આજ્ઞા કરતો કે, "ફલાણાના પ્રાણુ હયો." ત્યાં પ્રાણુ લેવાની આજ્ઞા થઇ કે અહીંયાંથી કાળના દુતો છુટયા. જેના માટે આજ્ઞા થઇ હોય એ માણુસને સંસારમાંથી હતો ન હતો કર્યો.

આથી જ કેદારનાથની ખંજરી કાળ ખંજરી ગણાતી. કાળ ખંજરી કહેવાતી. આજે કાળ ખંજરી વાગી રહી હતી. માણુસો ભેગા થતા હતા. કોઇને ખબર નો'તી કે ખંજરી શા માટે વગાડવામાં આવે છે. કોના જીવનની જયોત ઉપર કાળનો પવન તુફાને ચડયો છે કે જીવનની જયોત બુઝાવાની છે. આવા આવા અનેક તર્કો કરતા માણુસ ભેગા થઇ રહ્યા હતા. ભેગા થયેલા માણુસો કેદારનાથના વીશ્વાસુ હતા. કેદારનાથને ઇશ્વરનો અવતાર માનનાર હતા. એ બધાનો એક જ સીધ્ધાંત હતો. ભગવાન કેદારનાથના શબ્દો ઉપર પ્રાણ પાથરવા. જીવન કેદારનાથના ચરણોમાં ધરવુ. આ એક જ સીદ્ધાંતવાદીઓ કાળ ખંજરી ઉપર નૃત્ય કરતા કરતા ભેગા થયા હતા. હજી સુધી ખંજરીનો બજાવનાર બહાર નો'તો આવ્યો. ખંજરી અંદરના ભાગમાં વાગી રહી હતી. બહાર આવેલા માણુસો ખંજરીનો અવાજ સાંભળતા હતા. હવે તો બધા માણુસો ભેગા થઇ ગયા. માણુસો બધા આવી જવા છતાં ખંજરી વાગતી બંધ ન થઇ. આજે ખંજરી કંઇ અજબ આવાજથી વાગતી હતી. ખંજરીમાં અજબ અવાજ હતો. જાણે કાળ મદીરાની મસ્તીમાં મસ્ત બની મસ્તીએ ચડયો હોય એ રીતે. ભેગાં થયેલાં માણુસો પણ ખંજરીના ઘોર નાદમાં ઘુમી રહયા હતા, કોઇ ગાતું હતું.

કાળ ખંજરી જુવો વગાડે પ્રેત કરે ધમસાણ,
જુવો જોગણુ જાગી ઊઠી માગે ભોગ મસાણ—
અમારો એક ખંજરી પ્રાણ

* * *

એક ખંજરી પ્રાણ
અમારો એક ખંજરી પ્રાણ.

થોડી પળ આ ગાવાની ધુન રહી ત્યાં તો ચાખડીનો અવાજ સંભળાયો અને બધા માણુસો આવતા અવાજ તરફ આતુરતાથી જોવા લાગ્યા. થોડી જ પળો ગઇ હશે કે એક પ્રચંડ સ્વરૂપધારી વ્યકિત જયાં માણુસો ભેગાં થયાં હતાં ત્યાં આવી. અને આવતા સાથે જ એના મોઢામાંથી ગાન નીકળ્યું.

કાળ ખંજરી જુવો વગાડે, પ્રેત કરે ઘમસાણુ,
જુવો જોગણી જાગી ઉઠી, માગે ભોગ મસાણુ... ખંજરી

આ ગાનની સાથે ફરીને બધા માણુસો એકતાન થયા. એકતાન થયા અને આખા મંદીરમાં જાણે ઘોર નાદ થવા લાગ્યો કે કાળ ખંજરી જુવો વગાડે. કાળખંજરી જુવો વગાડે.

પણ છેવટે ખંજરી વાગતી બંધ થઇ. અને કેદાર-નાથની આંખોમાંથી જવાળા નીકળવા લાગી. મોંઢામાંથી શબ્દો પણ નીકળ્યા.

"કોણુ તૈયાર છે ?"

આ શબ્દો સાથે કેદારનાથની આંખો આખા મંદીરમાં પ્રદક્ષીણા ફરી ગઇ. ફરી અવાજ નીકળ્યો "કોણુ ? કોણુ તૈયાર છે ?"

જવાબ ન આવ્યો. કેદારનાથે એક યુવાન ઉપર નજર ઠેરાવી અને કહ્યું, "કુમાર."

કુમાર યુવાન હતો, એના શરીરમાં યુવાની થનગની રહી હતી. કેદારનાથનો અવાજ આવતાં કુમારનું મસ્તક નીચે નમી ગયું. આજ્ઞા સાંભળવા.

કેદાર બોલ્યો.

"તું તૈયાર થા."

શુધ્ધ ચાંદીના
માદળીયામાં
પેક કરેલાં




ચમત્કારી
મેગ્નેટ
તાવીજ

આ તાવીજ બહુ જ મહેનતે યોગિવિદ્યાના પ્રતાપથી સિદ્ધ કરી ફક્ત જનસમાજના કલ્યાણ અર્થે પરોપકારવૃત્તિથી જ બનાવવામાં આવેલું છે.

**ચમત્કારી મેગ્નેટ તાવીજથી થતા ફાયદાઓ**

૧ ધન, પુત્ર, અને મનની ઇચ્છા પ્રમાણે ફળ આપનાર. ૨ માન, આબરૂ, ઇજ્જત, અને યશદાયી, વેપારમાં લાભ આપનાર. ૩ દુશ્મન ઉપર જીત, મનપસંદ લગ્ન, સ્ત્રી પુરૂષમાં અજબ પ્રેમ ઉત્પન્ન કરનાર. ૪ કોર્ટના કેસોમાં ફતેહ તથા સારા પગારે નોકરી અપાવનાર. ૫ નડતા ગ્રહોને શાંતિ પમાડનાર તથા દરેક રાશિમાં ફળ મેળવી આપનાર. ૬ કોઇ પણ જાતના જાદુ, મુઠ તથા ભુત, પલીત, શેતાનથી બચાવનાર. ૭ રીસાયેલાંઓને મનાવનાર, વિખુટાં પડેલાં પ્રેમીઓમાં સુલેહ કરાવનાર. ૮ ભયંકર આફતોથી બચાવનાર. ૯ પરીક્ષામાં સફળતા મેળવી આપનાર. જો તમોને અમારા તાવીજથી સંતોષ ન થાય તો દીવસ ૪૦ ની અંદર પાછું મોકલવાથી પોસ્ટ પેકીંગ ખર્ચ કાપીને પૈસા પાછા મોકલવામાં આવશે.

**કીંમત તાવીજ ૧ ના રૂા. ૨-૮-૦**

**પ્રોફેસર મોતીવાલા હીપ્નોટીસ્ટ,**

B. M. જુના ઉભા પારસી, ઇમ્પીરીયલ બેંક સામે,
ફોન નં. ૪૨૭૨૭ બીજે માળે, મુંબઈ નં. ૮

બ્રાંચ-૨૯૬, B. M. બીજે માળે, ગ્રાન્ટરોડ પુલની બાજુમાં
ફોન. નં. ૪૩૪૪૪. લેમીંગ્ટન રોડ, મુંબઇ નં. ૭

"હું તૈયાર છું."

"તૈયાર છે?"

"જીવનના છેલ્લા શ્વાસ સુધી."

"તું જા."

"ક્યાં?"

"કન્નરીવીહારમાં."

આટલું બોલી કેદારનાથે ફરી ખંજરી વગાડવી શરૂ કરી અને એ ખંજરીનો અવાજ સાંભળતાં સાંભળતાં તમામ માણસો પાછા વીખરાયા.

કુમાર પણ ગયો પોતાના સ્થાનમાં. પોતાના ચાર સહાયકોને તૈયાર કર્યા અને કહ્યું, "પહેલાં ચાલો રાજકચેરીમાં."

બીજો બોલ્યો.

"રાજકચેરીમાં?"

"હા."

"શા માટે?"

"મહરાજાની મુદ્રા મેળવવા."

"મહારાજાની મુદ્રા મેળવવાની શી જરૂર?"

"જ્યાં સુધી આપણી પાસે મુદ્રા નહીં હોય ત્યાંસુધી આપણે કશું કરી શકવાના નથી."

આ વાત પૂરી થતાં કુમારનો સાથીદાર બોલ્યો. "મુદ્રાની કશી જરૂર નથી."

"કુમારે પૂછ્યું કેમ?"

"મારી પાસે બનાવટી મુદ્રા છે. હું મહારાજાના હસ્તાક્ષરની નકલ પણ બહુ જ સારી રીતે કરી શકું છું."

"વાહવાહ ! હવે આપણને બીજી કશી વસ્તુની આવશ્યકતા નથી."

કુમાર અને એના સાથીદારો અંધારી રાતમાં પોતાનું કામ પુરૂં કરવાને માટે પોતાના સ્થાનમાંથી ચાલી નીકળ્યા.

એમનો રસ્તો પણ ગુપ્ત હતો. એ રસ્તા પર કોઇને આવવાની જરૂર નહોતી. કદાચ કોઇ ભળતો માણસ આવી જતો તો એ માણસ રસ્તામાં જ રહેતો. પાછો ઘરે આવી શકતો નહીં. આવા કારણથી આ રસ્તાનો ઉપયોગ કોઇ કરતું નહીં.

કુમારે આ માર્ગમાં પ્રવેશ કર્યો. એના સાથીદારો પણ સાથે જ હતા. એ બધા મૃત્યુને હાથમાં લઇને જતા હતા. મૃત્યુનો તો એમને ભય જ ન હતો. કુમારના સાથીદારમાંથી એક સાથીદારે વાત શરૂ કરી.

"આપણને કોઇ ઓળખી જશે તો."

"ઓળખી જશે તો ? તો શું ? મરવું એ તો આપણો નીયમ છે."

"હું નીયમના માટે નથી કહેતો."

"ત્યારે ?"

"હું તો એ કહું છું કે જો આપણામાંથી કોઇપણ પકડાયો તો આપણી ગુપ્ત વાતો પ્રકટ થયા વીના રહેશે નહી."

"પણ આપણા આ પોશાકમાં આપણને પકડનારૂં છે કોણ ? જોતા નથી આપણો પોશાક મહારાજાના અનુચર જેવો જ છે."

"હા. પોશાક એવો છે પણ જો પકડાયા તો"

"પકડાવાનું કારણ ?"

"આપણે જે સ્થાનમાં જઇએ છીએ એ પણ મહારાજાના વીરોધી છે. મહારાજાનો એ પણ નાશ માગે છે. એ પણ પોતાની સત્તા જમાવવાને ઓછા આતુર નથી."

કુમાર વિચારમાં પડયો. ન બોલ્યો અને માર્ગ આપો-આપ કપાયા કરતો હતો.

કુમારને આમ અવાચક જોઇ બીજો સાથીદાર બોલ્યો, "પણ મહારાજને આમ કરવાનું કારણ શું હશે !"

"કારણ તો કોણ જાણે !"

કુમાર બોલ્યો

"કારણની હું કલ્પના કરી શકું છું."

"શું ?"

"એ કન્નરીવીહારની પ્રજાને ઉશ્કેરવા માગે છે. કન્નરીવિહારની પ્રજા મહારાજાની સામે બળવો કરે એવી ભગવાન કેદારનાથની મરજી છે."

"પણ તેથી અર્થ શું સરવાનો"

"અર્થ એ જ સરવાનો કે કન્નરીવીહારની પ્રજા મહારાજાની સામે થવાની. બીજી બાજુથી આપણા માણસો પણ રાજાને રંજાડવામાં બાકી નથી રાખવાના. એટલે ભગવાન કેદારનાથના મનોભાવ ફળ્યા વીના રહેશે નહીં."

"પણ ભગવાનને આમ કરવાનું કારણ ?"

"કારણ તો દેવ પોતે જાણે."

આટલી વાતો થયા પછી બધા ચુપચાપ ચાલવા લાગ્યા. હવે સવારનો સમય થવા આવ્યો હતો. પક્ષીગણ

મધુરા ગાન ગાતા હતા. અહીંતહીં જળના ઝીણાં ઝીણાં ઝરણાં ગતીમાન દેખાતાં હતાં. એ ઝરણામાં વ્હેતું પાણી કોઇ એકલવાઇ યૌવનાના યૌવન પ્રમાણે મ્હાલી રહ્યું હતું. હરપળે શીતળ પવન આવ્યા કરતો હતો.

આ વખતે કુમાર બોલ્યો.

"હવે આપણે અહીંયાં જ પડાવ નાંખીએ."

"કેમ ?"

"દીવસના ત્યાં જવું લાભદાયી નથી."

"આપણને લાભ નુકશાન જોવાની જરૂર શી છે ?"

"જરૂર છે. લાભ હાની જોયા વીના આગળ જવું એ મુર્ખતા છે. દીવસના આપણે તે તરફ જઇશું અને ઓળખાઇ જઇશું તો !"

"પણ રાતના જવાથી તો ત્યાંના માણસોમાં વધારે વ્હેમ આવશે."

કુમાર બોલ્યો.

"વધારે વીવાદની જરૂર નથી. હાલ આપણે અહીંયા જ રોકાઇ જઇએ. અહીંયાના બધા બનાવથી માહીતગાર થવા પછી આપણે શું કરવું એ નક્કી કરીશું."

કુમારના બોલવાની સામે કોઇ થયું નહીં અને કુમાર અને એના સાથીદારો કન્નરીવીહારની નજીક એક ભયંકર ગુફામાં છુપાઇ રહ્યા.



# અમારાં પ્રકાશનો

| | | | | |
|---|---|---|---|---|
| બહાદુરશાહ ઝફર ... | ( સચિત્ર ) | ... | રૂા. | ૩-૮-૦ |
| અમીના ... ... | ” | ... | ” | ૩-૮-૦ |
| સુલતાના રઝિયા ... | ” | ... | ” | ૩-૮-૦ |
| દરબારે અકબરી ... | ” | ... | ” | ૩-૮-૦ |
| વીરહાક ... ... | ” | ... | ” | ૩-૮-૦ |
| અમીઝરણું ... | (ટુંકી વાર્તાઓ) | ... | ” | ૧-૮-૦ |
| પાંખડીઓ ... | ” | ... | ” | ૨-૮-૦ |
| નવો સંસાર (સચિત્ર) | | ... | ” | ૩-૮-૦ |
| પુનિત ગંગા ” | | ... | ” | ૩-૮-૦ |
| સ્નેહ ત્રીપુટી ” | | ... | ” | ૨-૮-૦ |
| ફણીધરનો ફુંફાડો | (ડીટેક્ટીવ) | ... | ” | ૦-૬-૦ |
| નુરેસુખન | (ઉર્દુ કાવ્ય સંગ્રહ) | ... | ” | ૨-૦-૦ |
| ભમતાં પંખી | | ... | ” | ૩-૮-૦ |
| એમ તો એમ | | ... | ” | ૨-૮-૦ |
| શમશીરે-અરબ | | ... | ” | ૪-૮-૦ |
| પચ્ચીસી ( સ્વ. આજીઝ કૃત) | | ... | ” | ૩-૮-૦ |
| લયલા | | ... | ” | ૨-૦-૦ |
| અથડાતાં હૈયાં | | ... | ” | ૩-૮-૦ |

ઉપરાંત

| | | | |
|---|---|---|---|
| પૃથ્વીનો ઇતિહાસ | ... | ” | ૪-૦-૦ |
| અહેવાલે અંબીઆ | ... | ” | ૪-૦-૦ |
| જગતના મહાન પેગંબર (સ્વ. અસીર કૃત)... | | ” | ૫-૦-૦ |

આ ઉપરાંત બજારમાં મળતાં દરેક પુસ્તકોનો
ઓર્ડર સ્વીકારવામાં આવશે.

**‘બે ઘડી મોજ’ કાર્યાલય**

૧૨-૧૪, બેક હાઉસ લેન, કોટ, મુંબઈ.

# પ્રકરણ ૨ જું.

કુમાર અને એના સાથીદારોને ગુફામાં રહેવા દઇ આપણે જરા રાજધાની ઉપર નજર કરીએ.

મુંબઇની આસપાસ આવેલી જોગેશ્વરી, એલીફન્ટા, બોરીવલીની ગુફા અને એવા બીજા અનેક જુના અને જીર્ણ ખંડેરો એ વાતની સાક્ષી પુરે છે કે મુંબઇની આસપાસમાં એક સમે મોટી રાજયધાની હતી. કલ્યાણના નામથી એ વાત પણ સીધ્ધ થાય છે કે જયશીખરીને હરાવનાર, સોલંકી વંશના બળવાન રાજા ભુવડ મુંબઇ નજીકની કલ્યાણી નગરીનો સ્વામી હોવો જોઇએ. અત્યારના અવશેષો એ વખતની જાહોજલાલી અને ભારતભરના ગૌરવની રણભેરી વગાડી રહ્યા છે. એ ખંડેરને જોતાં ભારતનું ભુત ગૌરવ આપણી નજર સામે આવ્યા વીના રહેતું નથી.

મોટી મોટી મુર્તીઓમાંથી કળાના તત્વો નજર તરે છે અને એ વખતનો કાળ કેવો હશે એની કંઇક ઝાંખ થાય છે.

ભુતકાળમાં યોગસાધના ઉચ્ચ સ્થાને હતી. ગુફામાં જઇ જીવન ગાળવા, પહાડની તળેટીઓમાં જઇ આત્માનંદ

લેવો એ ભારતમાં પ્રચલીત વાત હતી. એજ કારણથી આવા પહાડો પોતાના ઉદર ચીરી એમાં રૂષીમુનીઓને સ્થાન આપતા. ઋષીમુનીઓ આત્મોન્નતી સાધતા—સધાવતા પોતાનું અને લોકનું કલ્યાણ કરતા.

કેદારનાથને માટે પણ એમજ માનવામાં આવતું. કેદારનાથ રૂપનગરીમાં અતીશય બળવાન ગણાતો. એના મંત્ર જાપથી લોકોનું કલ્યાણ થાય છે એવી લોકોમાં ભાવના હતી. એ ભાવનાબળથી કેદારનાથ પુજાતો અને અનેક રીતે રાજધાનીમાં સત્તા ભોગવતો.

પોતે સત્તા ભોગવતો પણ એની સત્તાની સામે જો કોઇ પણ થતો તો એના રૂવેરૂવાં દાનાવળ સમાન થઇ જતાં અને કેદારનાથના ચક્ષુમાંથી જવાળા ઝરતી. એ જવાળામાં પોતાની સત્તાની સામે થનારને બાળી નાખતો, ભસ્મીભુત કરી નાખતો. પોતાની સામે થાય એ વાત કેદારનાથને રૂચતી નહીં.

ભુતકાળમાં જયારે રૂપનગરી જાહોજલાલી અને કળાના શીખરે વીરાજતી હતી ત્યારે પણ ધરમભેદો હતા. ધર્મભેદો તો પરંપરાથી છે. એ સમે પણ હતા, ઘણા માણસો કેદારનાથને પોતાના ધર્મગુરૂ સ્વીકારવાની સાફ ના પાડતા. આ એકજ કારણને લઇ ગુરૂ કેદારનાથ નીરંતર કાળ સમાન રહેતા. નીરંતર કાળ ખંજરી વગાડતા.

કેદારનાથની ખંજરીમાં કોણ જાણે એવું તે શું બળ હતું કે એ ખંજરી જેના સાંભળવામાં આવતી તે ભાન ભુલો થઇ જતો. હા. એના વીરોધીઓ પર ખંજરીની અસર ન થતી.

કેદારનાથના વીરોધી રાજાના પણ વીરોધી હતા. કારણ કે મહારાજા શકતીવર્મા કેદારનાથનો પુજારી હતો. અને કેદારનાથની આજ્ઞામાં રહેતો. એ સાથે પ્રજા પાલનનો ગુણ પણ શકતીવર્માંમાં વખાણવા લાયક હતો. જ્યાં પ્રજાના હીતનો સવાલ આવે ત્યાં એ કેદારનાથની પરવા ન કરતો અને પ્રજાકલ્યાણુમાં પગલા મુકતો. કેદારનાથને આ વાત રૂચતી નહી અને એ ઘણી વખતે મનમાં ને મનમાં એવા વીચાર કરતો કે "હું શકતીવર્માનો અંત લાવું" પણ એ અંત લાવવામાં ફાવતો નહીં.

એજ રીતે કેદારનાથનો વીરોધી પક્ષ પણ ઉગ્ર હતો. એ લોકો પણ શકતીવર્માનો નાશ શોધતા હતા. કેદારનાથ વખતો વખત પોતાના વીરોધીઓને કનડવામાં પાછી પાની કરતો નહી. પણ આ કનડગતનો આરોપ કેદારનાથ ઉપર આવવાના બદલે મહારાજા શકતીવર્મા ઉપર આવતો અને મહારાજા શકતીવર્મા જ અમોને હેરાન કરે છે એમ વીરોધ પક્ષ માનતો. એ વીરોધીઓનો વીરોધ વધતો જ જતો હતો.

આ વીરોધ પક્ષ રૂપનગરીથી પચાસેક માઇલનાં અંતર પર હતો. આ સ્થળે એક મોટી નગરી હતી. નગરીનું નામ હતું રસવતી.

રસવતીમાં હમણાં રસ ઓછો હતો. દિવસે દિવસે દુષ્કાળના કારણોને લઇ માણસોમાં ભુખમરો વધારે ને વધારે જોવામાં આવતો હતો. ભુખમરા સાથે કેદારનાથના તરફથી વીટંબણા ઓછી નહોતી આવતી.

રસવતીનો અમુક પ્રદેશ મહારાજા શકતીવર્માએ ત્યાંની પ્રજાને બક્ષીસ આપ્યો હતો. આ બક્ષીસ આપેલા પ્રદેશ સામે કેદારનાથનો સખત વાંધો હતો અને એ વાંધો એણે વખતોવખત

મહારાજા શકતીવર્મા પાસે રજુ કર્યો હતો. છતાં મહારાજા શકતીવર્માએ એ વાત લક્ષ્યમાં લીધી ન હતી.

જ્યારે આમ પોતાની ઇચ્છાનો વિરોધ થયો, મહારાજા શકતીવર્માએ જ્યારે રસવતીના પ્રજાજનનો પક્ષ કર્યો ત્યારે કેદારનાથે બીજી રીતે શકતીવર્માને તાપવા તપાવવાની બાજી ગોઠવી.

ગુરૂ કેદારનાથ મહારાજા શકતીવર્માને એકાંતમાં મળ્યો. શકતીવર્માએ કેદારનાથનું સ્વાગત કર્યું. કેદારનાથને ઉંચા આસને બેસાડયો. થોડી વાર પછી કેદારનાથ બોલ્યા.

"મહારાજ!"

શકતીવર્માએ હાથ જોડી કહયું.

"આજ્ઞા."

"મને કન્નરી વિહારનો પ્રદેશ જોઇએ."

"કન્નરી વિહાર?"

"હા."

"શા માટે?"

"ત્યાં હું આશ્રમ બનાવવા માગું છું."

"ત્યાં?"

"હા."

"ત્યાં શા માટે?"

"ત્યાંના હવાપાણી મને અનુકુળ છે."

શકતીવર્મા કશુ ન બોલ્યો અને અવાચક રહી વિચાર કરવા લાગ્યો. શકતીવર્માને વિચારમાં લીન થએલો જોઈ કેદારનાથ જરા ક્રોધમાં આવી બોલ્યો.

"હું ઉત્તર માગું છું."

"હું શું ઉત્તર આપુ?"

"હા અથવા તો ના."

"તમોને બીજી જગ્યા માટે અનુકુળતા કરી આપું તો?"

"બીજી જગ્યા મને નથી જોઇતી."

"પણ કન્નરી વીહારવાળી જમીન તો મેં ત્યાંની પ્રજાને ભેટ આપી છે."

"હું પણ ભેટ માગુ છું."

"પણ હવે કેમ બની શકે?"

"ના બની શકે?"

"ના."

"હું કોણ છું?"

"તમે છો પુજય સ્વરૂપ."

"અને તું"

"હું આપનો સેવક."

"સેવક પોતાના પુજય સ્વરૂપની આ રીતે પુજા કરે છે? આ રીતે એના શબ્દોનો સત્કાર કરે છે?"

"હું લાચાર છું."

"મારા માટે?"

"નહીં."

"તો પછી?"

"મારા વચન માટે. મેં એ પ્રદેશ ભેટ આપ્યો છે. ભેટ આપેલી વસ્તુ મારાથી પાછી કેમ લેવાય?"

"અને મારી આજ્ઞા!"

"તમારી આજ્ઞા કવખતની છે."

"પરીણામ"

"પરીણામ ગમે તે આવે"

"તારી આવી હીંમત?"

"હીંમત નથી. મારૂ વચન છે. હું રાજા છું. શું રાજાનું વચન ફરતું હશે?"

"અને ગુરૂની ઇચ્છા."

"આપની ઇચ્છા બીજી ગમે તે વસ્તુની માગણી કરી શકે છે, પણ ત્યાંની જમીનની નહી."

"મને તો એ જમીન જોઇએ"

"એ માટે હું લાચાર છું"

કેદારનાથ ઉઠયો. એની આંખમાંથી અંગાર ઝરવા લાગ્યા. એણે મનમાંને મનમાં દ્દઢ નિશ્ચય કરી લીધો. જતાં જતાં એ બબડયો.

"હું મારી ઇચ્છા અવશ્ય પુરી કરીશ."

કેદારનાથ ગયો. બીજાજ દિવસે એણે કાળખંજરી બજાવી અને કુમારને કન્નરીવીહારના પ્રદેશ તરફ રવાના કર્યો.

મહારાજા શકતીવર્મા પણ મહા વીમારમાં આવી પડયો. એ જાણતોજ હતો કે કેદારનાથ તરફથી કંઇને કંઇ વીટંબણા આવશે અને એના ઉપાય માટે શકતીવર્માએ પોતાના બે મહા અમાત્યને પોતાની પાસે બોલાવ્યા. મહા અમાત્ય આવતા શકતીવર્માએ બનેલી ઘટનાથી એમને જાણીતા કર્યા. આ વાત અમાત્યની જાણમાં આવતા બેમાંથી એક બોલ્યો.

" હવે આપ શું કરવા માગો છો ? "

" શું કરવું એના માટે તો મેં તમોને બોલાવ્યા છે. કહો તમારી શી સલાહ છે. "

બેમાંથી એક. અમાત્યે કહ્યું.

" કેદારનાથને સમજાવી લેવા જોઇએ. "

" પણ સમજાવવા કેવી રીતે ? કેદારનાથને સમજાવવા જતાં કન્નરી વીહારના લોકો વધારે ઉશ્કેરાશે તેનું કેમ ? તમે

જાણો છો તો ખરાં કે કન્નરી વિહારની પ્રજા આપણાથી અસંતુષ્ટ છે અને વારે વારે બળવા કરવાના કાવાદાવા રચે છે. રાજ્યમાં તુફાનો જાગે છે. પ્રજામાં અવિશ્વાસ ફેલાય એવા પગલાં એ લોક ભરે છે તો ખરા, એવામાં આપણે કેદારનાથને સમજાવવા જઇએ. એમને કન્નરી વિહારની ભુમીનો કબજો આપીએ તો ત્યાંના લોકો ઉશ્કેરાય અને પરિણામ અણધાર્યું આવે."

"તો પછી આપ શું કરવા ધારો છો ?"

"હુ ત્યાં જવા માગું છું."

"લશ્કર લઇને."

"લશ્કર લઇને જવાથી તો ત્યાંની પ્રજા વધારે ક્રોધે ભરાશે."

"અને આપણે એમને એમ જઇશું તો કદાચ—"

"આપણો નાશ કરશે એમજને ?"

"હા."

"પણ હું એમને એમ જવા નથી માગતો."

"ત્યારે ?"

"હું છુપા વેશમાં કેવો લાગું છું."

"આપ વેશબદલામાં બહુ કુશળ છો."

"તો જુઓ હું ત્યાં વેશ બદલીને જવા માગું છું. તમો બન્ને મારી સાથે ચાલો. આપણે ત્યાં જઇએ. ગુરૂ મહારાજ અથવા તો એના માણસો ત્યાંના લોકો ઉપર શું કરે છે ? આ સાથે કન્નરી વિહારના પ્રજાજનના દુઃખસુખ જોવા જાણવાનો આપણને સમય મળશે અને છેવટે કાંઇ ને કાંઇ રસ્તો નીકળશે."

બન્ને અમાત્યો મહારાજા શકતીવર્માની સાથે સંમત થયા અને બીજા દીવસની પ્રભાતે કન્નરી વીહાર તરફ જવાનું નકકી થયું.

કન્નરી વીહાર તરફ જવા પહેલાં તેના મનમાં એક બીજી જીજ્ઞાસા જાગ્રત થઇ. પોતાની નવી રાણી કન્નરીવીહાર-માંની જ હતી એટલે એને મળવા, બનતું આશ્વાસન આપવા એ આજે રાતના રાણીના મહેલમાં જવા નીકળ્યો. રાણીને મળી પછી સવારે અમાત્ય સાથે કન્નરીવીહાર તરફ જવાનું એણે નક્કી કર્યું.

કન્નરી વીહારના લોકો અસંતોષી હતા એ વાત તો હવે પ્રગટ થઇ ગઇ છે. કન્નરીવીહારનો પ્રદેશ મહારાજા શકતી-વર્માએ જીતી લીધો હતો અને વધારાના દંડમાં ત્યાંના સરદારની પુત્રી સાથે એણે લગ્ન કર્યા હતા.

આ બનાવને કન્નરીવીહારના પ્રજાજનો એક કલં-કરૂપ ગણતા હતા. અને એ કલંક દુર કરવા માટે મહારાજા શકતીવર્માનો નાશ કરવો એવી ઘણા માણસોએ દઢ પ્રતિજ્ઞા કરી હતી. પ્રતીજ્ઞા કરનાર પ્રતીજ્ઞા કરીને બેસી નોહતા રહ્યા. એ લોકોએ એક ગુપ્ત મંડળ પણ ઉભુ કર્યું હતું. અને એ મંડળીની અધીષ્ટાત્રી તરીકે નવીરાણીને જ નક્કી કરવી એમ બધા એકમત થયા હતા. મહારાજા શકતીવર્માનો ઘાટ એની રાણીના હાથે જ થાય એમ કન્નરીવીહારના લોકો માગતા હતા. અને એથી રાણીને મળવા માટે કેટલાક માણસો રવાના પણ થઇ ચુકયા હતા.

રાણી કનકલતાને આ વાતની લેશમાત્ર પણ જાણ ન હતી. એ નોહતી જાણતી કે પોતાના પતીનો ઘાત પોતા-ને જ કરવો પડશે.

હા, એટલુ ખરૂં કે રાણી કનકમાળા પણ આ લગ્નથી રાજી તો નહોતી જ. એ પણ આ લગ્નને કલંક સમજતી. એ સાથે પોતે શકતીવર્માની ધર્મસહચારીણી છે, ધર્મબંધનથી બંધાયેલી છે એ વાતનું પણ એને ભાન હતું.



# પ્રકરણ ૩ જું.

રાણી કનકલતાના મનમાં રાજા શકતીવર્મા પ્રત્યે માન નોહતુ—એ સાથે એના તરફ ધીક્કાર કે તુચ્છકાર પણ આવતો નહીં. જ્યારે એ માણસો કે પોતાની સખીગણના મુખથી મહારાજા શકતીવર્માના યશોગાન સાંભળતા ત્યારે પળવારના માટે એનું મસ્તક અભીમાનથી ઉંચુ થઇ જતું. અને પોતે શકતીવર્માની પટરાણી છે એમ યાદ આવતાં પળવાર માટે એના હ્રદયમાં આનંદનો સંચાર થઇ જતો.

રાણી કનકલતાનો એક નીયમ હતો. દર મહીનામાં એ એક દીવસ શોકમાં રહેતી, કાળા વસ્ત્રો પહેરતી—રંગરાગ અને આનંદના સાધનોમાં પણ શોકનો આ ભાસ થાય એવી રીતે રહેતી. અને એવીજ આજ્ઞા કરતી કે આજનો દીવસ કરૂણ રીતે પુરો કરવો. આ વાતની કોઇને જાણ ન હતી કે રાણી કાળા વસ્ત્રો પહેરી ઉત્સવ શા માટે ઉજવે છે, જ્યારે રાણી પાસે આ વાતનો ખુલાસો માગવામાં આવતો ત્યારે રાણી પોતાના મનના મનોભાવને છુપાવી એનો ખુલાસો કરતી કે " શોકને પણ આનંદથી ઉજવવામા મને તો

ઘણી જ શાન્તી વળે છે.'' આ વાતની સખી સહચરીમાં સત્કાર થતો. કોઇ રાણી પાસે વધારે વાત કરી નથી શકતુ અને રાણી ગમે તે રીતે પોતાના દીવસો આનંદમાં વ્યતીત કરે એ એને અધીકાર છે એમ સહુ કોઇ સમજીને રાણીના શોક સમારંભમાં સાથે જ મળી જતાં.

આ શોક સમારંભ પણ અચ્છી રીતે ઉજવવામાં આવતા. આ ઉત્સવમાં પણ આનંદની લુંટ ચાલતી. ઘનઘોર કાળી ઘટા, અંધારી રાત, ચમકતા નક્ષત્રો, કાળી વાદળીમાં ઢંકાએલી ચંદ્રીકા આ બધું શું આનંદ આપવામાં સહાય નથી બનતુ ? રસ શાસ્ત્રને, નવરસને ગમે તે રીતે જુવો જાણો કે તેનો કળા પુર્ણ રીતે ઉપયોગ કરો તો અનેરો આનંદ આવ્યા વીના રહેતો નથી. રાણી કનકલતા કાળો પોશાક પહેરી અવનવો અને અલૌકીક આનંદ ઉડાવતી. પણ એ આનંદના નીચે કેવી જવાળા બળતી હતી એ વાતનું સ્મરણ માત્ર કનકલતાને જ હતું. કનકલતા સીવાય આ વાત કોઇ જાણતું નહી. આજે પણ શોકસમારંભની રાત્રી હતી.

આજે શોક સમારંભ શરૂ થયો. ઉદ્યાનના ખુણેખુણાને શ્યામ વસ્ત્રોથી સજાવવામાં આવ્યા હતા. કળીઓની આંખો શ્યામ થઇ ગઇ. જાણે મદીરાના શ્યામ પ્યાલા. કાળો પોશાક અને એમાં વીજળી માફક નૃત્ય કરતી આંખો કેવો ઉન્માદ મચાવે છે. રાણીનો પોશાક અને એની આંખો કાળી ઘટામાં વીજળી જેવી હતી.

કનકલતા અને એની સખીઓ અત્યારે આનંદમાં તરબોળ હતી. કનકલતાના મોઢા પર હર્ષ હતો. હૈયામાં નહી. એના હૈયામાં તો હોળી હતી.

કોણ જાણે શું હતું કે આજે કનકલતા આનંદ લેતાં લેતાં શોકના સીસ્કારા ભરતી હતી. નીશ્વાસ નાખતી હતી. એની આસપાસ પ્રદીક્ષણા ફરતી સખીઓ આ વાતથી અજાણ નહોતી. પણ કનકલતા શોક શા માટે કરે છે એ વાતની કોઇને જાણ નહોતી.

આ સખીગણમાં એક સહચરી કનકલતાની બહુજ માનીતી હતી. બટક બોલી પણ એવીજ હતી. એણે આવીને કનકલતાને કહ્યું.

"મહારાણી !"

મહારાણી શબ્દ સાંભળતા કનકલતાની આંખો ગરમ થઇ ગઇ. એણે પોતાની સહચરી સામે ક્રોધથી જોયું. સહચરી જરા ડરી. કનકલતા બોલી.

"આજે તુ મને મહારાણી કહીને ન બોલાવ."

"કેમ ?"

"મહારાણી સાદ સાંભળતા મારા રૂવે રૂવામાં આગ લાગે છે."

"પણ એનું કારણ ?"

"કારણ હું કાંઇ કહી શકતી નથી."

સખી આ શબ્દો સાંભળતાં પળવારના માટે ચુપ રહી, પછી વિચાર કરવા લાગી.

"આ કાળો પોશાક, આ શોકોદગાર, આ દરેક દિશામાં છવાયેલી ગંભીરતા રાણીના મનનો પડઘો પાડે છે. ગમે તે હોય પણ રાણીના મનમાં કાંઇને કાંઇ વાત છુપાયેલી છે, અવશ્ય."

આમ વિચાર આવતા એ રાણી પાસે આવીને બોલી.

"બ્હેન ! હું એક વાત પુછું."

"પુછ."

"સાચું કહેશો ?"

રાણી બોલી,

"સખી આમ્રલતા, તું પણ મારા જ કુટુંબ-માંથી છે. તું મારી બાળસહચરી છે. અને લગ્ન પછી તને સાથે રાખવાનું મેં એટલા માટે નકકી કર્યું છે. કે તું મારા દીલમાં દીલાસારૂપ બને."

"તો મને આ દુઃખની વાત નહી કહો."

"કયા દુઃખની વાત !"

"તમો કાળો પોશાક શા માટે પહેરો છો. આખા ઉદ્યાનમાં શોકનો મંડપ શા માટે રચાવો છો."

"સખી, મને શ્યામ રંગ બહુ જ ગમે છે. એમાં પણ મને અલૌકિક આનંદ દેખાય છે."

"પણ જો એમાં આપને આનંદ જ આવતો હોય, તો આપ ક્ષણે ક્ષણે નિશ્વાસ કાં નાખો છો—પળેપળે હાય, હાય, કરી હતાશ કાં થાવ છો. બ્હેન મને કહો."

"શું કહું ?"

"આ કાળા પોશાકની કથા."

"તારે એ કથા સાંભળવી જ છે."

"હા."

વારૂ, તો ચાલ મારી સાથે. આમ બોલીને કનક-લતાએ આમ્રલત્તાનો હાથ પકડયો અને એને લઇને અંદ-રના મોટા આલીશાન ઓરડામાં આવી. અહીંયા જે માણસો

હતા તેને કનકલતાએ ઇસારો કર્યો. બધા માણસો ત્યાંથી દુર થયા. બધાના જવા પછી કનકલતા બોલી.

"લતા. તું શું પુછે છે ?"

"એજ કે તમો આ કાળો પોશાક શા માટે પહેરો છો."

"મારા લગ્ન કોની સાથે થયા છે ?"

"મહારાજ સાથે"

"મહારાજ કોણુ છે ?"

"કોણુ છે ?"

"મારી જ્ઞાતીના શત્રુ, મારા કુટુંબનો નાશ કરનાર એક........."

રાણી કાંઇ પણ વધારે ન બોલી શકી એની આંખમાં પાણી આવી ગયા.

આમ્રલતા બોલી.

"બ્હેન, આ વાતમાં તમો કાંઇ ઉતાવળ કરો છો. મહારાજા તમારી જાતીના શત્રુ નથી. અને જો શત્રુ હોય તો તમારો પીતા તમારા લગ્ન મ્હારાજા સાથે કરેજ નહી."

"પીતાની વાત પીતા જાણે, પણ બહેન હું તો આ લગ્નને કલંકની કાળી ટોલી ગણું છુ. હાથના સઉભાગ્ય કંકણુને હાથની હાથકડી સમજુ છું. અને એ કડી આ પીતાએ જ મારા હાથમાં નાખી છે ને."

"જો આમ જ છે તો પછી તમારૂં અને મહારાજાનું હ્રદય કયાંથી મળતું હશે ?"

"આગ પાણીને સાથે મળેલાં તેં કદી જોયા છે ?" આમ્રલતાએ સહસા કહયું.

"હા."

"હા ?" કનકલતાએ આશ્ચર્ય પામતાં પ્રશ્ન કર્યો. આમ્રલતા બોલી.

"હા, બહેન જુવોને મેઘની ઘનઘોર ઘટામાં વીજળી કેવી વસેલી છે, એ અનરાધાર પાણીમાં વીજળી કેવો ચમકાર કરે છે, જુઓ બ્હેન વીજળીથી મેઘની શોભા છે મેઘથી વીજળીની. એ આગ અને પાણીને ઇશ્વરે કેવા એક કરી રાખ્યા છે"

"મારૂં મન નથી વધતું"

"જે મહારાજને પ્રજાજન ઇશ્વરના અવતાર માની પુજે છે, જેને નાના મોટા દરેકેદરેક સહૃદયથી વધાવે છે એના તરફ તારો આવો અભાવ."

"ગાંડી જે લોકો મહારાજાને પુજે છે, એજ મહારાજાનો ઘાત કરવા તૈયારીઓ કરી રહયા છે. મોઢા ઉપર મહારાજાને દેવ કહે છે એના હૃદયમાં એમને પીશાચ ગણનારા કોઇ ઓછા નથી. મને પણ એજ લોકમાંની ગણ કે જે મહારાજાને પીશાચ ગણે છે."

"પણ મહારાજામાં પીશાચનો તો એક પણ ગુણ નથી."

"એ હું કેમ કહી શકું ?"

"શું એ વિદ્વાન નથી."

"વિદ્વાન ન હોય તો રોજ રાજધાનીમાં બળવા થાય."

"તો શું વીર નથી ?"

"વીર ન હોય તો આખો દેશ સ્વાધીન કેમ કરી શકે ?"

"ત્યારે શું બુધ્ધીશાળી નથી."

"બુધ્ધીશાળી ન હોય તો વિદ્વાનોની કદર કેમ કરી શકે?"

"ત્યારે એનામાં શું નથી?"

"મારા જાતી ભાઇઓ પ્રત્યે પ્રેમ!"

"તે કેમ જાણ્યું કે એ તારી જાતનો નાશ કરવા માગે છે. બ્હેન! રાજ ખટપટ છે. કામ કરનારા કોઇ હોય છે અને એના અપરાધ જવાબદાર મનુષ્ય પર આવે છે. આપણી જાતીને, આપણા ભાઇઓને કોઇ કનડતું હશે અને દોષ આવતા હશે મહારાજા પર."

હજી આ વાત પુરી નથી થઇ ત્યાં એક દાસી આવી અને બોલી,

"મહારાણી." રાણીની દ્રષ્ટી આવનાર દાસી પ્રત્યે ગઇ.

દાસી જરા ડર ખાઇ ગઇ, અને ડરતાં ડરતાં બોલી.

"બા, મહારાજા પધારે છે."

રાજા શકતીવર્મા કન્નરીવીહાર જવાના હતા, અને જતાં પહેલાં મહારાણીને મળવા આવવાની એની ઇચ્છા થઇ, એ રાણી કનકલતાના મહેલમાં આવ્યા. મહેલનો આજનો દેખાવ શ્યામ હતો. એ શ્યામ દેખાવમાંથી પણ સુંદરતા નીતરી રહી હતી. મહારાજાએ કાળા રંગમાં અનેક કળા જોઇ. રાણી કળાની સાચી ઉપાસક હોય એમ લાગ્યા વીના એને રહ્યું નહીં.

મહારાજાના આગમનનું સુચન થતાં દાસદાસીઓ અને સખીગણ ત્યાંથી વીખરાઇ ગયાં. કનકાલતા ઉઠી આગળ આવી અને મહારાજાને જોતાં અવળું મુખ ફેરવી ઉભી રહી.

મહારાજા શકતીવર્માને હંમેશ આવો જ અનુભવ થતો આજે પણ એજ અનુભવ થયો. આથી શકતીવર્માએ રાણીને કહ્યું.

કનકલતા, આમ અવળા ઉભા રહીને અબોલ રહેવાની ચેષ્ટા આજે હું ઘણા કાળથી જોતો આવું છું–

હવે તું ખીલતી પુષ્પલતા પ્રમાણે મારી સામે આવીને ઉભી રહે. એ કળા મને કોક દીવસ તો બતાવ."

કનકલતા કાંઇ ન બોલી, અને જેમ ઉભી હતી તેમ જ અવળું મુખ કરીને ઉભી રહી. મહારાજા શકતીવર્માએ ફરીથી પોતાની આશા પ્રગટ કરતાં કહ્યું.

"કનકલતા, હું જ્યારે આવું છું ત્યારે તું તારૂં મુખ ફેરવી લે છે, સ્નેહના સુવાસીક શબ્દો તારા મોઢામાંથી નીકળતા નથી. મને કહે તો ખરી કે મારા હાથથી એવો શું અપરાધ થયો છે. મેં એવો તે શું અનર્થ કર્યો છે કે તું મારી સાથે આવી રીતે વર્તી રહી છે?"

કનકલતાનું હૈયું હીચોળે ચડયું, શકતીવર્મા જેવો બળવાન અને તેજસ્વી મહારાજા પોતાને કરગરી રહયો છે. એ વાતનું સ્મરણ થતા પળવાર માટે તો કનકલતા જાણે અભી-માનમાં અંકુર થઇ ગઇ. છતાં પોતાના મોંઢામાંથી ન તો એણે એક શબ્દ કહયો, ન તો એ મહારાજાની સામે ફરી શકતીવર્મા બોલ્યો.

"કનકલતા મારી સુર્ય જેવી કીર્તિનું તને અભિ-માન નથી." હવે કનકલતાએ અભીમાનથી કહ્યું.

"સુર્ય ગમે તેવો તેજસ્વી હોય તેથી ચકોરીને શું? ચકોરીને તેથી શાંતિ વળશે? જે સ્થિતિ ચકોરીની છે તે જ સ્થિતિ મારી છે. મારી શાંતિનો માર્ગ જુદો છે."

'શાંતિનો માર્ગ જુદો છે!" કનકલતા તને જે રીતે શાંતિ થાય એ રીતે હું વર્તવા તૈયાર છું. કહે તને શામાં શાંતિ છે?"

"આપ મને શાંતિ આપશો ?"

"અવશ્ય, ગમે તેવા સંકટની પરવા કર્યા વિના."

"ખરૂ કહો છો ?"

"કનક, શકતીવર્મા કદી અસત્ય વદતો નથી અને બોલેલા બોલથી ફરતો નથી. કનકલતાએ આ શબ્દો સાંભળ્યા અને જે સ્થીતીમાં પોતે ઉભેલી હતી એજ સ્થીતીમાં રહીને પોતે કહેવા લાગી, "જો, આપ મને શાંતી આપવા માંગતા જ હો તો આપ આવ્યા છો તેમ ચાલ્યા જાવ. પુનઃ મારા મહેલે આવવાની તસ્દી લેતા ના." શકતીવર્માએ આ શબ્દ સાંભળ્યા અને પોતે ધાર્યુ હતું એનાથી અવળું પરીણામ આવતાં એ બોલ્યોઃ

"કનક આ તું શુ કહે છે ?" કનક બોલીઃ

"મને એમાં જ શાંતિ છે તમારા બોલવામાં સત્ય હોય–તમો વચનની કાંઇ કીંમત સમજતા હો– તો મારી માંગણીનો સ્વીકાર કરો અને આપ આવ્યા છો એમ જ પાછા જાવ.

"પણ એનું કારણ ?"

"તમે આપેલા વચનમાં કારણ બતાવવાનું કયાં છે ?"

"પણ કાંઇ વીસ્તારથી સમજાવો તો ખરાં."

કનકલતા કાંઇક ઉગ્ર થઇ અને બોલીઃ

"વીસ્તારથી ખુલાસો કરાવવો છે કે વચન પાળવું છે ? જો મહારાજા શકતીવર્માનું વચન હોય તો આપ આવ્યા છો તેમ પાછા ચાલ્યા જાવ અને જો એક નબળા મનના માણસનું વચન હોય તો આપ ભલે જેમ આવે તેમ બોલ્યે જાવ. હું અવળી ફરીને ઉભી છું"

શકતીવર્માએ ધીરજથી કહ્યું:

"એમાં જ તું રાજી છે ?"

"હા, હમણાં તો હું એમાં જ રાજી છું, એમાં જ મને શાંતી છે......"

"ભલે, કનકલતા તને જેમાં શાંતી હોય, એમાં તને રાખવી એ મારૂં વચન છે. તને શાંતી આપવી એ મારો પ્રથમ ધર્મ છે—પ્રથમ કર્તવ્ય છે. લે હું વીદાય લઉં છું. આમ બોલી શકતીવર્મા તરત ત્યાંથી પાછો વળી ગયો, પણ એના જવા સાથે કનકલતાના હ્રદયમાં એક દાવાનળ સળગી ઉઠયો—એના અંતઃકરણમાં પ્રેમાંકુર ફુટી નીકળ્યા—જતા શકતીવર્માને એ જોઇ રહી. જ્યાં સુધી શકતીવર્મા દેખાયા ત્યાં સુધી નજર ત્યાંજ રહી અને એ દ્રષ્ટીથી દુર થતાં કનકલતા પોતાના મન સાથે બબડી.

"ગયા, ચાલ્યા ગયા. એના અંતઃકરણમાં મારા માટે કેવું સ્થાન છે—મેં એનું આવું અપમાન કર્યું છતાં એક શબ્દ ન બોલ્યા.

એ ગયા—આ એના મનની કેવી ઉદારતા. આ એના વીશાળ હ્રદયનો કેવો સચોટ પુરાવો"

કનકલતા આવા વીચાર કરતી હતી ત્યાં બે માણસ અધીકારીના વેશમાં ત્યાં હાજર થયા—કનકને અંદર આવવાની સંજ્ઞા કરી—કનક અંદર ગઇ—અંદર ગયા પછી પેલા નવા આવેલા અધીકારીઓએ પોતાના પોશાકમાંથી પોતે કોણ છે એ બતાવી દીધું. કનકલતા સમજી ગઇ કે આ માણસો મારી જ જાતીના છે. આમ આ લોકોની ખરી સ્થીતીની ખબર થતાં કનકલતા એ લોકોને સંકેત સ્થાનમાં લઇ ગઇ અને એ બે અધીકારી તથા કનકલતા કાંઇ જુદી જ ઘટનામાં ગુંથાઇ ગયા.

## પ્રકરણ ૪ થું.

સંકેત સ્થાનમાં જવા પછી કનકલતાએ જે પહેલો પ્રશ્ન કર્યો તે એ હતો કેઃ—

"હવે શું નિર્ણય પર આવ્યા છો?"

"અમારા બધા નિર્ણયનો આધાર કેવળ આપના ઉપર છે,"

"મારા ઉપર?"

"હા"

"હું શું કરી શકું એમ છું?"

"અમોને સ્હાય."

"સ્હાય તો હું મારા પ્રાણુના ભોગે પણ કરવા તૈયાર છું."

"અમોને તમારા પ્રાણુની આવશ્યકતા નથી."

'તો પછી?'

"અમોએ બીજા કોઇનો પ્રાણુ લેવાનો નિશ્ચય કર્યો છે."

"કોનો."

"મહારાજા શકતીવર્માનો!"

કનકલતા આ શબ્દો સાંભળતા કંપી અને સર્વત્ર

અંધકાર છવાઇ ગયો. પોતાના પગ નીચે અંગારા પથરાઇ ગયા. "મહારાજા શકતીવર્માનો નાશ." આ શબ્દો કનકલતાના કાનમાં કાળખંજરી રૂપે ગુંજવા લાગ્યા. કનકલતા પોતાના પતિથી અસંતુષ્ટ હતી. એના તરફ કનકલતાને આદર ઓછો હતો. તેમાં અંકુર અંકુરના રૂપમાં જ હતા. થોડોઘણો અભાવ પણ હતો. આ બધાનો અર્થ એવો નહતો કે કનકલતા પોતાના સ્વામીનો નાશ કરવા સ્હાયરૂપ થાય.

એ સાથે એ વાત પણ ખરી હતી કે શકતીવર્મા કનકલતાની જાતનો હતો નહી—ભીંન્ન જાતીનો હતો. એ વાત પણ કનકલતા માટે અસહ્ય વેદનાની હતી. જ્યારે જ્યારે પોતાની જાતિ ઉપર થતા અત્યાચાર સાંભળતી ત્યારે ત્યારે એની નસોનું લોહી જાણે વહેતું બંધ થઇ જતું—આંખમાંથી અગ્નીના તણખા ખરતા અને પોતાની જાતીને દુઃખ દેનારનો નાશ કરવા એ આતુરતાથી દાંત કચકચાવતી.

કનકલતાની આવી વિપરીત સ્થિતિ હોવાના કારણથી આ બે અધિકારીઓ જાણીતા હતા એથીજ એ કનકલતા પાસે આવ્યા હતા. કનકલતાના રાજમહેલમાં એમ તો માણુસને દાખલ થવાની બંધી હતી. છતાં પોતાની જાતિના માણુસો આવી શકતા હતા—જે કાંઇ ફરિયાદ કરવાની હોય એ કરી શકતા હતા—ઉપરના બે અધિકારી કનકલતા પાસે આવીને મહારાજાના નાશની વાર્તા કરતા હતા.

જ્યારે કનકલતાએ મહારાજાના નાશની વાત સાંભળી ત્યારે એ પળવારના માટે થથરી ઉઠી. એ બોલી.

"મહારાજાનો નાશ?"

"હા."

"કારણ?"

"કારણ આપણા ઉપર થતા અત્યાચાર."

'આપણા ઉપર અત્યાચાર થાય છે એ વાતમાં હું સંમત છું. પણ મહારાજ આવા અત્યાચાર કરાવતા હોય એ વાત મારા માનવામાં આવતી નથી."

એ અધિકારીઓએ રાણી કનકલતાના આ શબ્દો સાંભળ્યા અને જરા ગંભીરાઇ અને કડકાઇથી બોલ્યા.

"કનકલતા તમો છેવટે તો એનાંજને ?"

બીજાએ હામાં હા મેળવતાં કહ્યું:

"પતીના નાશની ઇચ્છા કોણ કરે ?"

"પણ આ પતી ક્યાં છે ?" જાતી દ્રંશ કરનાર નરરાક્ષસ છે."

કનકલતા બોલી:

"આ આક્ષેપ સંપુર્ણ સત્ય નથી."

"અમો એજ બતાવવા માગીએ છીએ કે અમારા તરફથી આક્ષેપ મુકવામાં આવે છે–તે સત્ય છે. સંપુર્ણ સત્ય છે. એમાં અસત્યને સ્થાન જ નથી !"

કનકલતા વિચાર કરવા લાગી. કનકલતાને વિચાર કરતી જોઇ એમાંથી એક અધિકારી બોલ્યો.

"તમો મહારાજનો અત્યાચાર તમારી આંખે જુઓ તો તમોને એના અત્યાચારનો અનુભવ થાય ને ?"

રાણી કનકલતા એટલુંજ બોલી શકી:

"તો...શો."

"અચકાવ નહીં–અચકાવ નહી બોલો તો તમે શું કરો ?"

"રાણી બોલી. અનુભવ થાય તે પછી નિર્ણય કરૂં."

"નિર્ણય કરશો ખરાં ?"

"જરૂર."

"શાનો ?"

"મહારાજાના નાશનો."

"તો જુઓ, અમોએ મહારાજાની સામે મસ્તક ઉઠાવવા નિશ્ચય કર્યો છે અને એક ગુપ્તમંડળની સ્થાપના પણ કરવાની છે."

"ગુપ્ત મંડળ?"

"હા અને એની અધિષ્ઠાત્રી?" બાજુવાળો બોલ્યોઃ "રાણી કનકલતા." રાણી થીજીજ ગઇ, એ બોલીઃ

"કોણ હું?"

"હા તમે"

રાણી કશો ઉત્તર આપી ન શકી અને એની મૌન-વૃતિએ અધીષ્ઠાત્રી બનવાનો જાણે ઇકરાર કરી લીધો. એ અધીકારી બોલ્યો.

"આપણે આજે જ મળવાનું છે."

"ક્યાં?"

"કન્નરીવીહારની ગુફામાં."

"આજે જ."

"હા, આજે આ મંડળીની સ્થાપના અને પછી આપણને થતા અન્યાય સામે મોરચા."

"હું તમારી સાથે જોડાવાને તઇયાર છું પણ એક શરતે."

"અને તે શરત."

"જ્યાં સુધી સંપુર્ણ પણે નક્કી ન થાય કે મહારાજા અપરાધી છે ત્યાં સુધી એનો વાળ પણ વાંકો ન થવો જોઇએ."

"અમોને એ વાત માન્ય છે."

"તો હું પણ તમારી સાથે રહેવા અને તમોને સહાય કરવાને તૈયાર છું."

આ બે અધીકારીઓએ રાણી પાસેથી આ પ્રમાણેનું વચન લીધુ. એટલુંજ નહી પણ આજને આજ રાતના પાછલા પહોરે એમણે કન્નરીવીહાર તરફ જવાનો નિશ્ચય કર્યો.

આ અધીકારીઓ બહાર નીકળ્યા અને બેમાંથી એક જેનું નામ દેવદત હતું એ બોલ્યો:

"કનક હવે તો સોળકળાની થઇ છે"

"શા માટે ન થાય ? રાજમહેલ—રાજમહેલના શોખ—રાજરાણીના લાવા, આ બધુ શું ઓછું છે અને ઓછું હોય તો પુરૂં કરનારી ચીજ પણ કનકલતા પાસે કયાં નથી !"

"અને તે ચીજ."

"યૌવન. યૌવનની ઘેલછા રાજવૈભવ અને યૌવન યુવાની ને વૈભવ એ બન્ને સાથે મળતાં પ્રલયકાળના ભણકારા વાગે તો એ શું કંઇ વધુ પડતું છે!"

દેવદત્ત હસ્યો પણ એના હસવામાં ઇર્ષા હતી. એક પ્રકારનું વેર જાણે છુપાયેલું હતું. દેવદત્તના મનોભાવ એની સાથવાળો ન સમઝયો. અને બન્ને ત્યાંથી પોતાના સ્થાને આવ્યા.

રાણી કનકલતાના મનમાં પણ વીચારનો સાગર તુફાને હતો. મહારાજા શકતીવર્માનું એણે થોડા સમય પહેલાં જ અપમાન કર્યું હતું. છતાં એ અપમાનને ગળી જઇ મહારાજા શકતીવર્મા ત્યાંથી વીદાય થયો હતો. જો શકતીવર્મા ધારતે તો રાણી કનકલતાને ઇચ્છામાં આવે એવી રીતે રીબાવી શકત. પરંતુ પ્રેમી હૃદય એમ કરી શકે છે?

હૃદય તુચ્છકાર, ધીકકાર કે અત્યાચારથી ઝીલી શકાય છે? હૃદય ઉપર વીજય મેળવવા માટે બળીદાન દેવાં જોઇએ. આશાના, વીલાસોના, વૈભવના, અને છેવટે પ્રાણના.

આ બળીદાનોના પ્રમાણમાં મહારાજા શકતીવર્માએ કેવળ અપમાન જ સહન કર્યું હતું. અપમાન સહન કરીને એણે કનકલતાના હૃદયમાં સ્થાન મેળવવાનો જાણે માર્ગ કર્યો હતો. કનકલતાનું હૃદય આવું આકુળવ્યાકુળ જેવું હતું પણ હવે શું થાય? એનાથી હવે શું થઇ શકે એમ હતું? એક તરફ મહારાજા ચાલ્યા ગયા હતા. અને બીજી તરફ દેવદત્તની સાથે એણે ગુપ્ત મંડળમાં જોડાવાનો વીચાર કર્યો હતો. દેવદત્ત સાથે મળતાપણું બતાવ્યું હતું.

દેવદત્તના જવા પછી રાણી કનકલતા મનથી બબડવા લાગી: "આ હું શું કરી રહી છું? મારા સ્વામીનો નાશ મારા જ હાથે? એ ગમે તેવા છે પણ મારા સ્વામી છે, "શું હું મારા સ્વામીનો અંત લાવું?" આમ બબડાટ કરી એ મુગી રહી અવાચક થઇ ગઇ. થોડીવાર વીચાર કર્યા પછી બોલી:

"એમ જ. એજ ઠીક છે, મારે એમજ કરવું જોઇએ." રાણી કનકલતા આવો નિશ્ચય કરી અને પોતાના એકાંત ઓરડામાં ગઇ. ઓરડામાં પોતાની દાસી એની રાહ જોતી બેઠી હતી. રાણી આવતાં એ બોલી.

"શું થયું બા?"

"હજી કશું થયું નથી."

"ત્યારે?"

"થવાનું છે?"

"શું?"

"પ્રલયકાળનું નામ સાંભળ્યું છે?"

"પ્રલયકાળ?!"

"હા, નાશની ઘોર નોબત સાંભળી છે?" ના સાંભળી હોય તો તને એ નોબત સાંભળવા મળશે. પ્રલયકાળનું નામ

જે આપણા કાનમાં અથડાય છે—જે નામ સાંભળતાં આપણા રૂવેરૂવાં ઉભાં થાય છે, એ પ્રલયકાળનો સાક્ષાત અનુભવ કરવાનો સમય છેક દુર નથી." દાસી આ બધા વાતો સાંભળતી હતી. એના સમજવામાં નહોતું આવતું કે રાણી આ શું બોલી રહી છે. એથી એ બોલીઃ

"બા તમે આ શું કહો છો?"

"હું જે કહું છું એનો અનુભવ તને થોડાક જ સમયમાં થશે."

"મારે એવો અનુભવ નથી કરવો."

"એ તારી શકતીની બાહેર છે અને મારી પણ શકતીની બાહેર છે. આ વાતને હવે કોઇ રોકી શકે એમ નથી. કોઇનામાં એ બળ પ્રબળ નથી કે ધુવવતા સાગરના પુરને રોકી શકશે."

"મહારાજા રામના અવતાર છે."

"રામ સાગર ઉપર પાળ બાંધી શકે. સાગરને રોકી ન શકે. રામે સાગર પર પાળ બાંધી હતી એ વાત સાંભળી છે. સાગરને રોકયો હોય એ વાત સાંભળી નથી."

"મહારાણી બ્હેન, સાગરને રોકવાની વાત કર્યા કરો છો? સાગરને અંજલી બનાવી દેવાના ઉદાહરણો આપણી નજર સામે છે. સાગરની અંજલી કરી ગળે ઉતારી જનારના નામ પણ તમોને શાસ્ત્રોમાં મળશે."

"સાગરની અંજલી કરી જનારો આવે ત્યારે ભલે આવે. પણ હમણાં પાણીના પુર અવળી દીશામાં છે."

"અને પાણીમાં તમે પણ તણાવ છો."

"નહીં હું તો સુકાની છું."

"તરવા માટે કે ડુબવા માટે?"

"એતો કોણ જાણે. પણ અત્યારે તો લંગર ઉપાડયુ

છે—નૌકા ચાલી છે—સાગર ઉછળે છે—તુફાન ચડયું છે—દશા ધનઘોર થઇને ઘેરાઇ ગઇ છે. હવે જોઉં છું કે શું થાય છે.”

દાસી આ વાતથી ડઘાઇ ગઇ. રાણી બોલી, “હું મહાલયમાંથી દુર જવાની છું. મારી ગેરહાજરીની કોઇને માહીતી ન મળવી જોઇએ.”

“નહીં મળે.”

“હું વિશ્વાસ રાખું?”

“તમારા હૃદય ઉપર હોય એટલો જ. રાજમહેલમાં કોની મકદુર છે કે આવી શકે?”

“વારૂ ત્યારે હું જાઉં છું.”

“ભલે, પણ વીચાર વીહોણા ન થતાં.”

રાણી ઉત્તર આપ્યા વિના જઇને પોતાના પલંગમાં પડી. નિંદ્રા આવી ન આવી અને સમય થતાં એ ઉઠી. બરાબર ઠરાવેલા સમયે એ બહાર નીકળી, સંકેત સ્થાન ઉપર જતાં રાણીએ પોતાનો પોશાક બદલી લીધો. અને એ ત્રિપુટી કન્નરીવીહાર તરફ ચાલી.

મહારાજા શકતીવર્મા પણ ત્યાં જ જઇ રહયા હતા.

“ગુરૂના માણસોએ ત્યાં જ પોતાનું સ્થાન જમાવ્યું હતું. અને દેવદત્ત તથા રાણી પણ ત્યાંજ જતા હતા. હવે શું થાય છે એ આપણે આગળ જોઇશું.

# પ્રકરણ ૫ મું

દેવદત્ત નગરીમાં માન પામેલો સરદાર હતો. એની ઉપર કન્નરીવીહારના દરેક માણસનો વિશ્વાસ હતો. માણસો દેવદત્ત પર મરી પડતા. એના શબ્દો ઉપર નૃત્ય કરતા. અને ઘણી વખત તો દેવદત્તના શબ્દ એ વેદવાકય સમાન થઇ પડતા.

દેવદત્ત, રાજા શકતીવર્માની વિરૂધ્ધ હતો. કારણ કે શકતીવર્મા વિરૂધ્ધ જાતીનો હતો. એટલુંજ નહીં. દેવદત્તના પિતાની જમીન જાગીર પણ શકિતવર્માએ જપ્ત કરી હતી. જમીન જપ્ત કરવામાં શકતીવર્મા વ્યાજબી હતો કે નહી એ વાત ઉપર દેવદતે વીચાર કર્યો ન હતો! દેવદતના પિતાએ કેવાં કામ કર્યાં હતા! રાજ સામે કેવો બળવો કર્યો હતો. રાજ્યને ઉખેડી નાખવા કેવા કેવા પ્રયત્નો કર્યા હતા. આ વાતનો વિચાર દેવદત્તને આવતો ન હતો. એ તો માતપીતાનું વેર વાળવા ગયો હતો. જ્યારે સમય મળતો ત્યારે કન્નરીવીહારની પ્રજાને ઉશ્કેરતો. મહારાજા શકતીવર્માની સામે થવા પ્રજાજનને હાકલ કરવા અનેક યુકતીઓ રચતો અને રાજસત્તા સામે અનેક ખટપટો કરતો. પ્રજા પણ દેવદત્તનું માનતી અને મહારાજા સામે માથું ઉંચકવામાં પાછી પાની ન કરતી.

વાસ્તવીક રીતે જોતા શકતીવર્મા કન્નરીવીહારની પ્રજાને કનડતો નહીં, દુઃખી કરતો નહી, પણ બનાવ એવા બનતા કે શકતીવર્મા જે કરતો એનાથી જુદું જ પરિણામ આવતું.

શકતીવર્માની પ્રજા પર એ શકતીઓનો પ્રભાવ હતો. એક મહારાજાનો અને બીજો કેદારનાથનો.

કેદારનાથ ધર્માંધ હતો. ઝનુની હતો. મહારાજા શકતીવર્મા જો કન્નરીવીહારની પ્રજાને જરા પણ રાહત થાય એવા પગલાં ભરતો તો, કેદારનાથ તરતજ પોતાના આશ્રીતોને ઉશ્કેરી મુકતો, અને રાજમાં બળવો કરાવતો.

હજી હમણાં જ એક એવો બનાવ બન્યો હતો: મહારાજાએ કન્નરીવીહારની કેટલીક જમીન કન્નરીવીહારની પ્રજાને ઉપહારમાં આપી હતી. જો કે આ જમીનનો ભાગ પ્રથમથી જ કન્નરીવીહારની પ્રજાનો હતો. પરંપરાથી કન્નરીવીહારની પ્રજા એ ભાગનો ભોગવટો કરતી હતી. પણ એના પર એમની સ્થાયી માલીકી હતી નહીં. એ માલીકી મહારાજા શકતીવર્માએ હમણાં જ પ્રજાને પાછી સોંપી હતી. આ કારણને લઇ કેદારનાથ ઉશ્કેરાયો હતો. અને રાજા તથા કન્નરીવીહારની પ્રજાને રંજાડવા એણે નિશ્ચય કર્યો હતો. એજ કારણથી એણે કુમારને કન્નરીવીહાર તરફ મોકલ્યો હતો. જે સ્થળોમાં કન્નરીવીહારની પ્રજા ઝુંપડાં બાંધીને વસવાટ કરતી હતી; એ ઝુંપડાં પોતાના કબ્જામાં લેવાનો કેદારનાથે નિશ્ચય કર્યો હતો. રાજા પાસે માગણી કરી નીરાશ થયો. નીરાશ થયેલો કેદારનાથ બીજી બાજી અજમાવવા તૈયાર થયો. એણે કુમારને બનાવટી રાજમુદ્રીકા આપી કન્નરીવીહાર તરફ રવાના કર્યો. પાછળથી શું બન્યું તે આપણે આગલા પ્રકરણમાં જોઇ ગયા છીએ.

રાણી રાજાની સામે આવવાની હતી. દેવદત્તની સાથે રાજા પણ ત્યાંજ જવાનો હતો. આ વાત ઉપર વધારે લંબાણ ન કરતાં હવે આપણે મુખ્ય મુદ્દા ઉપર આવીએ.

"કુમાર બનાવટી રાજમુદ્રીકા લઇ કન્નરીવીહારમાં પ્રવેશ્યો.

રાત અંધારી હતી. માણુસો શાન્તિમાં સુતા હતા. અંતે કુમાર કન્નરીવીહારમાં આવ્યો અને એક ઝુંપડી તરફ પોતાના અનુચર સાથે ચાલ્યો.

જે ઝુંપડા તરફ કુમાર જતો હતો. એ ઝુંપડામાં એક ગરીબ કુટુંબ રહેતું હતું. કુટુંબમાં ત્રણુ માણુસો હતા, એક પુરૂષ, એની સ્ત્રી અને એક બાળક.

સ્ત્રી અને બાળક બંને બીમાર હતા. પુરૂષ એની સારવારમાં હતો. ઘરમાં ગરીબાઇ ઘર કરીને બેઠી હતી. ગરીબાઇ સિવાય અત્યારે આ ગરીબના ઘરમાં કોઇ વસ્તુ ન હતી.

એક તરફ પીત્તળની દીવીમાં દીપક બળી રહયો હતો. જાણે આ ગરીબની દયા આવતી હોય એવી રીતે. ગરીબ માણુસ બળતા દીપકને એક ધ્યાનથી જોયા કરતો હતો અને જાણે પોતાના બળતા હ્રદયનો દીપક સાક્ષી આપતો હોય એમ માનતો હતો. અચાનક એના મોઢામાંથી શબ્દો નીકળ્યા...

"આ દશા ? મારી આ દશા ? મારા આ કેવા હાલ?" આ શબ્દો પુરા થતા આ માણુસનો ભુતકાળ એની નજર સામે તરવરવા લાગ્યો. આંખ સામે સ્વપ્નસૃષ્ટિ ખડી થઇ ગઇ. એ ફરી બબડયો, "મારો ભુતકાળ કેવો હતો ?"

"શું એજ હું દેવીદાસ છું ? શું એજ હું સતાધિકારી છું કે જેના ઘર આગળ કુબેરો કંગાળ સ્થીતીમાં આવીને દયા માગતા, જેના ઘર આગળ હાથીઓના ઝુંડ ફરતા, જેની જાહોજલાલી આકાશોના દેવતાને પણુ ઇર્ષા ઉપજાવતી, શું એજ હું દેવીદાસ છું ?"

આમ બોલતાં બોલતાં દેવીદાસે પોતાનું માથું બંને હાથથી પકડી લીધું. અને પછી પોતાના વાળ એ ખેંચવા લાગ્યો. માથામાં હાથવતી પ્રહારો કરવા લાગ્યો. છાતી કુટવા લાગ્યો. એક સમયનો વીર નર અત્યારે વીરતા ભુલી કેવળ કાયર જેવો થઇ ગયો હતો. માણુસ ઉપર જ્યારે અવદશા આવે છે ત્યારે એવી જ સ્થીતિ થાય છે. દશા બદલાય છે ત્યારે માણુસ પણુ બદલી જાય છે. માણુસમાં રહેલો આવેશ, શકતી અને બુધ્ધી બધાં જાણે જડ જેવા થઇ જાય છે. અવદશામાં આવેલો માણુસ ભાનસાન ભુલી જાય છે, બેભાનપણું એજ માણુસનું ભાન, ગાંડપણુ એજ દુ:ખીયા માણુસનું ડહાપણુ.

"દેવીદાસ અત્યારે ગાંડપણુમાં હતો, ભાનથી બેભાન હતો, એને પોતાનું ભાન હતું. ગરીબ, કંગાલીયત અને ભાનભંગ થવાથી, એ હતો એનાથી જુદો જ થઇ ગયો હતો.

સામે પોતાની સ્ત્રી તુટેલા ખાટલા પર પડી હતી. એક બાજુ બાળક પણુ કાળના હાથમાં છેલ્લા શ્વાસ ભરી રહયો હતો. દેવીદાસ દીપકના ઝાંખા પ્રકાશમાં આ બંને નીર્જીવ મુર્તિ જેવી પોતાની જીવનમુર્તિને જોઇ જોઇ નીશ્વાસ નાંખતો હતો.

અચાનક એના કાન પર અવાજ આવ્યો.

"નાથ."

નાથ શબ્દ કાન પર આવતાં દેવીદાસ ઉઠયો, પોતાની સ્ત્રી પાસે આવ્યો, સ્ત્રી બોલી :

"નાથ ! પ્રભુ !"

દેવીદાસનું હૈયું કકળી ઉઠયું. એ બોલ્યો.

"ભગવતી હું પ્રભુ નથી, પામર છું. મારી પ્રભુતા માટીમાં મળી ગઇ છે, હું નાથ નથી અનાથ છું.

ભગવતી બોલી.

"નહી તમે અનાથના નાથ હતા અને છો"

"શા માટે આમ બોલી મારા હૃદયમાં અંગારા પાથરે છે? શા માટે મારૂં હૃદય વલોવી નાખે છે? ભગવતી, દેવી, હું મંદભાગી છું....હું....હું..."

તમે ગમે તેવા છો પણ મારા નાથ છો. જુઓ તમારી પ્રભુતાની સાક્ષી આપનાર અહીંયા કેટલા છે?"

"છે, એક તો, ટમટમી રહેલો દીપક, આ વેરાન ઝુંપડી, આ છુટાછવાયા ગરીબીના સાધન, આ બધા મારી પ્રભુતાનો સ્વીકાર કરે છે."

"નહીં."

"ત્યારે?"

"હું તમારી પ્રભુતાનો સ્વીકાર કરૂં છું. આપણો બાળક તમારી પ્રભુતાનો સ્વીકાર કરે છે. કોઇ સ્વીકાર કરનાર નથી તો શું થયું અમો તો છીએ."

"છો, ભગવતી તમે છો. પણ મારા હવાયેલા હૃદય પર નીમક છાંટનારા તમારા મમતાભર્યા શબ્દો, તમારો ઉછળતો પ્રેમ, તમારી દૈવી ભાવના મને વધારે ગાંડો કરી મુકે છે. હાયરે! "હું શું કરૂં??'

"ધીરજ ધરો,"

"ધીરજ ધરૂં? કઇ રીતે ધીરજ ધરૂં? શું કાળની ફાળે મારૂં સર્વસ્વ હરી લીધું એના પર ધીરજ ધરૂં? શું મારા નિર્દોષ રમકડાં પથારીમાં પડયા પડયા વેદનાથી પોકાર કરી રહ્યા છે એના પર ધીરજ ધરૂં? શું શકતીવર્મા તરફની

અસહ્ય વેદના ઉપર ધીરજ ધરૂં ?. ભીખારીવેરી પરાધીન પડયો પડયો હું શેના ઉપર ધીરજ ધરૂં !'

" પ્રભુના નામ પર. "

" પ્રભુનું નામ, ભગવતી, પ્રભુના નામ પર તને શ્રધ્ધા છે ? "

" શું કહ્યું ? પ્રભુના નામ પર ! અને મને શ્રધ્ધા ? મને શ્રધ્ધા કેમ ન હોય ? પ્રિય દેવ, પ્રભુના નામ પર શ્રધ્ધા નહી રાખીશું તો કોના પર શ્રધ્ધા રાખીશું ?

દેવીદાસ કાંઇ ન બોલ્યો. ભગવતી કહેવા લાગી.

" નાથ, આજે તમોને શું થયું છે ? "

" સનેપાત–પુરૂષત્વનો સનેપાત. "

આ વાત ચાલતી હતી, ત્યાં સામેથી બાળકે બુમ મારી. " બાપુ ?"

બાપુ શબ્દનો અવાજ આવ્યો અને દેવીદાસ ઉઠીને ઉતાવળો ઉતાવળો પોતાના બાળક પાસે આવ્યો. બાળક પાસે આવીને કહેવા લાગ્યો.

" દીકરા ભાઇ. "

છોકરો પરાણે પથારીમાં બેઠો થયો અને બોલ્યો, " પાણી, બા થોડુંક પાણી."

દેવીદાસ પાણી લેવા દોડયો અને ત્યાં કાળ સમાન કુમાર દોડતો આવતો હતો.



## પ્રકરણ ૬ ઠું.

દેવીદાસ પાણી લાવે તે પહેલાં કુમારે દેવીદાસના ઝુપડામાં પ્રવેશ કર્યો. દેવીદાસ બોલ્યો.

" કોણ છે ? "

" કાળ. "

" દેવીદાસની આંખો ફાટી ગઇ એટલે ફરીથી પુછ્યું, કોણ ? તમે કોણ છો ? "

" કાળ. "

" શા માટે આવ્યો છે ? "

" કાળ શા માટે આવે છે ? "

" કાળનો કોળીઓ થવા. "

" શું તારી આ હીમ્મત "

" હા. પણ, પણ મારી હીંમત શા કામની...... " આમ બોલતાં બોલતાં દેવીદાસની આંખ પાણીમાં ડુબવા લાગી. એ રડતા ચ્હેરે બોલ્યો.

" કાળના દુતો ! શા માટે આવ્યા છો ? "

" એ પુછનાર તું કોણ મુરખા. "

" આવવાનું કારણ પુછ્યું એ શું ગુન્હો છે કે આમ ગાળો આપો છો. "

" હા, તમારા પ્રત્યેક શબ્દો અમારા માટે ગુન્હો છે.

તમારી પ્રત્યેક ચેષ્ટા અમારા માટે અપરાધ છે. ”

“ વાહ, વાહ, આ નીયમ ન્યાય શાસ્ત્રમાં શકતી-વર્માએ હમણાં ઉમેર્યો હશે, કે આવનારને આવવાનું કારણ પુછવું એ ગુન્હો છે અને જો એમ જ હોય તો શકતીવર્માની ન્યાય બુધ્ધીને ધન્યવાદ ઘટે છે. ”

“ મહારાજા શકતીવર્માને કોણ પુછી શકે એમ છે ? ”

“ પુછી શકે એમ નથી ત્યારે તો તમો અત્યાચાર ચલાવો છો. નહી તો તમે કોણ દીપકના ફુદડાં. ”

“ બસ ચુપ રહે, વધારે બોલીશ તો જીભ ચામડું થઇ જશે. બાહેર નીકળી પડશે. ”

“જીભને બાહેર ખેંચવાની શી જરૂર છે. અમારી જીભ ઉપર તો જુલ્મી સત્તાનું તાળું છે, અરેરે !”

મળ્યો અવતાર માનવનો
અમે અવતાર પણ વેચ્યો
જીવન વેચ્યું રહ્યો બાકી
જીવનનો સાર પણ વેચ્યો
મળે આધાર તે ક્યાંથી
જીવન આધાર પણ વેચ્યો
અરે ધીકકાર છે કે
શબ્દનો અધીકાર પણ વેચ્યો

કુમાર આ શબ્દોની દરકાર કર્યા વીના બોલ્યો.

“ દેવીદાસ તું જાણે છે અમો શા માટે આવ્યા છીએ ?” દેવીદાસ આ બોલ સાંભળતાં જરા ઉશ્કેરાયો. પછી શાન્ત થયો અને કહેવા લાગ્યો.

"મેં તમોને આવવાનું કારણ પુછયું તો તમોએ મને ગાળોથી નવાજયો, હવે તમે જ મને આવવાનું કારણ પુછો છો ? વાહ વાહ ! તમારી બુધ્ધીને પણ ધન્યવાદ ઘટે છે. છતાં તમો શા માટે આવ્યા છો, એ વાત હું સમજી શકયો છું."

" તો બોલ જોઉં અમો શા માટે આવ્યા છીએ ?"

"તમે કહયું ન્હોતું કે કાળ શા માટે આવે છે ?"

'બરાબર અમારા બોલની અવગણના થશે તો અમો કાળ બનીને જ રહીશું."

"તમો સત્તાધીકારી. ધનકુબેર જેવા તમારી મારા પાસે શી માગણી છે. હું ભીખારી છું. ભીખારી પાસે ધન-કુબેરો ભીખ માગવા આવે છે એ તો મેં આજે જ જાણ્યું."

કુમારને ગુસ્સો તો બહુ જ આવ્યો પણ એ કશું વીપરીત પગલું ન ભરી શકયો. એણે કહયું.

"આ સ્થળનો કબજો લેવા અમે આવ્યા છીએ."

"તમો તમારૂ આ ઘર અમોને ખાલી કરી આપો."

"ઘર ખાલી કરી આપું ?"

"હા."

"તમો આ ઘરને શું કરશો ?"

"અમે જોઇએ તો વેરાન કરશું !"

"આજ દીવસ સુધીમાં તમોએ અમારા કેટલાંય ઘર વેરાન કર્યાં છે. અમારી જાહોજલાલી, અમીરાત, રાજસત્તા, એ બધું તમોએ છીનવી લીધું છે. હવે બાકી શું છે ? તમોએ અમારૂં સર્વસ્વ સ્મશાન કરી નાખ્યું છે. હવે તો ફકત આ

ઝુંપડી છે એ પણ અમારા આનંદના માટે નથી. કેવળ રોવાના માટે છે. તમો અમારા આનંદથી રાજી નથી થતા પણ અમારા રૂદનથી તો રાજી થાવ."

આ વખતે ભગવતીની આંખો ખુલી. એણે બધી વાતો સાંભળી અને એ કહેવા લાગી.

"ભાઇ આ સ્થળ તમોને આપી અમારે કયાં જવું ?"

"નર્કમાં."

"નર્કમાં ? અરે ભાઇ આ સ્થળ નરકાલય કરતાં કયાં સારૂં છે ? આ ઝુંપડીમાં ચોમાસામાં અનરાધાર પાણી આવે છે. શીયાળાની કકડતી ઠંડીમાં અમારા શરીર જડવત થઇ જાય છે અને ઉનાળામાં ચારે તરફથી પ્રલયનો તાપ તપે છે."

"એ ગમે તેમ હોય છતાં આ જગ્યાની જરૂર છે."

"આ જગ્યાની ?"

"હા."

"આવા નર્કાલયની."

"હા."

"નહી, આ સ્થળ કોઇ કાળે તમારા કબજામાં હું નહી આપું."

"નહી આપે ?" આ શબ્દો પુરા થતાં કુમારની કમરેથી તલવારે જીભ બાહેર કાઢી, બીજા સૈનીકો પણ તૈયાર થયા, ભગવતી બીચારી ગભરાઇ ગઇ. કાળથી કોણ નથી ગભરાતું ?



# પ્રકરણ ૭ મું

કુમાર અને તેના સરદારોની કમરે લટકતી તલવારે પોતાનો ઘુંઘટ કાઢી નાખ્યો, અને કુમાર તલવાર લઇ દેવદતના બદન ઉપર ધસ્યો. કુમારના આવા આક્રમણથી ભગવતીના પ્રાણ પ્રાણમાં ન રહયો. ત્યાં તલવાર નીકળી. અહીંયા જાણે ભગવતીના પ્રાણ બહાર નીકળી આવ્યા. દેવદત જરા ગભરાયો, પણ પળવાર પછી શાંત રહીને બોલ્યો.

"આપ મને કહોતો ખરા કે અમારા ઉપર આવો અત્યાચાર વરસાવવાનું શું કારણ છે?" આ શબ્દો સાંભળતાં કુમારનો માણસ બોલ્યો.

"કારણ? કારણની શી જરૂર છે. કુમાર ગમે તેમ વંતવાને શકતી ધરાવે છે. સમજ્યો?"

"સમજ્યો, બરાબર સમજ્યો, પણ ગમે તેમ વર્તવાની સત્તા દીવાના માણસ સીવાય કોઇને નથી. માણસ માત્ર એ કાયદાથી બંધાયેલો છે." કુમારે તલવારને જરા મ્યાનમાં લીધી. તલવાર પાછી નવલવધુની માફક મ્યાનમાં છુપાઇ અને કુમાર કહેવા લાગ્યો.

'બે કાયદા.'

'હા બે કાયદા.'

'બે કાયદા કયા ?'

'એક તો ઇશ્વરી અને બીજો રાજનીયમી. ઇશ્વરી કાયદામાં માણસને ગમે તેમ વર્તવાની છુટ નથી તો પછી રાજનિયમી કાયદામાં માણસને ગમે તેમ વર્તવાની છુટ તે કયાંથી હશે ? હા, દીવાનો માણસ હોય તેને આ કાયદો લાગુ પડતો નથી.'' કુમારનો ક્રોધ ચમકતી વીજળી જેવો થઇ ગયો, એના મોઢા ઉપર ગુસ્સાનું તેજ ચમકવા લાગ્યું. કુમાર ગુસ્સામાં આવી બોલ્યો.

''ઓ નરપશુ શું તું મને દીવાનો કહે છે ?''

''નહી. હું તો માત્ર દીવાનાની વ્યાખ્યા કરી બતાવું છું અને આ વ્યાખ્યા તમો તમોને આપોઆપ લાગુ પાડો છો એમાં મારો શું દોષ ?''

કુમાર વધારે કડક થયો અને બોલ્યો.

'મારા સામે થવાનું પરીણામ શું છે ? એ તું જાણે છે?'

દેવદતે દાંત કચકચાવ્યા. પોતાના માથાના બાલને હાથે વીંખી નાખ્યા, અને પછી બોલ્યો.

ગરીબાઇથી ઉત્તર આપવો એનું નામ શું સામા થવું છે ? સરદાર સાહેબ, અમારામાં સામે થવાની શકતી જ કયાં છે ? અમારી શકતી આજે વરસોથી હણાઇ ગઇ છે. મહારાજાની અવકૃપા, ઇશ્વરી શ્રાપ અને એવા અનેક કારણથી અમો અમારી શકતી ગુમાવી બેઠા છીએ. અમારી શકતી અમારામાં હોય તો તમો તો શું પણ સંસારની કોઇ શકતી અમોને ઉંચી આંખ કરી ડારી શકે તેમ નથી. વળી અમારા પરસ્પરમાં

વ્હેમ અને કુસંપ છે. ભાઇ ભાઇમાં લડાઇ છે. કોઇની એ શક્તી નથી કે મહારાજાને અમારા પર પડતા દુઃખનું ભાન કરાવે. જયાં રાજા પોતે જ બેદરકાર છે ત્યાં કોઇનો તે શું દોષ?'

કુમાર આ વાતો સાંભળતાં કહેવા લાગ્યો.

"તું આ બધું અમોને શા માટે સંભળાવે છે?"

હું પણ એ જ વીચાર કરૂં છું કે આ બધું હું તમોને શા માટે સંભળાવું છું. તમોને સંભળાવવાથી ફાયદો શું ? આમાં તમારો દોષ નથી. અમારો જ દોષ છે. અમારા બંધુના કુસુંપનું જ પરીણામ છે—નહી તો તમો પણ જાણી શકત કે અમારા સામે ઉંચી આંખ કરનારની શી દશા થાય છે.

"આમ બોલી તું અમારૂં અપમાન કરે છે ?"

"અને તમે ?"

"અમે ! અમોને શું છે ?"

"તમો અમોને શુ કરો છો ?"

"શું ?"

"તમો અમારો વીનાશ કરો છો, અમારૂં સત્યાનાશ કરો છો, અમારા ગરીબ ઝુંપડામાં આગ લગાડો છો, અમોને નીર્દયતાથી પશુના મોતે મારો છો." આમ બોલતા બોલતાં દેવદત્ત ગળગળો થઈ ગયો.

કુમાર જરા હસ્યો. દેવદતના કરૂણ કલ્પાંત ઉપર દેવદતને હસવું આવ્યું. જેના મગજમાં મગરૂરી હોય, અંતરમાં એક પ્રકારનું અભીમાન હોય, એ હસે નહીં તો બીજું શુ કરે શું ? કુમાર હસ્યો. હસ્તો રહયો, અને એના સાથવાળો બોલ્યો. 'ગમે તેમ હોય પણ આ જગ્યા અમારે સ્વાધીન થવી જ જોઇએ.' દેવદત ફરી કરગરવા લાગ્યો.

"પણ એવો અમારો અપરાધ શું છે ? તમો અમોને આમ શા માટે સતાવો છો ? શા માટે રીબાવો છો ? અરેરે ! મારી નહી પણ મારા આપ્તજનો મરણ પથારીએ પડયા છે એની તો દયા ખાવ." આ શબ્દો પુરા થતાં દેવદત આવે-

ઝુંપડી છે એ પણ અમારા આનંદના માટે નથી. કેવળ રોવાના માટે છે. તમો અમારા આનંદથી રાજી નથી થતા પણ અમારા રૂદનથી તો રાજી થાવ."

આ વખતે ભગવતીની આંખો ખુલી. એણે બધી વાતો સાંભળી અને એ કહેવા લાગી.

"ભાઇ આ સ્થળ તમોને આપી અમારે ક્યાં જવું ?"

"નર્કમાં."

"નર્કમાં ? અરે ભાઇ આ સ્થળ નરકાલય કરતાં ક્યાં સારૂં છે ? આ ઝુંપડીમાં ચોમાસામાં અનરાધાર પાણી આવે છે. શીયાળાની કકડતી ઠંડીમાં અમારા શરીર જડવત થઇ જાય છે અને ઉનાળામાં ચારે તરફથી પ્રલયનો તાપ તપે છે."

"એ ગમે તેમ હોય છતાં આ જગ્યાની જરૂર છે."

"આ જગ્યાની ?"

"હા."

"આવા નર્કાલયની."

"હા."

"નહી, આ સ્થળ કોઇ કાળે તમારા કબજામાં હું નહી આપું."

"નહી આપે ?" આ શબ્દો પુરા થતાં કુમારની કમરેથી તલવારે જીભ બાહેર કાઢી, બીજા સૈનીકો પણ તૈયાર થયા, ભગવતી બીચારી ગભરાઇ ગઇ. કાળથી કોણ નથી ગભરાતું ?

## પ્રકરણ ૭ મું

કુમાર અને તેના સરદારોની કમરે લટકતી તલવારે પોતાનો ઘુંઘટ કાઢી નાખ્યો, અને કુમાર તલવાર લઇ દેવદતના બદન ઉપર ધસ્યો. કુમારના આવા આક્રમણથી ભગવતીના પ્રાણ પ્રાણમાં ન રહયો. ત્યાં તલવાર નીકળી. અહીંયા જાણે ભગવતીના પ્રાણ બહાર નીકળી આવ્યા. દેવદત જરા ગભરાયો, પણ પળવાર પછી શાંત રહીને બોલ્યો.

"આપ મને કહેતો ખરા કે અમારા ઉપર આવો અત્યાચાર વરસાવવાનું શું કારણ છે?" આ શબ્દો સાંભળતાં કુમારનો માણસ બોલ્યો.

"કારણ ? કારણની શી જરૂર છે. કુમાર ગમે તેમ વંતવાને શકતી ધરાવે છે. સમજયો ?"

"સમજયો, બરાબર સમજયો, પણ ગમે તેમ વર્તવાની સત્તા દીવાના માણસ સીવાય કોઇને નથી. માણસ માત્ર એ કાયદાથી બંધાયેલો છે." કુમારે તલવારને જરા મ્યાનમાં લીધી. તલવાર પાછી નવલવધુની માફક મ્યાનમાં છુપાઇ અને કુમાર કહેવા લાગ્યો.

'બે કાયદા.'

'હા બે કાયદા.'

'બે કાયદા કયા ?'

'એક તો ઇશ્વરી અને બીજો રાજનીયમી. ઇશ્વરી કાયદામાં માણસને ગમે તેમ વર્તવાની છુટ નથી તો પછી રાજનિયમી કાયદામાં માણુસને ગમે તેમ વર્તવાની છુટ તે કયાંથી હશે ? હા, દીવાનો માણુસ હોય તેને આ કાયદો લાગુ પડતો નથી.'' કુમારનો ક્રોધ ચમકતી વીજળી જેવો થઇ ગયો, એના મોઢા ઉપર ગુસ્સાનું તેજ ચમકવા લાગ્યું. કુમાર ગુસ્સામાં આવી બોલ્યો.

''ઓ નરપશુ શું તું મને દીવાનો કહે છે ?''

''નહી. હું તો માત્ર દીવાનાની વ્યાખ્યા કરી બતાવું છું અને આ વ્યાખ્યા તમો તમોને આપોઆપ લાગુ પાડો છો એમાં મારો શું દોષ ?''

કુમાર વધારે કડક થયો અને બોલ્યો.

'મારા સામે થવાનું પરીણામ શું છે ? એ તું જાણે છે?'

દેવદત્તે દાંત કચકચાવ્યા. પોતાના માથાના બાલને હાથે વીખી નાખ્યા, અને પછી બોલ્યો.

ગરીબાઇથી ઉત્તર આપવો એનું નામ શું સામા થવું છે ? સરદાર સાહેબ, અમારામાં સામે થવાની શકતી જ કયાં છે ? અમારી શકતી આજે વરસોથી હણાઇ ગઇ છે. મહારાજાની અવકૃપા, ઇશ્વરી શ્રાપ અને એવા અનેક કારણથી અમો અમારી શકતી ગુમાવી બેઠા છીએ. અમારી શકતી અમારામાં હોય તો તમો તો શું પણ સંસારની કોઇ શકતી અમોને ઉંચી આંખ કરી ડારી શકે તેમ નથી. વળી અમારા પરસ્પરમાં

વ્હેમ અને કુસંપ છે. ભાઇ ભાઇમાં લડાઇ છે. કોઇની એ શકતી નથી કે મહારાજાને અમારા પર પડતા દુઃખનું ભાન કરાવે. જ્યાં રાજા પોતે જ બેદરકાર છે ત્યાં કોઇનો તે શું દોષ?'

કુમાર આ વાતો સાંભળતાં કહેવા લાગ્યો.

"તું આ બધું અમોને શા માટે સંભળાવે છે?"

હું પણ એ જ વીચાર કરૂં છું કે આ બધું હું તમોને શા માટે સંભળાવું છું. તમોને સંભળાવવાથી ફાયદો શું ? આમાં તમારો દોષ નથી. અમારો જ દોષ છે. અમારા બંધુના કુસુંપનું જ પરીણામ છે—નહી તો તમો પણ જાણી શકત કે અમારા સામે ઉંચી આંખ કરનારની શી દશા થાય છે.

"આમ બોલી તું અમારૂં અપમાન કરે છે ?"

"અને તમે ?"

"અમે ! અમોને શું છે ?"

"તમો અમોને શુ કરો છો ?"

"શું ?"

"તમો અમારો વીનાશ કરો છો, અમારૂં સત્યાનાશ કરો છો, અમારા ગરીબ ઝુપડામાં આગ લગાડો છો, અમોને નીર્દયતાથી પશુના મોતે મારો છો." આમ બોલતા બોલતા દેવદત્ત ગળગળો થઈ ગયો.

કુમાર જરા હસ્યો. દેવદતના કરૂણ કલ્પાંત ઉપર દેવદતને હસવું આવ્યું. જેના મગજમાં મગરૂરી હોય, અંતરમાં એક પ્રકારનું અભીમાન હોય, એ હસે નહીં તો બીજું શું કરે શું ? કુમાર હસ્યો. હસ્તો રહયો, અને એના સાથવાળો બોલ્યો. 'ગમે તેમ હોય પણ આ જગ્યા અમારે સ્વાધીન થવી જ જોઇએ.' દેવદત ફરી કરગરવા લાગ્યો.

"પણ એવો અમારો અપરાધ શું છે ? તમો અમોને આમ શા માટે સતાવો છો ? શા માટે રીબાવો છો ? અરેરે ! મારી નહી પણ મારા આપ્તજનો મરણ પથારીએ પડયા છે એની તો દયા ખાવ." આ શબ્દો પુરા થતાં દેવદત આવે-

શથી રડવા લાગ્યો. કુમારના માણુસો દેવદતને રડતો જોઇ કહેવા લાગ્યાં.

"આ કાયર રડતાં શરમાતો નથી." આ વાકય ભગવતીના કાનમાં અથડાતાં એ તુટતા શ્વાસે બોલી.

"એ તો કાયર છે એથી તમોને કરગરે છે. પણુ તમો આમ અમો નીરાધાર પર અત્યાચાર કરો છો આ કયાં પ્રકારની વીરતા છે?" દેવદત પણુ આંખના આંસુ લુછી નાખી બોલ્યો.

હું કાયર નથી કેસરી છું. પણુ શું કરે?

ખરો છું કેસરી હાયે! નથી હથીયાર મુજ પાસે
નથી સાધન નથી શસ્ત્રો નથી આધાર મુજ પાસે
કહોજ આમ કાયર પણુ કરૂં છું હાથમાં મારા—
તમારૂં લોહી પીનારી નથી તલવાર મુજ પાસે.

કુમાર કાળના દુત માફક ગર્જીને બોલ્યો.

"અને તલવાર મળે તો?"

દેવદત એવો જ ઉગ્ર થયો અને ભીષણુ ગર્જનાથી જાણે કહેવા લાગ્યો.

"મળે તલવાર હમણાં, પ્રાણુ માટે તમને તરસાવુ
પ્રભુ તો પાણી વરસાવે હું અહીંયાં લોહી વરસાવુ."

કુમારથી હવે ન રહેવાયું. એ પોતાના સાથવાળા સામે ફર્યો, અને બબડવા લાગ્યો.

"શું જુઓ છો! મારો-ધકકો. મારો! અને અને આ જગ્યાનો કબજો લ્યો." બધા સાથીદારો દેવદત તરફ ધસ્યા. અને દેવદતને ધકકો મારતા બોલ્યા.

"જાવ ચાલ્યા જાવ."

"નહી.—નહીં કોઇ ફાવે નહીં"

"નહીં જાવ તો મૃત્યુના હાથમાં જવું પડશે."

"પણુ આ સ્થાન તો અમોને મહારાજા શકતીવર્માંએ ઉપહારમાં આપ્યું છે."

"અને અમે પણ મહારાજાની આજ્ઞાથી જ આવ્યા છીએ." દેવદત્ત આ વાકય સાંભળતાં વીચારમાં ડુબી ગયો— એનાથી એટલો જ અવાજ કરી શકાયો.

"શું કહ્યું ? મહારાજાની આજ્ઞા ?"

"હા."

"કોણ કહે છે ?"

"જા આજ્ઞાપત્ર. જો આ સહી સીકકો—જો આ રાજ-મહોર. તારી પાસે આંખો છે. જો વાંચી જો. જો બરાબર જો. અને પછી......"

"પછી ! પછી ! શું ? શું મહારાજા શકતીવર્મા આ રીતે અમો પર દયા વરસાવે છે ? એક તરફ એ અમોને પ્રજા-જન જાણી–ગણી પુત્રવત પાળવાનો ડોળ કરે છે. અને બીજી તરફ એ આવો અત્યાચાર વરસાવે છે ? અરે મહારાજા મહારાજા છે કે નિર્દય રાક્ષસ ?"

કુમાર દેવદત્તને સમજાવતો હોય એ રીતે કહેવા લાગ્યો.

"ભાઈ રાજખટપટનો દાવ કોણ જાણી શકે છે ? મહારાજા તમો પર મમતા બતાવે છે પણ એ તો તમારા ગળામાં કેવળ વીશ્વાસની ફાંસી નાખવા માટે જ. ચાલો હવે આ વાતનો અંત લાવો. ચાલો આ જગ્યા ખાલી કરો. જાવ અહીંયાથી ચાલ્યા જાવ."

દેવદત્તને કાંઇ વિચાર આવ્યો અને પોતે વિચાર કરીને બોલ્યો.

"નહી. જયાં સુધી મહારાજા પોતે નહીં આવે ત્યાં સુધી અમો આ સ્થાન છોડવાના નથી. તમને જો આ સ્થાનની જરૂર જ હોય તો અમોને બીજા સ્થાનની સગવડ કરી આપો."

"બીજા સ્થાનની ?"

"હા."

" નહી. બીજુ' સ્થાન કયાં છે ?"

"બીજું સ્થાન છે નરકમાં. આ સ્થાન છોડી મારે બધાને નરકાલયમાં જવાનું છે. સમજયો." વદત ચુપ રહયો. કુમારનો સાથીદાર કહેવા લાગ્યો.

જો તમો અમારી આજ્ઞાને માન નહી આપો તો મારે મૃત્યુના મુખમાં જવુ' પડશે. આ અમારા છેલ્લા શબ્દો છે. છેલ્લો નીર્ણય છે. બોલો શું કરવા માગો છો. મરવું છે? મુકતી મેળવવી છે? દેવદત બોલ્યો.

"શું તમે મારશો ?"

"અવશ્ય."

"ભુલો છો ભાઇ ભુલો છો."

" તમે શું મારશો મરવું, લખાવી સર્વ લાવ્યા છે;
અમર પટો લખાવીને, કહોને કોણ આવ્યા છે.
ગયા સંસાર છોડી, જેમણે સીકકા ચલાવ્યા છે;
તમોને એજ માટીથી, જગત નાથે બનાવ્યા છે.
અરે સંસાર માંહી, નાશ સઘળાને થવાનું છે;
અમો આજ તો કાલે, તમો સઉને જવાનું છે. "

કુમારના માણુસોમાંથી એક બોલ્યો.

'તું અમારા હાથ જોવા જ માંગે છે !'

એક નીઃશસ્ત્રને કહેવું કે તું અમારા હાથ જોવા જ માંગે છે એ વીરતા નથી. કાયરતા છે. ગાંડપણ છે. જો તમારે હાથ જ બતાવવા હોય તો લાવો એકાદ તલવાર મારા હાથમાં. લાવો અને પછી જુવો. અને પછી તમે તમામ મારી સામે આવો એટલે હું તમોને બતાવી આપું કે હાથ બતાવનારના મારે હાથે કેવા હાલ થાય છે. લાવો એક તલવાર મારા હાથમાં પણ લાવો. આમ બોલી દેવદત્ત દીવાનાની માફક પોતાની ઝુપડીમાં ઘુમવા લાગ્યો. ત્યાં કુમારના

સાથીદારો દેવદત્ત ઉપર તુટી પડયા. ભગવતી આ બધું જોઇ ન શકી. એ મરવા સુતેલી સ્ત્રી પોતાના સ્વામીની વારે દોડી. દોડતાં દોડતાં પછડાણી, પાછી ઉઠી, પાછી દોડી, અને કુમારના માણસોને કરગરતાં કરગરતાં બોલી.

'બચાવો મારા નાથને બચાવો.'

'એ નાથની વહારે આવનારી તું તો છે.' આમ બોલી કુમારે એ ભગવતીને જોરથી ધકકો માર્યો. ભગવતી પછડાઇ પડી અને ભુમી ઉપર પડી. એનો આત્મા આકાશ પર ગયો. આ બનાવથી દેવદતનો બાળક દીવાના પ્રમાણે બુમો મારવા લાગ્યો.

'કોઇ આવો! કોઇ આવો. મારા ગરીબ બાપને બચાવો.' પણ બીજી પળે કાળનો પંજો એ ગરીબ બાળકના ગળામાં ફસાયો. એ ગરીબનું ગળું ગુંગળાઈ ગયું અને એની આંખો બાહર નીકળી આવી. બાળક મુર્છા ખાઇને પડયો.

એટલામાં છુપા વેશમાં રાણી અને પેલા અધીકારી આ સ્થળે આવી પહોંચ્યા. કોઇના આવવાનો અવાજ સાંભળતાં જ કુમાર અને સાથીદાર ત્યાંથી પલાયન કરી ગયા. રાણીના સાથ વાળા સાથે એક મસાલચી હતો. રાણી અને સાથવાળાના સરદારોએ દેવદત્તની ઝુપડીને મસાલના પ્રકાશમાં જોઇ અને પછી દેવદત્તને પુચ્છયું.

"દેવદત્ત શું છે?"

દેવદત્ત દીવાના માણસ પ્રમાણે બોલ્યો. શું છે? પ્રલયકાળનું નામ સાંભળેલું છે ને. જુવો મારૂં ઘર પ્રલયકાળના હાથમાં ફસાઇ ગયું છે. જુવો, મારા ઘર પર અંગારા અંગારા વરસી રહયા છે. મારા રૂંવે રૂંવામા કાંટા ભોંકાય છે, જુવો સરદાર આ તરફ જુવો. જુવો અમારા ગરીબ ઘરની બરબાદી. જુવો–જુવો આ મારી સત્યાનાશી. મારી સ્ત્રીને આ ચંડાળો

મૃત્યુના મુખમાં મુકી પોતે જીવતા ચાલ્યા ગયા. અરે રે ! મારો બાળક-મારો બાળક આમ બોલતાં બોલતાં દેવદત્ત પોતાના બાળક પાસે ગયો. એનું મસ્તક હાથમાં લીધું. બાળકે આંખ ખોલી. બાળક બોલ્યો.

'બાપુ...બાપુ...પાણી...પાણી. દેવદત્ત રડતાં રડતાં કલ્પાંત કરવા લાગ્યો.

"મારા જીવન ધન, મારા પ્રાણ, મારા હૃદય રામ, મારા નયન દીપક" આમ બોલી પાણી લેવા ગયો. પાણી લાવ્યો, અને બાળક પાણી પીવાની ચેષ્ટા કરવા લાગ્યો. એજ વખતે દેવદતની આંખમાંથી અનરાધાર આંસુ વરસવા લાગ્યાં. એ આંસુ પાણીના વાસણ સાથે મળી ગયા. આંસુ નહોતા-દેવદતના હૃદયનું લોહી આંસુમાં હતું-દેવદત પોતાના બાળકને જાણે પોતાનું લોહી લાવીને પીવરાવતો હતો. દેવદત પાણી લાવ્યો અને બાળકનું મસ્તક ઊંચું કરી બીજા હાથે પાણી આપતાં બોલ્યો.

'લે બેટા, પાણી લે.'

બાળકે પાણી પીવાની ચેષ્ટા કરી. પણ એજ પળે એના પ્રાણનું પાણી કાળ આવીને પી ગયો. બાળકની ડોક પડી ગઇ, મસ્તક ઢળી પડયું. દેવદત સમજી ગયો. એણે એક અરેરાટી નાંખી આહ કરી.

'હાયરે ! મારૂં ઘર કાળની એક જ ઠોકરથી ખેદાન મેદાન થઇ ગયુ.'

આ દ્રશ્ય જોતાં રાણીની આંખમાંથી પણ આંસુ નીકળી પડયાં.

# પ્રકરણ ૮ મું.

રાણી આ દેખાવ જોઇ ન શકી. એક નાના નીર્દોષ બાળકનું તરફડવું કોનાથી જોઇ શકાય છે? રાણીએ જોયું કે બાળકના માથાની ખોપરી ફાટી ગઇ છે. એમાંથી રૂધીર ટપકી રહ્યું છે. બાળક બાપનો ખોળો તજી કાળના ખોળામાં ગયો છે. સામે દેવદત્તની સ્રીનું મુડદું પડયું હતું. રાણી એક સ્રી જાતી હતી અને પોતાની જ જાતીની સ્રી પર થયેલો આવો અત્યાચાર એ જોઇ ન શકી. એણે પોતાના મનમાં દ્રઢ નીશ્ચય કર્યો. આ અત્યાચારનો બદલો હું કાળનું હૃદય પણ કંપી જાય એવી રીતે વાળીશ.

દેવદત્ત રડતો હતો. આજુબાજુની જીર્ણ દીવાલોમાંથી એ રૂદનનો પડઘો સામે આવતો હતો. અને આ ઘર જાણે કોઇ કરૂણ પ્રસંગના રૌદ્ર સ્વરૂપ જેવું લાગતું હતું.

રાણી છુપા વેશમાં હતી. એ બોલી.

"આમ કોણે કર્યું ?"

"શક્તીવર્માએ. મહારાજા શક્તીવર્માએ."

"શું કહ્યું ! શકતીવર્માએ ?"

"હા."

"આશ્ચર્ય."

"આ વાતમાં તમોને આશ્ચર્ય લાગે છે. લાગે જ. કારણુ કે આ અત્યાચાર મારા ગરીબના ઘર પર ઉતર્યો છે. પરાયા ઘર પર ઉતરેલો અત્યાચાર બીજાને આશ્ચર્ય પમાડે એમાં કશી નવાઇ નથી."

રાણીએ ફરીથી પુછ્યું.

"શું મહારાજા પોતે આવ્યા હતા ?"

"નહીં."

"ત્યારે ?"

"એણે કાળના દુતોને મોકલ્યા હતા ."

રાણી વીચાર કરવા લાગી. એના મનમાં પ્રશ્ન ઉઠયો.

"કોણ આવ્યું હશે ?"

પણ એ પ્રશ્નનું પોતે નીરાકરણ ન કરી શકી. રાણીના સાથવાળા અધીકારી જાણીતા હતા. દેવદત એને જાણતો હતો. દેવદતની દ્રષ્ટી એ સરદાર તરફ ફરી. સરદાર બોલ્યો.

"ભાઇ ધીરજ ધરો."

"ધીરજ ધરૂં ?" દેવદતે એક ભયંકર ત્રાડ પાડતાં કહ્યું. ધીરજ ધરૂં ? કઇ રીતે ધીરજ ધરૂ ? જુઓ તો ખરા મારા ઘરની આ દુર્દશા. અરેરે ! આવી દશામાં પણ તમો ધીરજ રાખવાનું કહો છો ? શું આપણે આવા અત્યાચાર સહન કરવાને જ બાકી રહ્યા છીએ ? શું આપણે આમ પગની ઠોકરો ખાવાને જ સરજાયા છીએ? શું આપણા વ્હાલા આમ

રીબાઇ રીબાઈ મરવાને જ આ સંસારમાં આવ્યા છે ? શું અન્યાયનો કશો ઉત્તર જ નથી ? શું અત્યાચારનો ભોગ થવું એજ આપણું શેષ કર્તવ્ય છે.”

“નહી.”

“તો પછી મને ધીરજ ધરવાનું શા માટે કહેવામાં આવે છે ?”

સરદાર ન બોલ્યો. રાણી આ વાતો સાંભળતી હતી. એ આવેશમાં આવી અને બોલી.

“સરદાર આવો અત્યાચાર તમારા જ ઉપર ઉતર્યો હોય તો ? તો તમો ધીરજ રાખી શકો ખરા ? કહો ! બોલો ! આ વેરનો બદલો તમો કેવી રીતે લેવા માગો છો ?”

રાણીનુ આ બોલવું પુરૂ થાય એટલામાં તો છુપા વેશમાં આ તરફ આવવાને નીકળેલા મહારાજા શકતીવર્મા પણ આ સ્થળે આવી પહોંચ્યા.

અહીંયાની જ પ્રજાનો વેશ બદલીને આવ્યા હતા, જે મોઢું હંમેશા દાઢી વગરનું તેજ ચમકાવતું હતું. એ મોઢા પર મહારાજાએ દાઢી અને મોટા મોટા થોભીયા લગાડયા હતા. અવાજમાં પણ એમણે ફેરફાર કર્યો હતો. એટલું જ નહીં પણ અવાજમાં ફેરફાર કરવાની સુંદર કળા મહારાજાએ એવી રીતે કેળવી હતી કે હંમેશ સાથે રહેનારો માણુસ પણ જો અવાજ સાંભળે તો ઓળખી ન શકે એવી રીતે મહારાજા સાવચેત થઇને અહીંયા આવ્યા હતા. અહીંઆ આવતા એમણે આવું કરૂણ દૃશ્ય જોયુ. એથી એમના અંતરમાં એક પ્રકારનો આઘાત થયો. આંખ સામે પળવાર માટે કોઇ પીસાચણી નૃત્ય કરતી હોય એવું અનુમાન મહારાજા શકતીવર્માને થયું. મહારાજાએ પોતાની સાથે આવેલા મહા અમાત્યને કહ્યું.

'કેવો કરૂણ બનાવ ! આપણને આવતાં થોડો જ વીલંબ થયો. એવામાં અત્યાચાર કરનારા આવો અત્યાચાર કરી ચાલ્યા ગયા.' મહાઅમાત્યે કશો ઉત્તર ન દીધો. કેવળ પોતાના અભીનયથી મહારાજાના બોલવાને અનુમોદન આપ્યું.

રાણી આ અત્યાચારથી આવેશમાં આવી હતી. મહારાજા પ્રત્યે રાજમહેલમાં જે લાગણી પ્રગટ થઇ હતી એ લાગણીનો અત્યારે લોપ થયો હતો. રાણીના અંતઃકરણ ઉપર વેરનાં કાળાં વાદળાં છવાયાં હતાં. એ વેરના આવેશમાં બોલી.

" અહીંયા કોણ આવ્યું હતું ? "

" કાળ. "

" એનું નામ ? "

" કાળનું નામ કોઇ આપી શકે છે ? એનું તો પરીણામ બતાવી શકાય. અને જુવો આ રહયું એનું પરીણામ. આ મારી સ્ત્રીનું નીર્જીવ શરીર અને આ......આ......મારો બાળક. મારો બાળક લોહીની ઉલટી કરી કરીને ગયો. અરેરે બીચારો પાણી પણ ન પામ્યો.

આ સાદો સાંભળતાં રાણી કહેવા લાગી.

" પણ તમે એમ શાથી માનો છો કે આ કામ મહારાજાએ જ કરાવ્યુ છે ? "

એની ખાત્રી માગો છો ? જો ખાત્રી માંગતા હો તો લ્યો, જુવો જુવો આ મુદ્રીકાવાળું નીશાન. જુવો સંકેત પત્ર, જુવો આ ચીન્હો. " આમ બોલતા દેવદત્તે ત્યાં પડેલા મહારાજાના બનાવટી સંકેતપત્રને બતાવ્યો, અને પછી બોલ્યો.

" એ આવ્યા હતા, આ મારા ઘરનો અધિકાર મેળવવા—એને પોતાના કબજામાં લેવા. મેં ના કહી અને એણે કાળને બોલાવ્યો. "

રાણીએ મહારાજાનું આજ્ઞા નીશાન લીધું, જોયું અને પછી ગરજી. "મહારાજા શકતીવર્મા, તમારૂ આવું હૃદય? શબ્દોમાં પ્રેમ અને કાર્યમાં કોપ જવાળા?"

મહારાજા શકતીવર્મા હજી પ્રગટ નહોતા થયા. એ જ્યાં હતાં, ત્યાંને ત્યાં રહી આ દેખાવ જોયા કરતા હતા.

રાણી પાછી બબડવા લાગી.

"શું મારા પતીનો નાશ મારા હાથેજ સરજાયો હશે?" સરદારોમાંથી એક બોલ્યો.

"અવશ્ય,"

"તો બોલો હવે શું કરવું?"

આ સમયે મહારાજા શકતીવર્મા આ લોકની સામે આવ્યા અને બોલ્યા, "મહારાજા શકતીવર્માનો નાશ."

આ આવેલા અજાણ્યા માણસને જોતાં સરદારો ચમક્યા રાણી પણ પળવારના માટે અવાચક જેવી થઇ ગઇ. શકતી-વરમા એ બધાની કાંઇ પણ દરકાર કર્યા વીના બોલ્યા.

"હુ કહું છું કે જો મહારાજા આવા કાર્યમાં સંમત હોય–આવા કાર્ય કરાવતા હોય તો એ જીવવાને લાયક નથી."

રાણી બોલી

"તમો કોણ છો?"

"તમારો સહાયક."

"મારો સહાયક?"

"હા."

"ક્યાંથી આવો છો?"

"હું અહીંયાનોજ વતની છું આ પ્રજાનો સેવક ગણાઉં છું મહારાજા શકતીવર્માને કંઇ કાળથી ઓળખું.

છું. અને એટલા માટેજ એનો નાશ કરવામાં હું તમારો સ્હાયક થવા માગું છું.” આમ બોલતા મહારાજા શકતીવર્માએ એવી તો ગંભીર મુખમુદ્રા કરી કે એના બોલવાનો ભેદ પકડાયો નહીં. ઉલટા બધા માણસો આનંદ પામ્યા. છતાં સરદારોમાંથી એક સરદાર પુછ્યા વીના રહી શકયો નહીં. એણે પુછ્યું.

“તમો અહીંયાના જ વતની છો, અમો પણ અહીંયાના જ છીએ, છતાં મેં તમોને કયારેય જોયા નથી.”

“ભુલો છો અભયરાજ; ભુલો છો.”

એ સરદારનું નામ અભયરાજ હતું. પોતાનું નામ મહારાજાના મુખમાંથી નીકળતાં અભયરાજ વીસ્મય થયો મહારાજાએ પોતાનું બોલવું આગળ ચાલુ જ રાખ્યું.

“અભયરાજ તમે ભલે મને ન ઓળખો પણ હું તમોને ઓળખું છું. તમે મને નથી ઓળખતા એનું કારણ છે !”

“શું ?”

આપણે જયારે મળ્યા હતા. ત્યારે હું આ દાઢી વીનાનો હતો, હમણાં મેં દાઢી રખાવી છે. મારૂં મોંઢુ વાળથી ભરાયેલું છે. એથી આપ મને નથી ઓળખી શકયા. પણ હું તો આપ બધાને ઓળખું છું. હું તો તમો બધાનો સેવક છું. મારૂં નીવાસસ્થાન અહીંયાથી ઘણું દુર છે. મારા કાન પર શકતીવર્માની ઘણી વાતો આવી છે. એથી હું આજે મારા ગરીબ ભાંડુઓની સંભાળ લેવા આવતો હતો. એમાં આવતા સાથે જ આ દ્રશ્ય જોયું. અવશ્ય આ દ્રશ્ય, આ ઘટના, અને આજ નીર્દોષ જીવનનું બળીદાન એ બતાવી

રહયું છે કે મહારાજા શકતીવર્મા આ સંસારમાં શ્વાસ લેવાને યોગ્ય નથી." રાણી આ બધી વાતો વીસ્તારથી સાંભળતી હતી. એ બોલી.

" મહારાજાનો અંત હું મારા હાથે જ લાવીશ. "

" આપને ધન્ય છે. "

" ધન્ય અને ધન્યવાદોની વાતો મહારાજાનો નાશ થયા પછી સાંભળીશ. હમણાં તો કહો આ થયેલ અત્યાચારનો બદલો કેવી રીતે વાળવો ? "

" મહારાજાનો આવી જ કરૂણ રીતથી અંત લાવીશ." તો આવો આપણે બધા, આ બાળકના રૂધીરને હાથમાં લઇ પ્રતીજ્ઞા કરીએ કે અમો બધા મળી મહારાજા શકતીવર્માનું નીંકદન કાઢી નાખશું ? "

મહારાજા શકતીવર્મા આગળ વધ્યા. એણે બાળકના રૂધીરને પોતાના હાથમાં લીધું. અને પછી પ્રતીજ્ઞા કરતા બોલ્યા.

સરદારો, હું તમો બધાની વતી આ બાળકના રૂધીરને મારા હાથમાં લઇ પ્રતીજ્ઞા કરૂં છું કે જો મહારાજા શકતીવર્મા આવા કાર્ય કરાવતો હશે અથવા આવા કાર્યમાં એની અનુમતી હશે તો થોડા જ સમયમાં હું મારા હાથે જ મહારાજા શકતીવર્માનો અંત લાવીશ. " બધાએ અંધકારમય જગ્યામાં પોતાની તલવાર ચમકાવી અને છુપા વેશમાં પ્રતીજ્ઞા કરનાર મહારાજા શકતીવર્માના સુરમાં સુર પુરાવ્યો.

આ બનાવના બનવા પછી મહારાજા શકતીવર્મા, દેવદત, સરદાર અભયરાજ અને રાણી વીગેરેની સાથે ભળી ગયા. એટલું જ નહી પણ એમને એમના છુપા કાર્યમાં સારામાં સારી આર્થીક મદદ પણ આપી. આ લોકને આર્થીક

મદદની ઘણી જ જરૂર હતી અને એ મદદ આમ આ અજાણ્યા પણ પોતાના જ પ્રીયજન તરફથી મળતાં અભયરાજ તથા રાણી ઘણાં જ ખુશ થયાં. એ ખુશીમાં આ અજાણ્યા માણસની વધારે ચોકસાઇ કરવાનું એમને ગમ્યું નહી અને ગમવાનું કારણ હતું નહી. મહારાજા શકતીવર્માએ બહુ જ કુશળતાથી કામ લીધું હતું. પ્રતીજ્ઞા પણ શાબ્દીક જોળ બીછાવીને જ લીધી હતી. જો મહારાજા આવા કાર્ય કરાવતો હોય અથવા એમાં એની અનુમતી હોય એ શબ્દોમાંથી શું ધ્વની નીકળતો હતો એ વાંચનારને સમજાવવાની કશી જરૂર નથી. સમજાવવાની જરૂર એટલી જ છે કે મહારાજા પોતાના પ્રયત્નમાં ફાવ્યા અને આ ગુપ્તમંડળના આગેવાનોને પોતાના કરી લીધા. એકાદ દીવસ ગયો. એક વખત અભયરાજે મહારાજા શકતીવર્માને પુછ્યું આપનું નામ ? મહારાજા બોલ્યા.

"નરદેવ."

અભયરાજે આ નામ સાંભળ્યું અને પોતે કહેવા લાગ્યો.

"અવશ્ય આપ નર–દેવ જ છો."

"નરદેવ નામનું હું સાર્થક ત્યારે જ સમજાવીશ કે જ્યારે તમો બધાના ઉપરથી આપત્તિના વાદળ વીખેરી નાખીશ."

"પરમાત્મા તમોને તમારા કાર્યમાં જશ આપે."

આ વાત ચાલતી હતી ત્યાં રાણી બોલી. "હવે આપણે કરવું શું ?" નરદેવે ઉત્તર દેતાં કહ્યું.

"પહેલાં તો આપણે આપણી પ્રજાને બળવાન બનાવવી પ્રજામાંથી એક સૈન્ય બનાવવું,"

"પણ નાણું ?"

"નાણાંની મદદ હું આપીશ."

"કયાંથી આપશો ?"

"રાજની ત્રીજોરીમાંથી."

"શું કહ્યું ? રાજની ત્રીજોરીમાંથી ?"

"હા."

"એ કેમ બનશે ?"

'જે માણસ રાજાના પ્રાણ લેવા જેટલો બળવાન છે, એ માણુસ રાજાની ત્રીજોરી નહીં તોડી શકે ? આ વાતમાં તમારે કશી ચીંતા કરવાની નથી. તમોને મારા કામમાં જ્યારે પણ શંકા આવે ત્યારે મને તીરથી વીંધી નાખવાની તમોને છુટ છે. મારામાં કોઇ પણ પ્રકારનું છળકપટ જુવો ત્યારે તમો તમારી ઇચ્છામાં આવે એવી રીતે મારી અવદશા કરજો."

નરદેવના શબ્દે શબ્દમાંથી જાણે સચ્ચાઇ નીતરતી હતી. રાણી તો નરદેવ ઉપર મંત્રમુગ્ધ બની ગઇ. નરદેવ કહેવા લાગ્યો.

'જુઓ આપણને સૈન્ય એકત્ર કરવા વીના ચાલે એમ નથી.'

"કારણ ?"

"કારણ એ જ કે આપણને કેવળ મહારાજા સાથે વેર ખેડવાનું નથી."

"ત્યારે ?"

"કેદારનાથની સત્તાનો પણ વિચાર કરવાનો છે. મહારાજાના મૃત્યુથી આપણો વિજય નહીં થાય. આપણો વિજય તો કેદારનાથ અને મહારાજા બન્નેના વિનાશમાં રહેલો છે."

"એ વાત બરાબર છે."

"તો હવે તમો સૈન્ય માટે યોજના કરો."

"અને આ અત્યાચાર માટે ?"

"આપણામાંથી કોઇ મહારાજા પાસે આ વાતની ફરિયાદ રજુ કરો. જુવો તો ખરા કે એ શું ન્યાય આપે છે ?"

"એક તરફ આવો અત્યાચાર અને બીજી બાજુ મહારાજા તરફથી અન્યાય. આ બન્ને વાત આપણા કાર્યને બહુ જ બળ આપશે."

"આપ આવશો ને ?"

"હું તો ત્યાં હાજર જ હોઇશ. પણ છુપા વેશમાં કારણ કે મહારાજાનો મારે નાશ કરવાનો છે."

"તમો જઇને આ અત્યાચારનો ન્યાય માગો અને પછી જુઓ કે પરીણામ શું આવે છે ?" બધાએ નરદેની જય પુકારી અને એક તરફથી સૈન્ય ઉભું કરવા અને બીજી તરફથી રાજ દરબારમાં આ ઘટનાનો ન્યાય માગવાની વાત નક્કી થઇ.



# પ્રકરણ ૯ મું.

કુમાર કન્નરી વીહારમાં અત્યાચાર વર્ષાવી નાસી છુટયો. અને એ એટલું જ કરવા માગતો હતો, કારણ કે એમ કરવાથી જ કન્નરી વીહારની પ્રજા મહારાજા શકતીવર્મા સામે માથુ ઉચકી શકે એમ હતું. કુમારના અત્યાચારની જવાબદારી મહારાજા ઉપર ગઈ. આવા દુઃખનો વરસાદ ફકત મહારાજા તરફથી જ વરસાવવામાં આવે છે, એવું કન્નરી વીહારીની પ્રજા માનવા લાગી. કુમારના ઘણા આશયોમાં આ પણ એક આશય હતો. અને એ આશય કેટલેક અંશે ફળ્યો પણ ખરો. છતાં એનું પરીણામ શું આવશે એ કુમાર સમજી શકયો નહી. આ અત્યાચારનું કારણ મહારાજાની સમજમાં આવી ગયું હતું, મહારાજા અત્યારે નરદેવના નામથી ત્યાંની પ્રજામાં ભળી ગયા હતા. કુમારને એની ખબર નહોતી.

કન્નરી વિહારમાંથી નાસીને કુમાર રાજધાની તરફ વળ્યો. અને ગુરૂ કેદારનાથની પાસે આવ્યો. મંદીરમાં આજે

પણ કાળખંજરીનો ઘોર નાદ સંભળાતો હતો. કુમાર આવ્યો, અને કાળખંજરીના અવાજમાં લીન થયો. ગુરૂ કેદારનાથ અત્યારે સમાધીમાં હતા. ભકતજનો ગુરૂની આસપાસ વીંટળાઇ વળ્યા હતા. પળવાર પછી ગુરૂએ પોતાના નેત્રો ખોલ્યા. કુમારને જોયો, કુમારના મોઢા ઉપર હર્ષ અને વિષાદની છાયા હતી. ગુરૂ અને કુમારની દ્રષ્ટી મળી, ગુરૂ બોલ્યો.

"આવ્યો."

કુમારે મસ્તક નમાવ્યું, ગુરૂ હસ્યો અને બોલ્યો.

"વિજય થયો ?"

"થયો."

"કેવી રીતે ?"

"કન્નરી વીહારની પ્રજામાં એક પ્રકારનો દાવાનળ સળગી ગયો છે. ત્યાંના માણસો જાગ્રત થયાં છે. પછી શું થયું એની મને ખબર નથી". ગુરૂની આંખો તણાઇ ગઇ અને એ બોલ્યો.

"એટલી કચાસ શા માટે રાખી ?"

"તે સીવાય બીજો ઉપાય જ નહોતો."

"વારૂ, હવે આપણે બીજી છુપી તૈયારીઓ કરવાની છે."

"જેવી આજ્ઞા."

થોડી વાર પછી કુમાર રજા લઇને ગયો અને પોતાના વિલાસ ભુવનમાં આવ્યો.

કુમાર કોણ હતો ! રાજમાં એનો શું મોભો હતો, શું માન હતું એ વાત અહીંયા વીચારવાની જરૂર છે.

કુમારનું ખરૂં નામ અજાતબાહુ હતું. મહારાજાની દીકરી મંદાકીની સાથે એનાં લગ્ન થયાં હતાં. મહારાજાનો એ જમાઇ થયો હતો. આથી રાજમાં એની નામના સારી હતી. રાજાના બધા અમલદારો અજાતને આદર આપતાં. માનથી જોતાં, બીજા મહારાજા જેટલું જ એને માન આપતા. ઘણી વખત મહારાજાની બદલીમાં અજાતબાહુ મહારાજા ગણાતો. મહારાજાની રાજમુદ્રીકા પણ એને મળતી અને રાજ પર સત્તા પણ એ જ ચલાવતો.

અજાતબાહુ વિશ્વાસુ હતો. મહારાજા અજાતબાહુને બહુ જ વિશ્વાસથી જોતા, પણ સમય જતાં અજાત ઉપરથી મહારાજાનો વિશ્વાસ ઉઠવા લાગ્યો. અને અત્યારે મહારાજાનાં મનમાં અજાત પ્રત્યે વિશ્વાસના બદલે ઘૃણા આવી હતી. છતાં આ વાત લોકોના જાણમાં હતી નહી, લોકો તો એમ જ જાણતા હતા કે અજાતબાહુ મહારાજાના જમાઇ છે. વિશ્વાસુ છે. બીજા મહારાજા છે અને મહારાજાના જમાઇ જેટલી જ ઇજ્જત અજાતબાહુને મળ્યા કરતી.

અજાતબાહુ ગુરૂના મંદીરમાંથી વીદાય લઇ પોતાને ત્યાં આવવા નીકળ્યો મંદાકીની પાસે.

મંદાકીની મહારાજા શકતીવર્માની દીકરી હતી. પછી એના વૈભવ વીલાસનું પુછવું જ શું?

મંદાકીની મંદાકીનીના, નીર્મળ જળ જેવી હતી. એ જુવાન હતી. જુવાનીના ઉછરંગો એના શરીરમાં થનગની રહ્યા હતા.

આજે એણે પોતાના વીલાસ ભુવનને શણગાર્યુ હતું. કારણ કે હજી વસંતની ખુશબો સંસારમાંથી ગઇ નોહતી.

થોડા સમય પહેલા આપણે મહારાણીને ત્યાંના ઉત્સવ જોયો. આજે આપણે મંદાકીનીને ત્યાંનો ઉત્સવ જોઇએ.

મંદાકીનીએ પોતાનું વીલાસ ભુવન શણગાર્યુ હતું. કંદર્પને વધાવવા સહુ સખીઓ કોડે મલી હતી. સૌ સાહેલીઓના મનમાં અનેક ભાવના ઉભરાતી હતી. કોઇ સ્થળે કનકકુંડીઓમાં કેસુડો રંગ ભરેલો હતો. કોઇ સ્થળે હીરાજડીત પીચકારીઓમાંથી નીલમ માણેક વરસાવવાની તૈયારી થઇ રહી હતી. કોઇ સ્થળે ડફ, ઝાંઝર, સીતાર, સારંગી, અને બીજા વાજીંત્રો વાગી રહ્યાં હતાં. આમ આ વીલાસ ભુવન એક અનેરા સાજમાં સુસજ્જીત હતું. ત્યાં કોઇનો ગાવાનો અવાજ આવ્યો.

છુપી છુપાઇને સંદેશ કોઇ લાવે છે,
ઉઠો ઉઠોને અનેરી વસંત આવે છે.

બસ—

બધી સખીઓમાં ધુન જામી. સઉ સખી ઉભી થઇ ગઇ. મંદાકીનીની આસપાસમાં પ્રદક્ષીણા ફરવા લાગી. મંદાકીનીની દંતપંકિત ઉઘડતી બીડાતી હતી ત્યાં ગાન આગળ વધતું હતું.

રસેશ વીણુ લઇ હર્ષથી વગાડે છે એ........એ
રસેશ વીણુ લઇ હર્ષથી વગાડે છે.
સુતેલી સૃષ્ટીને પદતાલથી જગાડે છે,
રમા રમે છે અખીલ વીશ્વને રમાડે છે.
શશી ને સુર્ય મળી તાલે તાળી પાડે છે,

સુરેશ સુન્દરી અમૃત કટોરી લાવે છે,
ઉઠો ઉઠોને અનેરી વસંત આવે છે.

આ શબ્દોમાં, આ ગાનમાં, આ ગાનના તાન પલટામાં મંદાકીનીની સખીઓએ સ્વર્ગભુમી પૃથ્વી પર ઉતારી આખુ વીલાસ ભુવન જાણે સ્વર્ગસદનમાં ફેરવાઇ ગયું.

હવે સખીઓએ છેડ આદરી અને બોલી બ્હેન મંદાકીની હવે તમે ગવરાવો છો ? મંદાકીની બોલી.

"કોણ હું ?"

"હા. તમે, તમે."

મંદાકીની હસી અને ગાવા લાગી. એ......

ભુમી વીલાસભુવનની કડી ઉઘાડે છે,
હૃદય સુવાસભર્યું ગુલછડી ઉઘાડે છે.
કવી મધુ મધુનીજ પાંખડી ઉઘાડે છે,
નવીન સૃષ્ટી નવી આંખડી ઉઘાડે છે.
સમીર ધીર ધ્વજા કેસરી ઉડાવે છે,
ઉઠો ઉઠોને અનેરી વસંત આવે છે.

મંદાકીનીનો અવાજ મધુર હતો. ગાવાની રીતભાત શાસ્ત્રીય હતી. મંદાકીનીએ ગાયનના શબ્દોને છુટા છુટા કરી એવી રીતે ગાયા કે સખીઓમાં આનંદની હુલી ચઢી. મંદાકીની ગાવામાં મસ્ત બની, મસ્ત બનીને ગાવા લાગી.

નવીન રૂતુની આ પણ નવી નવાઇ છે,
કળી કળી ને ભૃંગેભૃંગમાં લડાઇ છે.
હંસ હંસીને કહે કોકીલા વધાઇ છે,
શીર્ણજીર્ણ સૃષ્ટીમાં યૌવન કયાં છુપાઇ છે.

અહીં અનંગ, રતી ત્યાં ભવાં ચઢાવે છે,
ઉઠો ઉઠોને અનેરી વસંત આવે છે.

ગાયન ગાતાં ગાતાં સખીઓની છેડ વધી. કોઇ અનંગ બની, કોઇ રતી, કોઇ રતીની લાજ છોડવવા લાગ્યું. કોઇ અનંગના બાહુપાશમાં જવાની કોશીષ કરવા લાગ્યું.

અચાનક અજાતની સ્વારી ત્યાં આવી ચઢી. એણે પોતાના ભુવનની સ્થીતી જોઇ. વસંતના વધામણામાં ઘેલી બનેલી સુંદરીઓનો સુર એના કાનમાં આવ્યો.

અજાતથી રહેવાયું નહી, એ પણ એક ગાનાર હતો. આનંદમાં પોતાનું સર્વસ્વ હોમી દેવાવાળો હતો. એણે વસંતની વધાઇમાં ભાગ લીધો અને પોતાના અવાજને રમતો મુકયો.

ચડયા છે ઘેન વદને યોવના મરોડે છે
પળેપળ એ કસો કંચુકીની તોડે છે
ભ્રમર ઉપાડી રહી છે કે તીર જોડે છે
હૃદય છે એક ને ભાવો હઝાર દોડે છે
મદીલી આંખડી એવું કહી નચાવે છે
ઉઠો ઉઠોને અનેરી વસંત આવે છે.

આ ગુંજારવ મંદાકીનીના કાનમાં આવતાં એ ભાન-શાન વીનાની થઇ ગઇ. પોતાના પતીનો સ્વર એણે ઓળખ્યો અને નયનોના તીર વરસાવતી પોતે સ્નેહ દ્વાર તરફ ધસી. પાછળ સખીઓ પણ હતી. અજાત અને મંદાકીની મળ્યા. એમના મળવા પહેલાં આંખો મળી, મુખમાંથી શબ્દો નીકળે તે પહેલાં આંખમાંથી તીર નીકળવા લાગ્યાં, આંખો બોલવા

લાગી. પ્રેમની કોઈ અભેદ્ય વાતો આવી. હૈયા હોસમાં આવ્યા. શરીરમાં ઝણઝણાટ થયો. આજુબાજુમાં જાણે સુનકાર હોય એમ બંને પ્રેમી તનમય થઇ ગયા. માત્ર આંખોમાં જ કામણ નાખતા હતા. આ દેખાવ જોઇ એક સખી બોલી.

અહીં અનંગ રતી ત્યાં ભવાં ચડાવે છે
જુવો જુવોને મદનરાજ આજ આવે છે

મંદાકીનીએ આ શબ્દો સાંભળ્યા, એ શરમાઇ ગઈ. પાછા પગલે પાછળ હઠી. અજાત આગળ વધ્યો, ઘુઘવતા સાગર પ્રમાણે અને છેવટે સરીતાને પોતાની ભુજામાં સમાવી દીધી. સખીઓમાં તુફાન જાગ્યું. એક બોલી.

"આવો અનંગરાજ."

અજાતની દ્રષ્ટી એ બોલનારી પર ગઇ. બોલનારી રૂપનો ખજાનો હતી.

અજાતની આંખની સાથે મળતાં એક પ્રકારની વીજળી વરસી. અજાતે મંદાકીનીને છોડી દીધી અને બોલનારી સાથે આંખો લડાવતાં પોતે બોલ્યો.

"આ કોણ ?"

"મહા અમાત્યની દીકરી."

"ઓહો, મહા અમાત્યની દીકરી. પછી એના રૂપમાં આવી આગ હોય એમાં નવાઇ શી ?"

મંદાકીનીને આ શબ્દો ઝેરીલા કાંટા સમાન લાગ્યાં એ બોલી.

"અજાત આ શું ?"

"કેમ ?"

" મર્યાદાની હદ ઓળંગવી સારી નથી."

"એમાં મર્યાદાની હદ ઓળંગવાનો પ્રશ્ન જ ક્યાં છે? આ બાળાનું રૂપ હદ ઓળંગીને ખીલ્યું છે. એના રૂપે હદ ઓળંગી છે. તો હું મારી મર્યાદાની હદ ઓળંગુ એમાં આશ્ચર્ય શું?"

"બસ અજાત, બંધ કરો. તમો રાજકુળના છો લંપટ નથી."

"એટલે! શું રૂપના વખાણ પણ ન કરવાં?"

"હદ કુદાવીને નહીં."

"હદ કુદાવીને નહી! કેમ હદ કુદાવીને નહી. પુજારી પોતાની પુજા શુ હદમાં રહીને કરે છે! ભક્ત શું પોતાનું ભગવત ભજન મર્યાદામાં રાખે છે! મંદા આ રૂપ! આ યૌવન, આ આંખો, આ......" મંદાકીની વચમાં જ બોલી.

"બસ, અજાત બસ, બહુ થયું. જાણતા નથી એ કોણ છે?"

"એ રૂપની દેવી છે અને હું એ રૂપનો પુજારી થવા માંગું છું."

"મને નોહતી ખબર કે મારો પતી આવો પરગામી છે."

"અને મને પણ નોહતી ખબર કે મારી સ્ત્રી આવી ગર્વમાં અંધ છે. મંદા મંદા હું જાણું છું તારા આ બોલનો અર્થ. હું જાણું છું તારા અભીમાનનું કારણ."

"મારા અભીમાનનું કારણ?"

"હા, તું રાજકન્યા છે. રાજકન્યા હોવાથી તું મારા મુખમાં ડુચો મારવા માંગે છે, તું રાજકન્યા છે તેથી મને

તું તારો વેચાણુ સમજે છે. પણુ મંદા એમ નથી.”

“હું પણુ કહું છું એમ નથી. હું અભીમાની નથી પણુ અભીમાનને ધીકકારનારી છું. એક જ પતીની પુજારી છું. પણુ સાથે સાથે એ પણુ કહી દઉં છું કે મારો પતી એક જ પત્નીવ્રત પાળે એમ ઇચ્છા રાખનારી છું.”

“અને એ ઇચ્છા ન ફળી તો ?”

“તો પરીણામ વીપરીત આવે.”

“ઓહો, આટલી હદે વાત આવે એમ છે. તો–તો મને મારો હાથ બતાવવો જ જોઇએ. પરીણામ વીપરીત શું આવે છે એ પણુ મારે જોવું જોઇએ, આમ બોલી એ કન્યાનો હાથ પકડવા ગયો. ત્યાં સામેથી રાજકન્યાએ પડકાર કર્યો.

‘બસ અજાન ત્યાં જ રહેજો.”

“ત્યાં જ રહેજો. એ કહેનારી તું કોણુ ?” જોઉ છું મારા માર્ગમાં કોણુ આવે છે.

“કાળ ”

“કાળ–શું તું મારી કાળ છે ?”

“નહી, હું તમારો કાળ નથી પણુ વીષયનું ગાંડપણુ એ તમારો કાળ છે. મોહનો અંધાપો એ તમારો કાળ છે. અટકી જાવ ત્યાં જ.” અજાત અટકયો. અને એટલી વારમાં અમાત્ય બાળા ત્યાંથી છટકી ચાલી ગઇ. રંગમાં ભંગ પડયો. સખીઓ ગભરાઇ ગઇ અને પળ વારમાં વસંતની વધાઇમાં કોઇ કરાળ કાળના પગલાં થયા. અજાતે કાળની માફક ફાળ ભરી મંદાકીની ઉપર લપકયો. અને મંદાકીનીને પકડીને બોલ્યો.

"માંડાલણી, તારી આ શકતી ?"

"હા, સ્ત્રી તો મહાશકતી છે, એ શું નથી જાણતો,"

"હું એ મહાશકતીનો હમણાં જ અંત લાવીશ."

આમ બોલી, અજાતબાહુ રાજકન્યા ઉપર કુદયો અને ગળામાંથી પકડી. પણ એજ પળે રાજદુવાઇ સંભળાઇ અને દ્વારપાળે આવી સમાચાર આપ્યા કે મહારાજા શકતીવર્મા પધારે છે, અજાતની શકતી અલોપ થઇ ગઇ–ઉત્સાહ ઉડી ગયો–મોહની આંધી સમાઇ ગઇ. શરીરમાં ધ્રુજારો આવ્યો. એનાથી એટલું જ બોલાયું." "કોણ મહારાજા ?"

ત્યાં સામેથી મહારાજા હસતા હસતા દાખલ થયા અને બોલ્યા.

"હા, હું."

અજાત ન સમજયો કે મહારાજા અત્યારે શા માટે આવ્યા છે. અજાતની નજર મહારાજાની નજર સાથે મળી. અને પછી એ નજર નીચે ઢળી ગઇ. મહારાજાની આંખોએ આખા વીલાસભુવનને અવલોકયું. પછી મંદાકીનીને સંજ્ઞા કરી. મંદાકીની ગઇ–સખીઓ પણ ગઇ. રહયા માત્ર બે જણા. મહારાજા, અને અજાતબાહુ.



## પ્રકરણ ૧૦ મું.

અજાત મહારાજાની મુખાકૃતિને જોતો રહયો. મહારાજાના મોઢાનો ભાવ પળે પળે બદલાતો હતો. પળવારમાં મહારાજા એક દયાના સાગર સમાન દેખાતા, તો પળવારમાં મહારાજાની આંખો તુફાની વીજળી માફક અજાતના સામે ચમકતી. અજાત પળવારમાં ગભરાતો, પળવારમાં શાન્ત થતો. કોઇ સમયે એની નસોનું લોહી થંડુ થઇ જતું. કોઇ સમયે આનંદ લહેરીઓથી નસોમાં નવીન બળ આવતું. અજાત આમ ચીત્રવિચીત્ર સ્થીતિમાં મહારાજાની સન્મુખ ઉભો રહયો.

રાજબાળા મંદાકીની પણ આશ્ચર્ય મુગ્ધ થઇને ઉભી હતી. એના મનમાં પણ મહારાજાના આગમનથી અનેક તરંગો આવતા હતા. એ પણ આ વાતનો ભેદ ઉકેલવા આતુર હતી કે "મહારાજા અત્યારે અહીંયા આવ્યા શા માટે? અહીંયા આવવાનું એમને શું કારણ મળ્યું હશે? શું અમાત્યબાળાના ઉપર થનારા અત્યાચારથી મહારાજા જાણીતા હશે? શું એ અમાત્યબાળાને બચાવવા આવ્યા હશે?" રાજકુંવરીના

હૃદયમાં વીચારની આવી પરંપરા ચાલ્યા કરતી હતી, અચાનક મહારાજાના બોલવાનો સ્વર રાજકન્યાના કાનમાં આવ્યો.

"મંદાકીની !"

મંદાકીનીએ મહારાજાની દ્રષ્ટિ સાથે દ્રષ્ટિ મેળવી. અને પછી બોલી.

"બાપુ."

"જાવ."

"કયાં ?"

"મહેલમાં,"

આજ્ઞા થઇ મહેલમાં જવાની. મહારાજાનો બોલ નીકળ્યો પણ મંદાકીની ત્યાંથી એક પણ પગલી આગળ ભરી ન શકી. એ તો જ્યાં હતી ત્યાની ત્યાં અવાચક મુર્તી માફક ઉભી રહી. મહારાજાએ મંદાકીનીને ફરી આજ્ઞા કરી.

"બેટા જાવ."

"હું જાઉં ?"

"હા. સમઝવામાં નથી આવતુ? મંદા હું તને આજ્ઞા કરૂં છું."

મંદાકીની કહેવા લાગી.

"જાઉં પણ એક વચન લઇને."

'શું !'

'અજાતને ક્ષમા......'

મહારાજાની આંખોમાંથી તણખાનો જાણે વરસાદ શરૂ થયો. મહારાજા કહેવા લાગ્યા.

'બાળકી ! આ તું શું બોલે છે. તું શાની ક્ષમા આપવા કહે છે !'

'અપરાધની.'

'કોના અપરાધની ?'

રાજકન્યાની આંખો અજાતશત્રુ તરફ ગઇ. અજાતના હોઠ બીડાયેલા હતા એ હોઠને દાંતમાં દબાવી ઉભો હતો. એની આંખમાં પણ મહારાજ પ્રત્યે તેમજ રાજકન્યા પ્રત્યે તુચ્છકાર દેખાતો હતો. અજાત તુચ્છકાર વરસાવતો બોલ્યો.

'મંદાકીની, શું તું મને અપરાધી માને છે ? લજ્જા નથી આવતી ? હું તારો પતી છું પતીનો અપરાધ જોવો–સાંભળવો એ શું તારો ધર્મ છે ?'

મંદાકીનીના હૃદયમાં જવાળા થઇ એ બળતાં બળતાં બોલીઃ

'ધર્મને ભુલેલા સ્વામી ! મને ધર્મની શાખામણ શા માટે આપો છો ? હું. મારો ધર્મ બરાબર જાણું છું અને મારો ધર્મજ તમારા પ્રત્યે દયા બતાવવા મહારાજાને વીનવી રહયો છે.'

'પણ હું તારા તરફથી મળેલી દયાની ભીક્ષા સ્વીકારવા નથી માંગતો ! મને મારો બચાવ કરતાં આવડે છે.'

'તમારો બચાવ તમે કરશો ?'

'નહી.'

'ત્યારે.'

'કાળખંજરી કરશે ?'

'કાળખંજરી......'

'હા કાળખંજરી.'

રાજકન્યા ગભરાઇ ગઇ કાળખંજરી પ્રત્યે એને પણ શ્રધ્ધા હતી ગુરૂ કેદારનાથની શકતીનું એને પણ ભાન હતું

ગુરૂની આજ્ઞા, ગુરૂનો એકજ ઇશારો આ આખા રાજને માટીમાં મેળવવા સમર્થ છે એમ રાજકન્યા માનતી હતી વીશ્વાસથી.

અજાતના મોઢામાંથી કાળખંજરીનો શબ્દ નીકળતાં મંદાકીની મહારાજાને કહેવા લાગી ' પીતાજી આ વાતને આગળ વધતી અટકાવો.'

મહારાજાને ક્રોધ તો ઘણોજ ચડયો તો પણ એનાથી અનાયાસે બોલી જવાયું.

' શા માટે ? '

' એટલાજ માટે કે આ પ્રકરણમાં સર્વનાશની નીશાનીઓ દેખાય છે. આ પ્રકરણમાં મને ઘોર અંધકાર નજરે પડે છે.'

' બાળે, તું જા. રાજકારણમાં વચ્ચે ન આવ. ઘોર અંધકારને ભેદી નાખવાની શકતી સુર્યમાં બરોબર હોય છે. અંધકાર સુર્યની સામે છવાય છે પણ એનો નાશ નથી કરી શકતો તું જા. જા ચાલી જા.' રાજકન્યા આ આજ્ઞાની સામે ઉભી ન રહી શકી. અને એ ચાલી ગઇ.

રાજકન્યાના જવા પછી મહારાજાએ દ્વારપાળને સંજ્ઞા કરી દ્વારપાળ ગયો અને બે સૈનીક ત્યાં આવીને ઉભા રહ્યા.

સૈનીક તરફ મહારાજાએ આજ્ઞાકારક દ્રષ્ટિ કરી અને એજ પળે અજાતને કેદ કરવામાં આવ્યો. બીજી પળે સામેનો દરવાજો ખુલ્યો, અજાતને દરવાજાની અંદર લીધો. દરવાજો બંધ થયો. અને એક ભવ્ય કારાગારા જેવો રાજ-મહેલ નજરે પડયો.

અજાતને અહીંયા છુટા કરવામાં આવ્યો. અને મહારાજાએ અજાતને કહ્યું.

"અજાત હવે કાળ ખંજરીનો પ્રભાવ મંદ પડયો છે."

"કોણુ કહે છે ?"

"કન્નરી વીહારનો અત્યાચાર."

અજાતની શાકતમાં ફેરફાર થયો, મોઢાનો ભાવ બદલાઇ ગયો તેજ ઝાંખુ થઇ ગયું.

મહારાજા બોલ્યા.

"બનાવટી રાજમુદ્રિકા કયાં છે ?"

અજાત આશ્ચર્ય પામ્યો. એ બોલી ન શકયો મહારાજાની આંખોમાં એક પ્રકારની આજ્ઞા તરવરતી હતી. મહારાજા આજ્ઞા કરતા હોય એ રીતે બોલવા લાગ્યા.

"કુમાર તું મારો જામાત્ર છે એમ રખે માનતો. ન્યાયાસન પાસે મારૂં કોઇ સગું નથી. બોલ મુદ્રિકા કયાં છે?"

મુદ્રિકાનું નામ આવતાં કુમારનો ચ્હેરો પીળો પડી ગયો પળવાર પછી કાંઇક વીચાર આવતાં કુમાર બોલ્યો.

"તમો કાળ ખંજરીનો પ્રભાવ મંદ પાડી શકો છો અને મુદ્રિકા નથી શોધી શકતા ?"

"મુદ્રિકા ! મુદ્રિકા એક પળવારમાં મારા હાથમાં આવશે. પણુ બનતાં સુધી મારી કન્યાને વૈધવ્ય ન આવે એ જોવાની મારી ઇચ્છા છે. તું અપરાધી છે એ વાત મારાથી અજાણી નથી. પણુ એ અપરાધની જો ક્ષમા અપાતી હોય; એના માટે કોઇ માર્ગ મળતો હોય તો હું એમ કરવા તૈયાર છું."

"મને તમારી ક્ષમા નથી જોઇતી."

"તું મૃત્યુ માગે છે ?"

"મૃત્યુ ! મહારાજ બસ કરો. મારૂં મૃત્યુ મૃત્યુના પણ હાથમાં નથી, હું તો જીવતાં મરી ચુકયો છું."

"જીવતા મરવાનું જ્ઞાન જો તારામાં હોત, તો તું આવા અનાચાર કરત નહી."

"કેવા ?'

'કન્નરી વીહાર શું યાદ નથી ? કુમાર તેં અત્યાચાર કર્યો પણ તને અત્યાચાર કરતાં ન આવડયું. ગરીબ અને રાંક ઓને મારવામાં તેં કયી વીરતા કરી ? એક બાળક બીચારો તારા પાદપ્રહારથી લોહીની ઉલ્ટી કરી મરી ગયો. એમાં તારી કયી બહાદુરી હતી ? વીચાર તો કર.'

'મારે કશો વીચાર, કરવો નથી.'

'તારો પણ ?'

'મારો વીચાર મારે શા માટે કરવો જોઇએ ? મારો વીચાર કરશે !'

'કોણ ?'

'કાળખંજરી, મહાગુરૂનો મંત્ર.'

'ત્યારે આ બધું મહાગુરૂની આજ્ઞાથી થયું છે ?'

કુમારે અત્યાર સુધી આવેશમાં આવી જે વાતો કરી હતી. એમાં ગુરૂ કેદારનાથની આવા અત્યાચાર કરાવવાની આજ્ઞા છે; એ વાત પણ પ્રકાશમાં આવી ગઇ. જેથી મહારાજાએ કાંઇક વીચાર કરીને પુછ્યું.

"અજાત, આમ થવાનું કારણ ?"

અજાત હવે ચુપ થઇ ગયો એણે મનમાં ને

મનમાં માની લીધું કે મારાથી ન બોલવાનું બોલાઈ જવાયું છે. એથી પોતે ચુપ રહયો. મહારાજાના એક પણ પ્રશ્નનો એણે ઉત્તર આપ્યો નહીં. હવે મહારાજા બોલ્યા.

"અજાત, કજરી વીહારમાં તારી સાથે બીજા કોણ કોણ હતા?"

અજાત ન બોલ્યો. મહારાજાએ કહ્યું.

"પગેરૂએ તારા પગની રેખાને પકડી છે, તારી વાતચીતે જેમ તારો અપરાધ પ્રકાશમાં મુકયો છે એજ રીતે તારા સાથીદાર પણ પકડાશે હું તો માત્ર સમયનો નકામો વ્યય ન થાય એટલા માટે જ તને કહું છું. બોલ ઉત્તર આપે છે?"

"નહીં હવે મારા તરફથી તમોને એક પણ વાત્ત મળવાની નથી."

"અને તારા આ બોલવામાં બધી વાતોનો ભેદ સમાયો છે. એ શુ હું નથી સમજી શકતો? અપરાધી કોઇ પણ વાત છુપાવે એથી એનો અપરાધ અળગો નથી થતો. અપરાધના ભારમાં વધારો થાય છે."

'એ ગમે તેમ હોય હું તમારા આધીનમાં છું. તમો ચાહો તેમ કરી શકો છો?'

"મારે કરવાનું છે તે અહીંયા નહી થાય."

"ત્યારે ?"

"ન્યાયાસન પાસે થશે; તને શીક્ષા કરીશ પણ નગરજનોની સામે સમજ્યો?"

"મને શિક્ષા કરવા જતાં આખા નગરમાં જવાળા ન સળગે એનો વિચાર કરજે."

"આ શબ્દો શુ બતાવે છે ?"

"શું ?"

"તારો અપરાધ, તારી પાછળનું પીઠબળ, શું તું એમ સમજે છે કે મેં આ ડહાપણ કર્યું છે. અજાત, આવી વાતો કરીને તે મારા હાથ વધારે મજબુત કર્યા છે. હવે તને કશું પુછવા નથી માગતો જે પુછવાનું હશે તે ન્યાય ધરમ પુછશે. જાવ લઇ જાવ એને" મહારાજાએ આજ્ઞા કરી અને બીજી પળે અજાતને ત્યાંથી લઇ જવામાં આવ્યો.

મહારાજાએ અપરાધીને પકડયો બહુ જ કશળતાથી પકડયો. પકડેજ, રાજાને રાજ ચલાવવું હોય તો આવી જ શકતીઓ એની આસપાસ કામ કરતી હોવી જોઇએ. દરેક રીતે અપરાધીને મહાત કરવામાં મદદરૂપ થાય એવી વ્યકતીઓ અને શકતીઓ મહારાજાની પાસે હોય તોજ રાજકાજ સુખ-મય થાય નહીંતો પરીણામ કેવળ નાશને નોતરવા જેવું બને.

મહારાજા જ્યારથી કન્નરી વીહારમાં ગયા હતા ત્યાર-થી જ છુપો બંદોબસ્ત કરતા ગયા હતા પોતાના વીશ્વાસુ માણસોને ચોતરફ એણે દોડાવ્યા હતા અને હમણાં અજાત પકડાયો એ પણ મહારાજાની દુર અંદેશીનું જ પરીણામ હતું.

કુમાર પકડાયો, પણ એ મહારાજાનો જમાઇ હતો. એક તરફ પ્રજા પ્રત્યેનો ધર્મ બીજી તરફ રાજકન્યાનું વૈધવ્ય, આ વાત મહારાજાના અંતરને વલોવી નાખતી હતી.

આ બનાવ બન્યો એના બીજા જ દીવસે મહારાણી કનકલતા મહારાજા પાસે આવી. મહારાજાનાં નેત્રો નૃત્ય કરવા લાગ્યાં. પળવાર તો એના મનને એમજ થયું કે હું પણ મારૂં મુખ ફેરવી લઉં. અને આનંદ કરૂં. એ આવેલા વીચારને મહારાજા અમલમાં મુકયા વીના રહી ન શકયા. મહારાજા શકતીવર્માંએ તરત જ મુખ ફેરવી લીધું. રાણી સમજી ગઇ અને બોલી.

"મહારાજા હું તમારી સ્ત્રી તરીકે અહીંયા નથી આવી કે તમો આમ મુખ ફેરવી લ્યો છો. આવી ચેષ્ટા કરવાનું, આવો આનંદ કરવાનું આપણા માટે નથી સરજાયું." મહારાજાએ સામું ન જોયું. રાણી કહેવા લાગી.

"મારી પ્રજા ઉપર, મારી જાતી ઉપર ઘોર અત્યાચાર થાય છે, અને તમે મુખ ફેરવી લ્યો છો. એ શું કહેવાય? શું મહારાજાનો આવો ધર્મ છે? કે દીલના બળેલા ફરીયાદ લઇને આવે તો એના તરફ દ્રષ્ટિ પણ ન થાય? મહારાજા, મહારાજા. ન્યાય, ન્યાય."

"ન્યાય?" મહારાજા જાણે કશું જાણતા જ ન હોય એ રીતે પુછવા લાગ્યા. "ન્યાય? શાનો ન્યાય?"

"ઘોર અત્યાચારનો."

"અત્યાચાર! અત્યાચાર કયાં થયો?"

"કન્નરીવીહારમાં."

"કોણે કર્યો?"

"એ શોધી કાઢવાનું કામ તમારૂં છે. મારે કાને છાની છાની વાત આવી છે."

"શું?"

"આ અત્યાચાર કરનાર તમારો જમાઇ છે."

"મારો જમાઇ!"

"હા, તમારો જમાઇ?"

"કોણ કહે છે?"

"પગેરૂ."

"એમ?"

"હા. પણ એ તમારો જમાઇ હોવાથી છુટી જવો ન જોઇએ. ગરીબોના ઘરને પગની ઠોકરે પાયમાલ કરનારો બચી જવો ન જોઇએ."

"રાણી !"

'જમાઇ હોવાથી દયા આવે છે. દીકરીના વૈધવ્યનો વીચાર થાય છે મહારાજા, મહારાજા વીચાર કરજો. હું ન્યાય માગું છું, ન્યાય માગું છું."

"મહારાજા ગંભીર મુખમુદ્રા કરી બોલ્યા."

"મને અન્યાય કરતો સાંભળ્યો છે ?"

"નહીં પણ......"

"પણ શું ? અજાત મારો જમાઇ છે એટલે એના માટે હું પક્ષપાત કરીશ એમ તમોને લાગે છે ?.

"નહીં"

"તો પછી મારી કન્યાને વૈધવ્ય પ્રાપ્ત થાય એનાથી હું થરથરૂં છું એમ તમો માનો છો ?"

"કદાચ."

"રાણી કદાચ, કે બનવા જોગ છે. એવા શબ્દોને ન્યાયમાં સ્થાન નથી. જો અજાત અપરાધી હશે તો ન્યાયાસન સામેજ તેને શીક્ષા થશે. અને એ દેહાંત દંડની શીક્ષા આખા નગરના નગરજનો જોશે એ રીતે અમલમાં મુકવામાં આવશે."

"તો અજાતને પકડવાની આજ્ઞા."

"અજાતને કાલ સવારે બેડીઓમાં જકડાયેલો તમારી આંખ સામે રજુ કરવામાં આવશે."

"શું સત્ય ?"

"મહારાજાના વચનોમાં વિશ્વાસ રાખો"

રાણી તરતજ ત્યાંથી ચાલી ગઇ પણ જતાં જતાં એક પ્રકારનો શંકાનો દાવાનળ સાથે લેતી ગઇ.

# પ્રકરણ ૧૧ મું.

રાણીના મનમાં અવનવા તરંગો આવવા લાગ્યા. મંદાકીની મહારાજાની એકની એક પુત્રી હતી. આગલી રાણીની એકની એક પુત્રીને વૈધવ્ય આપવા માટે મહારાજા તૈયાર થયા હતા. જો મહારાજા પક્ષપાતી હોય તો આવું કાર્ય કરવાને તૈયાર થાય ખરા!

આ વાત રાણીના અંતઃકરણમાં વાયુ વેગે ઉદ્દવેગ મચાવવા લાગી, રાણી વીચાર કરતી જ રહી.

વસંતના વધામણાં વખતે મેં મહારાજાનું અપમાન કર્યું છતાં મહારાજા કાંઇ પણ બોલ્યા વીના, કાંઇ પણ ક્રોધ કર્યા વીના ચાલ્યા ગયા. આજે ન્યાયની વાત આવતાં પોતાનીજ પુત્રીની વીરૂદ્ધ ઉભા રહેવાને તૈયાર થયા! આ શું? મહારાજાનું હૃદય કેવું છે? મહારાજા મારી જાતીના શત્રુ છે કે મીત્ર?

રાણી વીચારમાં ભાન વગરની થઇ ગઇ એ મનમાંને મનમાં અવનવા તર્કવીતર્ક કરતી રહી. આવતી કાલે શું

થશે એનાં એને સ્વપ્ન આવવા લાગ્યાં. રાણી કાંઇ પણ નીર્ણય ન કરી શકી.

પળવારમાં આનંદ તો પળવારમાં શંકા, પળવારમાં ભકતીભાવ તો પળવારમાં અનાદર આમ રાણી વીચાર શુન્ય હતી.

રાણી જે ઓરડામાં હતી એ ઓરડો એક એકાંત ઓરડો હતો. આ ઓરડામાં ગુપ્ત રસ્તા ઘણા હતા. ગુપ્ત રસ્તેથી બાહેરના માણસો મહેલમાં દાખલ થઇ શકે એમ હતું. જો કે એ રસ્તા ઉપર મહારાજાના અનુચર રાત દીવસ દેખરેખ રાખતા, છતાં મહારાણીના માણસોને આ મહેલમાં જવા માટે મના નહોતી. આથી રાણીને મળવા આવનારને કશી અડચણ પડતી નહીં.

રાણી વીચારમાં બેઠી વતી. ત્યાં એક ગુપ્તદ્વાર ધીરેથી ખુલ્યું. રાણીની દ્રષ્ટી એ દ્વાર તરફ ગઇ. દેવદત દેખાયો. રાણીની દંતપંકતી ઉઘડી. એ કોઇ ન સાંભળે એમ બોલી.

"આવો દેવદત."

રાણીના આવકારથી દેવદત ખુશ થયો. રાણીના આનંદથી એના આનંદે અવળો માર્ગ ધારણ કર્યો. દેવદત પાસે આવ્યો. રાણી બોલી.

"શું સમાચાર છે?"

"સમાચાર શું હોય? કશા સમાચાર નથી."

"કશા સમાચાર નથી?"

"ના."

"મહારાજા શું કરે છે?"

"આનંદ."

"એને કન્નરી વીહારના અત્યાચારની માહીતી તો મળી ગઇ લાગે છે।"

"તેથી શું ?"

"શું એ ન્યાય નહી કરે ?"

"કરશે પણ........."

"પણ શું ?"

"એ ન્યાય, ન્યાય નહી હોય."

"ત્યારે ?"

"ન્યાયની મશ્કરી હશે।"

"એમ તમે શા ઉપરથી કહો છો ?"

"મહારાજાએ ધારણ કરેલી શાંતી ઉપરથી."

એ શાંત રહ્યા છે·એથી ન્યાય નહી કરે એમ કેમ કહી શકાય? સાગર શાંત રહે છે પણ એના અંતરનો વડવાનળ શાંત નથી રહેતો. સાગર જેટલો શાંત હોય છે એટલો જ ઉલ્કાપાત મચાવવામાં ઉગ્ર હોય છે.

"તમે એમ શા ઉપરથી કહો છો?"

"મહારાજાએ કુમારને કેદ કર્યો છે."

"કુમારને ?"

"હા. તમોને એ સમાચાર નથી મળ્યા ?"

"મળ્યા છે."

"પછી ?"

"તમે શું ધારો છો ?"

"મહારાજા ન્યાય કરશે."

"હું નથી માનતો."

"કેમ ?"

"તમે આ બનેલી ઘટના બરાબર જાણો છો ?"

"બરાબર જાણો છો એટલે ?"

"કુમારને શા માટે પકડયો છે ?"

"શા માટે ?"

"તમે આ વાતમાં કંઇ નથી જાણતા!"

"જાણું છું, કન્નરી વીહારમાં થયેલા અત્યાચારનો ન્યાય કરવા માટેજ મહારાજાએ કુમારને બંદીવાન કર્યો છે."

"નહીં ?"

"નહીં ?"

"હા, નહીં."

"આ હા, અને નહીનો અર્થ ?"

"અર્થ એ જ કે મહારાજાએ કુમારને કન્નરી વીહારના અપરાધ માટે નથી પકડયો."

"ત્યારે ?"

"મહાઅમાત્યને રાજી રાખવા માટે પકડયો છે."

"મહાઅમાત્યને રાજી રાખવા ?"

"હા."

રાણી વીચારમાં પડી. દેવદત્ત રાણીના મોઢાના ભાવો જોવા લાગ્યો. પળવાર પછી એ બોલ્યો."

"મહારાણી! કુમારે અમાત્યની બાળાનું અપમાન કર્યું છે, એનો હાથ પકડયો છે, એની મર્યાદાનો શીકાર કરવાનો આરોપ કુમાર ઉપર છે. સમજ્યાં ?"

"સમજી."

"નથી સમજ્યાં, તમે બરાબર નથી સમજ્યાં. તમે શું એમ ધારો છો કે મહારાજા કન્નરી વીહારના તુચ્છ બનાવ માટે પોતાની દીકરીને વૈધવ્યના ગારમાં ધકેલી દે? તમે

શું એમ ધારો છો કે પ્રજા પર થયેલા આવા નાના જેવા આક્રમણથી મહારાજા પોતાના જમાઇને દેહાંત દંડની સજા આપે?"

"કેમ નહીં?"

"નહી, લેશ માત્ર નહીં. મહારાજા આપણું નહીં પણ મહાઅમાત્યનું મન રાજી રાખવા માગે છે, એક કાંકરે બે પક્ષી મારવાનો આ દાવ રમે છે ખરી રીતે મહારાજા એક અજબ ચાલ ચાલી રહયો છે."

"વારૂ તમે કહેવા શું માગો છો?"

"મારૂં કહેવું જુદું જ છે."

"અને તે?"

"સમય આવતાં કહીશ."

"અને હમણાં?"

"હમણાં તો હું માત્ર એટલું જ કહેવા આવ્યો છું કે આ થનારો ન્યાય ન્યાય નથી, એક પ્રકારનો દંભ છે. એક પ્રકારનો છળ પ્રપંચ છે તમો એ છળ કપટના ભોગ ન બનો એટલા માટે હું તમોને ચેતાવવા આવ્યો છું. મારૂં કામ હતું તે મેં પુરૂં કર્યું છે. એ વાત પર વીચાર કરવાનું કામ તમારૂં છે, લ્યો હું જાઉં છું."

"બસ, એટલી જ વારમાં." આમ બોલતાં બોલતાં રાણીના નેત્રોએ વીજળીની ગતી લીધી. દેવદતે આ નૃત્ય કરતાં નેત્રોનો અર્થ જુદો જ કર્યો. દેવદતનું હૃદય પણ નૃત્ય કરવા લાગ્યું. દેવદત બોલ્યો.

"રાણી!"

"બોલો દેવદત."

"તમારી પાસે મારી એક માગણી છે."

"આપશો ?"

રાણી ઉત્તર આપે ત્યાં ગુપ્તચરે ખબર આપી.

"મહારાણી, રાજકન્યા આવે છે."

દેવદતનો ઉત્તર અધવચમાં રહયો. એનો આનંદ પણ અધવચમાં રહયો. અને દેવદત ગયો. રાણી જતા દેવદતને આશ્ચર્યની આંખે જોઇ રહી, અચાનક એના કાનમાં ધ્વની આવ્યો.

"માજી, માતા ?"

રાણીએ સામે જોયું, મંદાકીનીનો કરૂણ ચ્હેરો એની આંખ સામે દેખાયો. મંદાકીનીની આંખમાં આંસુ હતા. મોઢા ઉપર એક પ્રકારની આંધી છવાઇ ગઇ હતી. શોકથી એના મોઢાનું તેજ હરાઇ ગયું હતું. આંખમાંથી ટમટમ કરતો વરસાદ ટપકતો હતો. રાણીએ મંદાકીની રડતી જોઇ અને ઓરમાન માતા હોવા છતાં આવેશને એ પોતાના અધીકારમાં ન રાખી શકી. એ સહસા બોલી ગઇ.

"દીકરી,"

"માતા, દીકરીનું હવે શું થશે ?"

"શું થશે ?"

"તમે નથી જાણતા માતા હું હવે વીધવા થવાની છું મા, બચાવો, માતા. મારા પતીપર–પતીપર નહીં તો મારા જીવન ઉપર દયા લાવો, મારા પતીને બચાવો."

રાણીની નજર સામે કન્નરી વીહારનો આખો બનાવ આવીને ફરવા લાગ્યો. ઘડીમાં આંખોમાં જવાળા તો ઘડીમાં એ આંખોમાં પાણી, એવી દશા મહારાણીની થઇ ગઇ મહારાણી બોલી.

"મંદાકીની આ વીષયમાં મારાથી કશું થાય તેમ નથી."

"કશું નહી થાય ?"

"નહીં."

"મારા પ્રત્યે પણ દયા નહીં કરો ?"

"તારા પતીએ એ નીર્દોષના લોહી પીધાં છે."

"એમાં મારો શું દોષ ?"

"દોષ એજ કે તું અજાતની પત્નિ છે—પતીના દોષની અર્ધી ભાગીદાર છે."

"એ વાત મને માન્ય છે. જો પતીના દોષની અર્ધી ભાગીદાર હું હોઉં તો એની શીક્ષામાં પણ મને ભાગ મળવો જોઇએ."

"એ વાત તું મહારાજાને કહેજે."

"મહારાજાને તો કહીશ પણ જો માહારાજા પુત્રીપ્રેમને વશ થઇ કાંઈ ન કરે તો ?"

"કાંઇ ન કરે તો ! તો શું ?"

"મને શીક્ષા કરવાનું બીડું તમે ઝડપજો, તમે સ્ત્રી છો, સ્ત્રીના હૃદયને ઓળખી શકો છો. મને જીવનદાન આપવાનું તમારા અધીકારમાં નથી. પણ મને મૃત્યુ તો આપ અપાવી શકશો. કહો આટલી દયા કરશો ? કહો મને શીક્ષા અપાવશો ?"

"મંદા, મંદા આ શું ?"

"મંદાની મતી મારી ગઇ છે. મંદાની બુધ્ધી મંદ થઇ ગઇ છે. માતા, રાણીમાતા, મારી દ્રષ્ટી સામે સકળ સંસાર પ્રદીક્ષણા ફરી રહયો છે. મારૂં ભાગ્ય પણ એવી જ ફરતી ગતીમાં છે. હું તમોને ન્યાયની આડે આવવા નથી કહેતી."

"પછી ?"

"મને શીક્ષા થાય, કોઇપણ પ્રકારે શીક્ષા થાય એ તમારી પાસે માંગી લઉં છું."

"તું શીક્ષા માંગે છે?" મંદાકીની બોલી:

"હા."

"હા ?" રાણીએ સામે પ્રત્યાઘાત કરતાં પુછ્યું.

"તું શાની શીક્ષા માંગે છે."
"અપરાધની."
"તારો અપરાધ ?"
"અજાત......"
"અજાતને હૃદય આપ્યું એ તારો અપરાધ છે?"
"સ્ત્રી ધર્મ કર્મની ભાગીદાર છે."
"તો તને શીક્ષા મળી રહેશે !"
"કઇ શીક્ષા?"

"વૈધવ્યનું દુઃખ, મંદાકીની વીધવા એટલે શું ? જાણે છે ને?" મંદાકીની ન બોલી. રાણી કહેવા લાગી.

"વીધવા એટલે જીવતા જીવત મરણ પામેલી, જીવતા છતાં બળીને ભસ્મીભુત થયેલી, તારો પતી મરણ પામતાં તારૂં હૃદય પણ મરણ પામશે એને શીક્ષા થશે, સાથે અંતરીક્ષથી અણધારી શીક્ષા– અજાણી શીક્ષા તને પણ થશે."

"એમાં તમે રાજી છો ?"

"હું શું કરૂં ? હું અશકત છું. જેવા વીધીના લેખ."

"વારૂ. હું વીધીના લેખને આધીન છું. હવે હું એક પણ નીશ્વાસ નહી નાખું, એક પણ આંસુ નહી સારૂં. મા. માતા હું જાઉં છું."

મંદાકીની ગઇ. એના જવા પછી રાણીના મનમાં ફરી પાછા વીચાર ઘોળાવા લાગ્યા. એ મનમાં ને મનમાં વાર્તાલાપ કરવા લાગી.

"શું મહારાજા આ વીષયમાં પણ બાજી રમે છે ? આ વીષયમાં પણ મારી સાથે છળકપટ કરે છે ? એમ હશે તો હું પણ જોઇ લઇશ."

એજ વખતે મહારાજા તરફથી રાજદુતે આવી સમાચાર આપ્યા કે અજાતબાહુને કેદ પકડવામાં આવ્યો છે અને હવે પછી ભરાનારા દરબારમાં એનો ન્યાય થશે. રાણીની વીમાસણ વધી પડી. એક તરફથી કન્નરી વીહારનો અત્યાચાર અને બીજી તરફથી મંદાકીનીનાં આંસુ એની આસપાસ ફરવા લાગ્યાં.



# પ્રકરણ ૧૨ મું

અજાતબાહુ કેદ પકડાયો છે એવા સમાચાર મળતાં રાણી કનકલતાના વીચારોમાં વધારો થયો. એ વાત તો જાણીતી જ છે કે અજાતબાહુ મહારાજા શક્તીવર્માનો જમાઇ છે અને પોતાના જમાઇને કાળના મોંમા હોમી દેવો, પોતાની દીકરીને વૈધવ્યની શ્યામ વાદળીમાં છુપાવી દેવી, દીકરીના સુખને ભસ્મીભુત કરવું આ વાત કાંઇ જેવી તેવી નથી.

રાણીને આ વાતના વીચાર આવવા લાગ્યા.

"જો મહારાજા મારી જાતીના શત્રુ હોય તો આમ અજાતબાહુને કેદ શા માટે કરે! પોતાની દીકરીના કપાળમાંથી સૌભાગ્ય ચીન્હનો શા માટે નાશ કરે! જો મહારાજા ન્યાય-પ્રીય ન હોય તો આમ કરે ખરા?" રાણીના મનમાં મુંઝવણ થવા લાગી. એ મુંઝાતાં મુંઝાતાં પોતાના મનને પ્રશ્ન કરવા લાગી.

"તો શું આ પ્રકરણમાં મહારાજા બાજી રમે છે? ન્યાયની મશ્કરી કરવા ઇચ્છા રાખે છે? શું દેવદત્તનું કહેવું ખરૂં હશે? શું......

પણ રાણીથી વધારે વીચાર થયો નહીં. બીજી પળે એની ભ્રમણા વધી. અને એ ભ્રમણામાં મંદાકીનીનો કરૂણ આવાજ સંભળાયો, એની આંસુભીની આંખો મહારાણીના જોવામાં આવી. એની આંખમાંથી આંસુ વરસતાં હતાં. આંખો દયાની ભીક્ષા માગી રહી હતી. રાણી મંદાકીનીનું આ કરૂણ દ્રશ્ય જોઇ ન શકી એનાથી એટલું બોલી જવાયું.

"ઓહ, કેવો કરૂણ પ્રસંગ" આમ બોલીને રાણી પોતાના શૃંગાર ભુવનમાં ગઇ, જતાં જતાં એનું અંતઃકરણ જાણે કહેવા લાગ્યું. "મંદાકીનીનો પતિ બચી જાય તો કેવું સારૂ." એણે આવો વીચાર કર્યો. પણ મંદાકીનીના સૌભાગ્યના માટે એને કશો વીચાર આવ્યો નહીં અજાતબાહુને બચાવવા માટે શું કરવું જોઇએ એનો કશો ઉપાય રાણીને સુઝયો નહીં. એણે મનમાં નક્કી સંકેત કર્યો કે, "અત્ય ચારી ગમે તે હોય, પણ એને શીક્ષા થવી જ જોઇએ. ન્યાયના હાથમાંથી કોઇ પણ મનુષ્ય બચી ન શકે. ન્યાયને લાંચ્છન લાગી ન શકે, ન્યાયની મસ્કરી ન હોય ન્યાય એ ન્યાય જ છે."

રાણી આવો વીચાર કરીને પોતાના વ્યવસાયમાં ગુંથવાઇ ગઇ એજ રાતમાં કેદારનાથના મંદીરમાં.........

કેદારનાથના મંદીરમાં અનેક પ્રકારની મંત્રણા થવાની હતી. કેદારનાથ સમાધીમાં હતો. એનાં બંને નેત્રો બંધ હતા. ચારે કોર સુનકાર છવાઇ રહયો હતો. મંદીરનો દેખાવ બહુ જ ભયાનક હતો. આવનાર માણુસના ગાત્ર પ્રથમ નજરે જ ઢીલા થઇ જાય એવી ભયંકરતા મંદીરની હતી.

કેદારનાથ ઘોર સમાધીમાં હતો કે પછી ઘોર નિંદ્રામાં! અચાનક કાળ ખંજરીનો અવાજ શરૂ થયો. ખંજરીનો ઘોર

નાદ વધતો ગયો, અને એ નાદના સાથે કેદારનાથના શીષ્યો પણ મંદીરમાં ભેગા થતા ગયા. આજની ખંજરી કોઇ અજબ રંગથી વાગતી હતી. એમાંથી હઝારો જોગણીઓનો જાણે કરૂણ અવાજ આવતો હતો. માણસો એ અવાજથી ડરતા-કંપતા, કે કોઇ વખતે નીડર થઇ ઉભા થઇ જતા. કોઇ વખતે ખંજરીનો નાદ એવી રીતે ફેરવાઇ જતો કે માણસોમાં શુરાતનનો સંચાર થઇ જતો. આમ થોડો સમય ગયો અને કેદારનાથે આંખો ઉઘાડી. આંખ ઉઘડતાં જ એણે ગર્જના કરી.

"નાશ નાશ નાશ."

માણસોમાંથી કોઇ ન સમઝયાં કે આ નાશ શબ્દનો અર્થ શું છે ? કેદારનાથ કોનો નાશ ચ્હાય છે. કેવળ નાશનો ઉચ્ચાર માણસોના કાન પર આવ્યો અને બધા માણસો એકબીજાના સામે જોઇ રહ્યા. તે પછી તરત જ કેદારનાથ બોલ્યો.

"બધા અલોપ થાય મને એકાન્ત જોઇએ."

એજ પળે આખુ મંદીર ખાલી થઇ ગયું. માત્ર કેદારનાથ એક જ ત્યાં રહયો. પળવાર પછી કેદારનાથે એક વીશ્વાસુ સરદારને બોલાવ્યો અને એની સાથે ગુપ્ત સંકેત કરવામાં ગુંથાઇ ગયો. કેદારનાથ બોલ્યો,

"ભુલ ન થાય."

"ન થાય."

"એ બચવા ન પામે."

"નહીં જ. નહીં જ બચવા પામે."

આ વાત પુરી થતાં કેદારનાથના એક અનુયાયીએ આવી સમાચાર આપ્યા.

"ભગવાન, મહારાજા શકતીવર્માનો દૂત આપને મળવા માગે છે." તરત જ કેદારનાથની આંખો ફરી અને આંખના ઇશારાથી એણે મહારાજાના અનુચરને પોતાની પાસે બોલાવ્યો. અનુચર આવ્યો. ભયથી ઘેરાયેલો, થરથર કાંપતો, મંદીરના દેખાવથી ભાનશાન ભુલી ગયો હોય એવો અનુચર આવ્યો. કેદારનાથ બોલ્યો.

"કેમ ?"

"રાજ આજ્ઞા છે."

"રાજ આજ્ઞા ? મારા માટે ? આમ બોલતાં બોલતાં કેદારનાથે પોતાના મોઢાનો ભાવ ભયંકર બનાવ્યો. રાજદુત ગભરાઇ ગયો. પણ પળવાર પછી હીંમત એકઠી કરી એ બોલ્યો".

"આપના માટે આજ્ઞા નથી."

"પછી."

"અરજ છે."

"તું છેતરપીંડી રમે છે. મારા માટે રાજઆજ્ઞા નીકળે છે. વારૂ સંભળાવ તારા રાજાની રાજઆજ્ઞા."

"આવતી કાલે રાજ દરબાર છે. આપને આમંત્રણ કરવા મને મોકલ્યો છે."

"આમંત્રણ કરવા મોકલ્યો છે કે મારૂં અપમાન."

"ભગવાન."

"ભગવાન માટે પણ રાજઆજ્ઞા નીકળવા લાગી ખરી, ભગવાનની પણ ચેષ્ટા કરવાની શકતી મહારાજાએ મેળવી ખરી."

"દેવ, એમાં અપમાન નથી. મારા બોલવામાં જ ભુલ થઇ છે. હું દરેક સ્થળે રાજદુહાઇ કહેતો કહેતો આવ્યો છું. એટલે અહીંયા પણ વીનંતી શબ્દને બદલે આજ્ઞા એ શબ્દ

નીકળી ગયો. ક્ષમા કરશો. આ શબ્દો સાંભળતા કેદારનાથ જરા શાંત થયો અને બોલ્યો.

"કાલનો દરબાર શા માટે ભરાય છે. શું વસંતના વધામણા છે?"

હજી વસંત ઋતુ ચાલતી હતી એટલે કેદારનાથે આવો પ્રશ્ન કર્યો. ખરી રીતે તો આવતી કાલના દરબારમાં શું થનાર છે એ વાત જાણતો હતો અને એના માટે આગળ સંકેત પણ થઇ ચુકયો. હતો. છતાં અનુચરની પાસે એણે એવું સ્વરૂપ બતાવ્યું કે આ આવનારો દુત કશું જાણવા ન પામે. એથી જ એણે કહ્યું હતુ. "શું આજે વસંતના વધામણા છે?"

દુત બોલ્યો.

"નહી મહાત્મન."

"પછી"

"આવતી કાલે અજાતબાહુને ન્યાયાસન પાસે ઉપસ્થીત કરવામાં આવશે. એનો ન્યાય થશે!"

"કોનો ન્યાય થશે!"

"અજાતબાહુનો."

"અજાતબાહુનો? એનો અપરાધ શું છે?"

'કહે છે કે એણે કજરીવીહારમાં જઇ ઘોર અત્યાચાર કર્યો છે. અને એ અત્યાચારના માટે કાલનો દરબાર ભરવામાં આવ્યો છે."

"હા પણ અજાતબાહુ તો મહારાજાનો જામાત છે."

"એ ખરૂં પણ ન્યાયાસન પાસે તો સહુ કોઇ સરખા. આપ તો મહારાજા શક્તીવર્માના ન્યાયને જાણો છો."

"વારૂ જા."

"આપ પધારશોને."

"આવીશ."

"રાજદુત ગયો. રાજદુતના જવા પછી કેદારનાથ બોલ્યો. કોઇપણ પ્રકારે અજાતબાહુ બચવો જોઇએ."

"અવશ્ય બચશે."

"અને મારા નેત્ર ફરતાં..."

"સંસારચક્ર ફરી જશે."

"ધન્યવાદ."

પછી તો મંદીરમાં નૃત્ય શરૂ થયું, કાળખંજરીના નાદમાં સૌ કોઇ લીન થઇ નૃત્યમાં એકતાન થયા. એકતાન થયા અને બીજા દીવસે રાજ દરબાર ભરાયો.

દરબારની રંગત આજે જુદા જ પ્રકારની હતી. માણુસોના મોઢા પર શોક અને વીષાદની છાયા છવાઇ રહી હતી. સૌ કોઇ જાણતું હતું કે આજે અજાતબાહુનો ન્યાય થવાનો છે. અને એ ન્યાયમાં અજાતને અવશ્ય પ્રાણ દંડની શીક્ષા થવાની છે. એથી સૌ કોઇના મન મુંઝાયેલા અને વ્યાકુળ હતા.

એક બાજુ મહારાણી પણ આવેલ હતી. બીજી બાજુ દેવદત્ત અને દેવીસીંહ જેના ઉપર અત્યાચાર થયો હતો એ પણ બેઠો હતો. રાણીના મનની દશા જુદા પ્રકારની હતી. દેવદત્ત હરપળે દાંત કચકચાવતો હતો અને પછી રાણીને ધારી ધારીને જોતો હતો. એના મનમાં રાણીની મુર્તિ કોતરાઇ ગઇ હતી. એની એવી ઇચ્છા હતી કે કોઇ પણ રીતે હું રાણીને મેળવું.

ત્યાં દેવીસીંહનાં હૃદયનું તો પુછવું જ શું ? દેવીસીંહ હતાશ હૈયાથી શોકના દાવાનળને હૃદયમાં રાખી મ્લાન મુખથી બેઠો હતો. એના મનમાં એમ જ થતું હતું કે, "મને ન્યાય મળવાનો નથી. આ તો ન્યાયના નામે ન્યાયની સાથે રમત થવાની છે. છતાં એ ચુપ બેઠો હતો.

મંદાકીનીના હૃદયનું વર્ણન કોણ કરી શકે ? જે સ્ત્રીનો પતી કમોતે મરવાનો હોય, પોતાની આંખોની સામે જ જેને શીક્ષા થવાની હોય એ સ્ત્રીના મનોભાવો કેવા હોય ? મંદાકીનીના મનોભાવ એવા કરૂણ, કોમળ અને છાતી વીદારનારા હતા કે કલમથી એને પુરતો ન્યાય આપી શકાય એમ નથી.

અચાનક છડીદારે છડી પોકારી, બધો દરબાર ઉભો થઇ ગયો અને મહારાજા શકતીવર્માએ આવી રાજ્યાસન ઉપર બેઠક લીધી. આસન ઉપર બેઠા પછી એની નજર દરબાર ઉપર ફરી ગઇ. એણે બધાને એક દ્રષ્ટીમાં જોઇ લીધા. પણ કેદારનાથ જોવામાં આવ્યા નહી. જેથી મહારાજા શકતીવર્માએ પુછ્યું.

"દેવ, નથી આવ્યા."

"નહી."

"એમને આજના દરબારનું સુચન નથી કર્યું."

"કર્યું છે."

"પછી."

"આવ્યા નથી."

"બોલાવી લાવો."

"ત્યાં સુધી રંગરાગ થાય તો કેમ મહારાજા."

"રંગરાગ આજે નહી."

"કારણુ ?"

"કારણુ આજનો દરબાર જુદા જ પ્રકારનો છે. આજનો દરબાર ન્યાયની કસોટીનો છે." એટલામાં કેદારનાથનો અવાજ આવ્યો.

"હા, કસોટીનો છે. બરાબર કસોટીનો છે."

"આવો ભગવાન."

"વત્સ, તારૂં કલ્યાણુ હો." આમ બોલી કેદારનાથે પોતાની જગ્યા લીધી. પછી મહારાજા શકતીવર્માએ કહ્યું.

મહાઅમાત્ય, કોણુ છે અરજદાર. કોણુ છે અપરાધી."

"અરજદાર આ કજારીવીહારનો દુઃખી માણુસ છે અને અપરાધી છે અજાતબાહુ."

મહારાજાની દ્રષ્ટી અજાતબાહુ તરફ ગઇ. અજાતે અભીમાનથી ઉંચે જોયું. પછી એણે પોતાની આંખ કેદારનાથ તરફ ફેરવી.

"કેદારનાથે ઇશારાથી સમજાવ્યું. હું તને બચાવી લઇશ."

અને અજાતના મોઢા ઉપર હસવાની રેખા પથરાઇ ગઇ. શકતીવર્માએ કહયું,

"બોલો ભાઇ, તમારી શી ફરીયાદ છે."

દૈવીસીંહ ઉઠયો. કાંઇક કરૂણુ, કાંઇક વેદના અને કાંઇક વીરતાથી એ કહેવા લાગ્યો.

'મહારાજા ! અમારા ગરીબનાં ઘર શા માટે છે ? શું એના પર અંગાર વરસાવવાની આપે આજ્ઞા આપી છે, શું

અમારા આપ્તજનો તમારા અમલદારોના પદપ્રહારથી પરલોકે જવા માટે સર્જાયા છે' મહારાજાએ કહ્યું.

"ભાઇ જરા વીસ્તારથી વાત કરો."

"વીસ્તાર ! મારા પર ઉતરેલા અત્યાચારનો વીસ્તાર શું મારે જ વર્ણવી બતાવવો મહારાજ ! દેવ ! સાંભળી શકશો ? હું એ ચિતાર કયા શબ્દોમાં ચીતરી બતાવું ? મારી પાસે એટલાં આંસુ પણ નથી...............
છતાં, સાંભળો ફકત, બેચાર શબ્દો.

"મહારાજા ! મારો બાળક, મારી સ્ત્રી, અને અજાતનો પદપ્રહાર એનું મારૂં સર્વનાશ."

"એમ થવાનું કારણ ?"

"આપની આજ્ઞા."

"મારી આજ્ઞા ?"

"હા મહારાજ આપની આજ્ઞા."

"મેં આવી આજ્ઞા કરી જ નથી."

"આપની મુદ્રીકાવાળો પરવાનો હતો. શું એ આપની આજ્ઞા ન કહેવાય ?" મહારાજા કહેવા લાગ્યા.

"આજ્ઞા કે મારી મુદ્રીકા મેં કોઇને આપી નથી. આટલું બોલી, મહારાજા અજાત પ્રત્યે ફર્યા અને કહેવા લાગ્યા."

"અજાત" તારો શું બચાવ છે ?"

"મૃત્યુ."

"મૃત્યુ તો તને અવશ્ય મળશે. પણ આમ કરવાનું કારણ શું ?"

"માત્ર મૃત્યુનો આનંદ મેળવવો એ જ."

"તું ખુલાસો નહી કરે ?"

"ખુલાસો અને એક તુચ્છ માનવીના દરબારમાં ? મેં ખુલાસો કર્યો છે દેવના દરબારમાં અને હવે હું દેવના દરબારમાં જઇને વધુ ખુલાસો કરીશ."

"મૃત્યુનો તને ભય નથી ?"

"મૃત્યુનો ભય હોય તો મૃત્યુ માગુ શા માટે ?"

"વારૂ જો એમ જ હોય તો હું તને..."

એટલામાં મંદાકીની પોતાના સ્થાન ઉપરથી દોડી. મહારાજાના આસન પાસે આવીને બોલી, "નહીં તાત નહીં બચાવો મારા નાથને; બચાવો."

મંદાકીનીને કેદારનાથે જોઇ, ધારી ધારીને જોઇ અને પોતાનો કામાગ્ની વધારે બળવાન થયો. કેદારનાથ પોતાના મન સાથે બબડયો.

"આહા ! કેવું રૂપ !"



# પ્રકરણ ૧૩ મું.

કેદારનાથની આંખમાં મંદાકીની રમવા લાગી. મંદાકીનીના રૂપે કેદારનાથની રગેરગમાં નવીન વીજળી દોડાવી દીધી. પળવારના માટે કેદારનાથ જાણે ભાનસાન વીનાનો થઇ ગયો. પણ પોતાની આવી સ્થીતિ પ્રકાશમાં ન આવે એનું એને સંપુર્ણ ધ્યાન રાખ્યું.

મંદાકીની પોતાના તાત પાસે આવી મહારાજા શકતીવર્માને કરગરવા લાગી. એ કરગરતાં કરગરતાં કહેવા લાગી.

"તાત, મારા નાથની રક્ષા કરો." મહારાજાની ઓંખો તેજ થઇ ગઇ. જાણે મંદાકીનીને ઉદ્દેશીને કહ્યું.

"મંદાકીની, આ ન્યાયાસન છે. હું ન્યાય માટે બેઠો છું."

"એ હું જાણું છું. હું ન્યાયમાં વીઘ્ન નથી નાખતી."

"ત્યારે."

"મારા સ્વામી માટે હાય નાખું છું."

"હું શું કરૂં ?"

"દયા."

"દયા, અને ન્યાયના કામમાં હું ? એ અશકય છે !"

"તો શું મને વૈધવ્ય...! આમ બોલીને મંદાકીની રડવા લાગી. મહારાજા શકતીવર્માની રગોમાં આથી બીજું બળ આવ્યું. મસ્તકમાંથી પુત્રી શબ્દ જાણે અલોપ થઇ ગયો. હૃદયમાંથી પુત્રીનો પ્રેમ પરવારી ગયો. એ કહેવા લાગ્યો."

"મંદાકીની તું મારી પુત્રી છે. અત્યાચાર સામે દયાની આંખ ન હોય. જો તારામાં પ્રેમની જરાપણ શકતી હોય તો સહન કરવાનું સ્વીકારી લે અને ન્યાયના આડે ન આવ." મંદાકીની બોલી.

"હું ન્યાયની આડે નથી આવતી પણ પિતા પાસે દયાની ભીખ માગવી એ મારો અધીકાર છે. મારો અધીકાર હું આપની પાસે રજુ કરૂં છું."

"એનાથી કાંઇ વળવાનું નથી."

"કાંઇ વળવાનું નથી ?"

"ના તારા પતીને દેહાંત દંડની શીક્ષા કરવામાં આવશે."

"એ હું જાણું છું. ભલે હું વીધવા થાઉં, ભલે મારી સૌભાગ્ય ટીલડી ભુસાઇ જાય, ભલે મારો અમર ચુડો માટીમાં મળે."

આમ બોલતાં બોલતાં મંદાકીનીએ પોતાના બંને હાથથી પોતાનું મોઢું છુપાવી લીધું. મંદાકીનીના આવા રૂદનથી આખી રાજસભામાં એક પ્રકારની ગ્લાની છવાઇ ગઇ. મહારાજાની ન્યાયવૃત્તિ પર બધા પ્રસન્ન પ્રસન્ન થઇ ગયા, એ સાથે અજાતબાહુને બચાવવાનો કોઇ પણ માર્ગ મળે તો એ માર્ગ પર જઇ અજાતને બચાવી લેવાને સૌ કોઇ ઉત્સુક હતા. મંદાકીનીએ પોતાની આંખ આખી સભા ઉપર ફેરવી

જે તરફ દેવીસિંહ ઉભો હતો એ તરફ મંદાકીનીએ જોયું અને પછી અશ્રુ ભરી આંખે કહેવા લાગી.

"ભાઇ તમોને ન્યાય મળી ગયોને ? કહો મારા નાથના મરણથી તમોને શાંતી થશે ? તમો સંસારમાં શાંત રહેજો હું સગગતી રહીશ." દેવદત્તથી આ શબ્દો સાંભળી ન શકાયા. એ મહારાજાના ચરણ પાસે આવી કહેવા લાગ્યો.

"મહારાજા દયા કરો, દયા કરો મને ન્યાય મળી ગયો."

"ન્યાય મળી ગયો ? કોણ કહે છે ?"

"આપની પુત્રીના આંસુ, એમના આંસુ પાસે મારા કુટુંબની સત્યાનાશી કોઇ વીસાતમાં નથી."

એ તમારી વાત થઇ ન્યાયની નહીં, ન્યાય હરપળે ન્યાય જ રહેવો જોઇએ. તેમાં દયા કે બીજી કોઇ પણ વાત આવવી ન જોઇએ. તમે તમારી વાત કરી તે ઠીક...પણ આ પ્રશ્ન હવે તમારો નથી રહયો સકળ પ્રજાનો રહયો છે અને સકળ પ્રજાના પ્રશ્નને એક માણસના બોલવા ઉપરથી ફેરવી ન શકાય." આમ બોલતાં મહારાજા શકતીવર્માએ પોતાની દ્રષ્ટી આખી સભા ઉપર ફેરવી લીધી. રાણીની સાથે પણ એની દ્રષ્ટી મળી. રાણીના મનમાં આ વખતે દયાનો સાગર ઉછળી રહયો હતો. રાણી બોલી.

"મહારાજા ન્યાય કરતાં દયાનું મહત્વ વધારે છે."

"આ સમય મહત્વ જોવાનો નથી ન્યાય જોવાનો છે."

આમ બોલી મહારાજા આખી સભાને સંબોધી કહેવા લાગ્યા.

"રાજના અધીકારીઓ અને પ્રજાજનો, મારો ન્યાય સાંભળો. જો આ સ્થળે મારા આપ્તજન સીવાય બીજો કોઇ હોત તો હું કદાચ દયાના શબ્દ ઉપર વીચાર કરત પણ આ તો મારા જ ઘરની વાત છે. આ અત્યાચાર રાજ્યના એક અગ્ર ગણાતા અજાતે કર્યો છે. અજાતના હાથમાં મેં રાજની લગામ આપી હતી. એણે એ સત્તાનો ગેર-ઉપયોગ કર્યો છે. મારી મુદ્રીકાની પ્રતીકૃતિ બનાવી એણે કન્નરી-વીહારમાં અત્યાચાર કર્યો છે. અને એ અત્યાચાર પણ કેવો ? જે જોતાં આકાશના દેવ પણ પળવાર માટે થંભી જાય, તુફાની પવન પણ પોતાની ગતિ ભુલી જાય એવો, આ અત્યાચારનો અજાતે સ્વમુખે સ્વીકાર કર્યો છે એને બચાવ કરવાનું કહેવામાં આવ્યું છે એનો બચાવ મૃત્યુ છે એ પણ મૃત્યુ માગી રહયો છે, જો કે મૃત્યુ આપવાનું મારા હાથમાં નથી પણ આજ્ઞા કરવાનું મારા સ્વાધીનમાં છે. હું અજાતને મૃત્યુ દંડની આજ્ઞા કરૂં છું."

રાણીના કાનમાં અજાતના મૃત્યુનો ધ્વની આવ્યો. એની આંખ સામેથી એક પરદો હટી ગયો. જે મહારાજાને પોતે પોતાની જાતીના શત્રુ માનતી હતી એમાં પરીવર્તન થઇ ગયું અને અનાયસે એના મોઢામાંથી "ધન્ય ધન્ય" શબ્દો નીકળી ગયા ત્યાં મંદાકીનીની દશા જુદી જ થઇ ગઇ. એના શરીરની શકતી અલોપ થઇ ગઇ, જોતજાતામાં તેને મુર્છા આવી ગઈ, મંદાકીની પડી ત્યાં ગુરૂ કેદારનાથની આંખ ફરી. મહારાજાએ અજાતને મૃત્યુની શીક્ષા કરી હતી પણ એનું મૃત્યુ થાય તે પહેલા કેદારનાથની જાળ પથરાઇ ગઇ. કેદારનાથે ઇસારો કર્યો અને કેદારનાથનો ગુપ્તચર ચેત્યો. એ કટાર કાઢી દોડયો માહારાજાની છાતીમાં

કટારી ભોંકી દેવા. એજ પળે રાણી કનકલતા ચેતી ગઇ. કટારી લઇને ધસી આવતા માણસને એણે જોયો. એ આવીને મહારાજાની છાતીમાં ઘા કરે તે પહેલાં તો રાણીએ પોતાની છાતી પોતાના નાથની સામે ધરી, રક્ષા કરવા માટે. ત્યાંથી ઉગ્ર થઈ આવેલા માણસે કટાર રાણીની છાતીમાં ભોંકી દીધી. દરબારમાં હાહાકાર થઇ ગયો. સૌ કોઇ રાણીના તરફ દોડયું.

કેદારનાથ માટે આ ઉત્તમ તક હતી. તરત જ એણે ગુપ્ત સંકેત કર્યો અને એના માણસોએ મંદાકીનીને ઉપાડી લીધી. રાણીને કારી કટારી વાગી હોવાથી મહારાજા અને બીજા માણસો રાણીની સારવારમાં હોવાથી મંદાકીનીનું શું થાય છે એ વાત તરફ કોઇનું લક્ષ ગયું નહીં અને ગુરૂ કેદારનાથના માણસો સ્હેજમાં મંદાકીનીને લઇ જઇ શકયા.

અજાતને તો કયારનોય કારાગ્રહ તરફ લઇ જવામાં આવ્યો હતો એટલે એને આ વાતની ખબર કયાંથી પડી શકે ? એક તરફ અજાતને મૃત્યુદંડ અને બીજી તરફ મંદાકીનીના શીયળને મૃત્યુદંડ. બનાવ કેવો બની ગયો ?

મંદાકીની મુર્છીત હતી. એને જરા પણ શુદ્ધિ નોહતી કે પોતાના ઉપર આવું થઇ રહ્યું છે, બીજી તરફ રાણીની સ્થીતી પણ કટોકટ હતી. સૌ કોઇ રાણી માટે ચીંતાતુર હતું.

રાણીને રાજમહેલમાં લઇ જવામાં આવી અને મંદાકીનીને ગુરૂના ચરણમાં.

અજાતબાહુ કારાગ્રહમાં ગયો. કારાગ્રહ પર જે દ્વારપાલ હતો એ ગુરૂનો શીષ્ય હતો, કાળખંજરીના નાદે નૃત્ય કરનાર હતો એટલે અજાતને જોતા એના હૃદયમાં પ્રેમ ઉભરાયો. બંને એક જ ગુરૂના અનુયાયી હતા, બંને એક જ માર્ગના પ્રવાસી

હતા. એટલે દ્વારપાળ અને અજાતમાં તરત જ વાર્તાલાપ શરૂ થયો. દ્વારપાળ બોલ્યો.

"અજાત આ શું ?"

"આનંદ."

"આનંદ ?"

"હા."

"આશ્ચર્ય ! તમો મત્યુના મુખમાં છો. આવતી કાલે તમોને મત્યુ દંડ થવાનો છે અને તમો આનંદમાં છો? આવી ભયંકર સ્થીતીમાં પણ તમોને આનંદ દેખાય છે? શું આ બધું આનંદ કરવા જેવું છે ?"

"અવશ્ય ભાઇ મેં મારો ધર્મ બજાવ્યો, મહાત્માની આજ્ઞા હતી કે કન્નરી વીહારમાં જવું, ત્યાંના લોકોને ત્યાંથી ખસેડવા, એમ કરવા જતાં ગમે તે વ્યાધી આવે તેને આનંદથી સહન કરવી એમાં મારૂં કલ્યાણ છે. મેં મારા કલ્યાણનો માર્ગ મોકળો કર્યો છે. હું કલ્યાણકારી કાર્ય કરનાર માટે આનંદ શીવાય બીજુ શું સંભવે ? ભાઇ મને હમેશાં આનંદ છે, ચીરકાળ આનંદ છે !"

મૃત્યુમાં પણ ?"

"હા ભાઇ મત્યુ એ કાંઇ મૃત્યુ નથી, એ તો પરંપરાથી ચાલતો આવેલો સૃષ્ટીનો ક્રમ માત્ર છે એ ક્રમ ચાલ્યા જ કરે છે, ચાલ્યા જ કરશે. એમાં હર્ષ કે શોક શા માટે ?" આ વાતચીત થતી હતી ત્યાં બીજો ગુપ્તચર આવ્યો અને બોલ્યો.

"મહારાજા અજાતને મૃત્યુ આપવા નથી માગતા."

"કોણ કહે છે ?"

"મહારાજાના શબ્દો."

"એટલે ?"

"એ માત્ર આજ્ઞા કરી શકે, મૃત્યુ આપવાનું એમના હાથમાં નથી."

"તારા બોલવાનો ભાવ મારા સમજવામાં નથી આવતો."

"આમાં સમજવામાં ન આવે એવું છે કયાં? મહારાજા પોતે અજાતને શીક્ષા કરતી વખતે કહી ગયા છે કે મારા હાથમાં કોઇનું મૃત્યુ નથી, કેવળ મૃત્યુઆજ્ઞા છે. આ શબ્દો શું સુચવે છે?"

"શું?"

"એજ કે મહારાજા શકુતીવર્મા અજાતને મારવા નથી માગતા, અથવા તો ગુરૂદેવ અજાતને બચાવવા માંગે છે. મહારાજા આજ્ઞા કરી ચુકયા. હવે એ આજ્ઞાને અનુસરવું કે નહી એ આપણી મરજીની વાત છે."

દ્વારપાળ વિચાર કરવા લાગ્યો. દ્વારપાળને વીચાર કરતો જોઇ આવનારો માણુસ બોલ્યો, "કાં એમ ન હોય કે આ પણ કન્નરીવાહારની પ્રજાને ઠગવાનો પ્રપંચ છે, હું તો એમ જ માનું છું કે મહારાજાએ ત્યાંની પ્રજાને રાજી રાખવા કેવળ એક રાજનીતીનો દાવ અજમાવ્યો છે મહારાજા પોતે પુત્રીને વૈધવ્ય આપે એ માની શકાય એવી વાત છે?" દ્વારપાળ બોલ્યો."

"આ વાત છે તો વીચારવા જેવી."

"એમાં વીચારવા જેવું છે શું? આપણે અજાતને મુકત કરો અને લઇ ચાલો ગુરૂના ચર્ણમાં."

"એ કેમ બની શકે?"

"કેમ ન બને?"

"રાજ આજ્ઞા કયાં છે?"

"ગુરૂ કેદારનાથની આજ્ઞા પાસે મહારાજાની આજ્ઞા શી વીસાતમાં છે! ગુરૂ મહારાજનો એક જ સંકેત આ આખી રાજનીતીને બાળી ભસ્મીભુત કરવાને પુરતો છે." દ્વારપાળ બોલ્યો.

"તો શું આપણે......"

"અજાતને મુક્ત કરીએ અને લઇ જઇએ મહાત્માના દર્શને. એના આશીરવાદથી બધા સારા વાના થશે."

અજાતને તરત જ મુક્ત કરવામાં આવ્યો. ત્યાં મહારાણી મૃત્યુશય્યા ઉપર છેલ્લા શ્વાસ ભરી રહી હતી. મહારાજા એજ વ્યાધીમાં હતા એટલે અહીંયાં શું બને છે, એ વાત એના જાણવામાં ન આવી. અજાત મુક્ત થયો, મુક્ત થઇ ગુરૂ કેદારનાથના દર્શને જવા તૈયાર થયો. હજી એ દર્શને જાય તે પહેલાં એ બોલ્યો.

"ભાઇ હું ધારતો જ હતો."

"શું?"

"એજ કે મહાત્મનની અકળ કળા અજબ છે. એ મને સહાય કરશે. મને બચાવશે. જુઓ એમ જ થયું કે નહીં?"

"બરાબર છે. પ્રભુની શકતીનો પાર કોણ પામે. એમ ન હોય તો ગુરૂને માને કોણ?"

આટલી વાત થઇ અને અજાતે પગલાં ઉપાડયાં. એ બોલ્યો, "આજ તો હું કાળખંજરી પાસે મુરછીત થતાં સુધી નાચીશ. એવું નૃત્ય કરીશ કે દેવ પણ મારા ઉપર પ્રસન્ન પ્રસન્ન થઇ જશે."

"વાહ વાહ."

અજાત ચાલ્યો. ત્યાં કેદારનાથ પોતાના આવાસમાં બેઠો હતો. સામે મંદાકીની મુરછીત દશામાં પડી હતી. મુરછીત મંદાકીનીને જોતાં જોતાં કેદારનાથ ભાન ભુલો થતો હતો. આસ્તે આસ્તે મંદાકીની શુધ્ધીમાં આવતી હતી અને ત્યાંથી અજાત પણ ગુરૂના દર્શને આવતો હતો.



## પ્રકરણ ૧૪ મું.

અજાતબાહુ છુટો થયો. એ એમ જાણતો હતો કે મને છોડાવનાર ગુરૂ કેદારનાથની કોઇ અજાણ અને અભેદ્ય શકિત છે. મારા ઉપર ગુરૂની અચળ કૃપા છે. એ અચળ કૃપાએ મને કારાગૃહમાંથી બચાવ્યો છે.

આવી ભ્રમણામાં ભુલો પડેલો અજાત ગુરૂને મળવા, અને પ્રણામ કરવા, એના મુખદર્શનથી કૃત્ય કૃત્ય થવા આવતો હતો. રાત અંધારી હતી, ચાર તરફ અંધકાર છવાયો હતો. કોઇ સ્થળે વન વગડાના આગ્યા ચમકારા કરી અદ્રશ્ય થતા હતા. કોઇ સ્થળે મસાણમાંથી ભડકા દેખાતા હતા, કોઇ સ્થળેથી શીઆળવા કે કુતરાના રડવાના અવાજ કાન પર અથડાતા હતા. કોઇ ઠેકાણે વનના વનવૃક્ષોની છાયા બીહામણી બની. રસ્તે જતા માણસોને ડારતી'તી.

અજાત આવા ઘોર અંધકારમાં ચાલ્યો જતો હતો. એ એમ જ સમજતો હતો કે હું પ્રકાશ તરફ પગલાં ભરી રહયો છું. શ્રધાળુ માણસ એમ સમજે એમાં કશી નવાઇ નથી! જ્યાં સુધી આંખ સામે શ્રદ્ધાનો પડદો ખેંચાયલો હોય ત્યાંસુધી

માણસને કશું દેખાતું નથી. આવા શ્રદ્ધાળુ માણસ પારાવાર પાપ કરનારને ધર્મનો અવતાર માને છે. ભોગવીલાસ અને રંગરાગમાં જીવન ગાળનારને ત્યાગી સમજે છે. અરે ત્યાગી નહી પ્રત્યક્ષ પરમેશ્વર માને છે.

ધર્મગુરૂના ભોગવીલાસ વીષય વૈભવ કંઇ કાળથી ભારતવર્ષમાં ચાલુ છે. આજના અતીશે આગળ વધેલા યુગમાં પણ ધર્મગુરૂના વીલાસી જીવન તરફ કોઇ લક્ષ આપતું નથી. લક્ષ આપે છે તો આંખમીચામણાં જેવુંજ. ધર્મગુરૂનો એ ભુતકાળનો દોર હજી સુધી ચાલુ જ છે. આપણો આંધળો વીશ્વાસ એના પ્રત્યે જરા જોતો પણ નથી. જેમ આપણે જોતા નથી તેમ ધર્મગુરૂઓ પણ આપણા તરફ જોતા નથી. એ ન જુવે તો એમાં દોષ કોનો? શીકારીને તો શીકારથી જ મતલબ છે, નહી કે શીકારના ઉધ્ધારથી.

હશે! જવા દયો એ વાત. પ્રભુની સૃષ્ટીમાં આવી જડતાની પણ જરૂર હશે, એ વીના પ્રભુની પ્રભુતા અધુરી રહેતી હશે.

અજાત આવતો હતો. મહાગુરૂના દર્શને, અને ગુરૂદેવ શું કરતા હતા? ગુરૂદેવ શું કરતા હતા, તેનો ઉલ્લેખ કે વીસ્તાર કરવાની અત્યારે કશી આવશ્કયતા નથી. ગુરૂ કેદાર-નાથ જે કરતો હતો એ એના અંધ અનુયાયીના અંધ વીશ્વાસનું પરીણામ હતું.

મંદાકીની મુર્છામાંથી હમણાં જાગ્રત થઇ હતી. એ સાવધ હતી. પણ અસાવધ જેવી એની આંખ સામે એક નવીન સૃષ્ટી ફેરફુદડી કરી રહી હતી. એ બીચારી નોહતી સમજી શકી કે હું કયાં છું. એક તો પતીને મૃત્યુદંડની

શીક્ષા અને બીજું પોતાને આવનારૂં વૈધવ્ય, આ બે વાતોએ એ કોમળ બાળાના હૃદય ઉપર કુઠારાઘાત કર્યો હતો. આથી એના શરીરની શકતી હણાઇ ગઇ હતી.

પોતે સાવધ હતી, સાવધ થયા પછી એ આમ તેમ જોવા લાગી, પહેલી દ્રષ્ટીએ એને કોઇ દેખાયું નહીં, જેમ જેમ એને પોતાનું ભાન થતું ગયું તેમ તેમ એ ભાનથી બેભાન જેવી બનતી ગઇ. અચાનક એ બોલી.

...ઓ પ્રભુ હું કયાં છું ?

એના મુખમાંથી નીકળેલા શબ્દનો ઉત્તર આપનાર ત્યાં કોઇ હતું નહીં. માત્ર સામેની પત્થરની દીવાલોમાં એ શબ્દોએ પ્રવેશ કર્યો અને પછી પડધા રૂપે "ઓ પ્રભુ હું કયાં છું." એવો ધ્વની સામે સંભળાયો. મંદાકીની આમ તેમ જોવા લાગી અને જયાં જયાં નજર કરી ત્યાં ત્યાં એને અનોખો રંગ દેખાયો. જે ઓરડામાં પોતે હમણાં બેઠેલી હતી એ ઓરડો સ્વર્ગસદન સમાન હતો. આખો ઓરડો આરસપાણનો હતો. દરેક સ્થળો કોઇ અલૌકીક કલાથી અંકીત હતા. દરેક સ્થંભોમાં પુરાતન કળાનું ગૌરવ છુપાયું હતું. મદાકીનીએ આ ઓરડામાં કોઇ દિવસ પ્રવેશ કર્યો નહતો. આજે પહેલવહેલી જ એ અહીંયાં આવી હતી. એ આવી હતી કે એને બળાત્કારે અહીંયાં લાવવામાં આવી હતી એ વાત વાંચકથી અજાણી નથી. મંદાકીનીને શા માટે લાવવામાં આવી હતી એ પણ જાણીતી વાત છે.

મંદાકીની આ બધું આતુર આંખે જોઇ રહી હતી. અચાનક સામેનું દ્વારા ખુલ્યું અને એક સુંદર પરીચારીકા ત્યાંથી દાખલ થઇ. એણે તો આવતા જ મંદાકીનીને કહ્યું.

"કેમ છે બ્હેન!"

"ઠીક છે."

આમ બોલીને મંદાકીની આવનાર પરીચારીકાને પગથી માથા સુધી ધારીધારીને જોવા લાગી. આમ પળ બે પળ જવા પછી મંદાકીની બોલી.

"તમે કોણ છો બ્હેન."

"હું?"

"હા."

એ પરીચારીકા હસી પણ મોઢામાંથી એક શબ્દ પણ બોલી નહી. હસનારીને આવી રીતે હસતી જોઇ મંદાકીનીએ ફરીથી પુછયું.

"તમે હસો છો શા માટે?"

'તમે આવો"

"કયાં?'

"ભુવનમાં."

"ભુવનમાં? કોના ભુવનમાં?"

"હંસરાજના?"

"હંસરાજ કોણ?"

"આપ આવો એટલે બધી વાતનો ભેદ તમારા સમજવામાં આવી જશે."

મંદાકીનીના મનમાં જવાળા થઇ. એના શરીરમાં એક પ્રકારનો થથરાટ થયો. પોતે કયાં આવીને ફસાઇ છે એનો વીચાર પણ આવ્યો છતાં પોતાને ફસાવનાર કોણ છે, એ વાત મંદાકીની સમજી શકી નહી. પેલી પરીચારીકા મંદાકીનીને આમ જડ અને શકતી વીનાની જોતાં આશ્ચર્ય પામી. કારણ કે અહીંયા આવનારી પ્રત્યેક યૌવના એમ જ સમજતી હતી કે

મારી કાયાનું અને આત્માનું કલ્યાણ થયું છે. આજે હું દેવ સાથે રસ ખેલ ખેલવાની છું. એ મારા અહોભાગ્ય છે. બીજી આવનારી આમ સમજી મનમાં ને મનમાં અનેક પ્રકારના આનંદનો અનુભવ કરતી હતી. જ્યારે મંદાકીનીની હાલત જુદી જ હતી. એના શરીરમાં ન થવાની વેદના થતી હતી. એના અંતઃકરણમાં એક પ્રકારનો આઘાત થતો હતો. પળેપળે હૃદયમાં દાવાનળ સળગતો હતો. પણ એ મોઢામાંથી એક પણ શબ્દ બોલી શકતી ન હતી. પેલી પરીચારીકા કહેવા લાગી.

"બ્હેન તમારાં સદભાગ્ય છે, તમો સદ્‌ભાગી છો."

"સદભાગી ! અને તે હું ?'

"હા, અવસ્ય."

'અરે ! તમને ખબર નથી બ્હેન ! મારા ભાગ્યની ગતી ન્યારી છે. હું સદ્‌ભાગી નથી ભાગ્યની ફુટેલી છું."

"કદાચ તમારૂં ભાગ્ય ફુટેલું હશે તો એ ભાગ્યને ફરતાં વાર નહી લાગે"

"તમે જાણો છો ?"

"શું ?"

"મારા પતીને દેહાંતદંડની શિક્ષા થઇ છે."

"કોને ?"

"મારા પતીને !"

"એનું નામ !"

"અજાતબાહુ"

"અજાતબાહુને મૃત્યુ દંડની શીક્ષા, એ વાત બનવાજોગ જ નથી."

"કેમ?"

"એમની પર કૃપા છે."

"કોની ? કાળની ?"

"નહી દેવની."

"મંદાકીની ન બોલી. પરીચારીકા કહેવા લાગી હવે ઉતાવળ કરો ચાલો."

"કયાં?"

"રસ ભુવનમાં" આમ બોલીને એ આવનારી પરીચારીકાએ મંદાકીનીનો હાથ પકડયો અને ઉભી કરી. મંદાકીની પરીચારીકાની પાછળ પાછળ ગઇ. ભુવનમાં દાખલ થવા પછી એકાએક એ સાથવાળી પરીચારીકા અલોપ થઇ ગઇ. આવો બનાવ બનવાથી મંદાકીની ગભરાઇ ગઇ એની મુંઝવણમાં વધારો થયો. પણ પળવારમાં તો આ ભુવનનો દેખાવ જ ફરી ગયો. જ્યાં જુવો ત્યાં ધુપદાનીઓમાંથી સુગંધી પ્રસરવા લાગી, મસ્તકને અકડોળે ચઢાવે, હૃદયમાં વીષયીભાવોને જાગ્રત કરે એવી માદક ખુશ્બોથી આખું ભુવન ધમધમી ગયું. એજ વખતે કોઇ મસ્ત કરનારો સંગીત ધ્વની આવવા લાગ્યો, મંદાકીનીનું મસ્તક ફરવા લાગ્યું, એની દેહની દશા બદલાવા લાગી, એની આંખમાં ઘેન આવ્યું, યોવનની પાંખડીએ પાંખડીઓમાં જાણે વીકાર વધતો હોય એવા અનુભવ મંદાકીનીને થવા લાગ્યો, મંદાકીની અર્ધ મુર્ચ્છીત જેવી થઇ ગઇ.

મંદાકીની મુર્ચ્છીત થઇ અને ત્યાં ગુરૂ કેદારનાથે આ વીલાસભુવનમાં પ્રવેશ કર્યો. મંદાકીની મુર્ચ્છીત હતી ત્યાં એ આવ્યો અને એના મસ્તક પાસે બેસી ગયો. પળવાર તો એણે મંદાકીનીના ઉપર એક પ્રકારની વીકારી નજર નાખી. મંદાકીનીના એકેએક અંગ ભાગને જોઇ પોતે મુગ્ધ થયો, પછી બોલ્યો.

"યૌવનલતા."

મંદાકીની ન બોલી. એણે મુર્છામાં કશું સાંભળ્યું જ ન હતું. પછી બીચારી ક્યાંથી બોલે ? કેદારનાથ ફરીથી બોલ્યો.

"બોલ ?"

ઉત્તર ન મળ્યો.

હવે ગુરૂથી રહેવાયું નહીં. એણે મંદાકીનીના શરીરને સ્પર્શ કર્યો અને પછી બોલ્યો.

"મારા હૃદયની શશીકળા !"

પોતાના શરીરને પરપુરૂષનો સ્પર્શ થતાં મંદાકીની જાગ્રત અવસ્થામાં આવી અને પોતાના શરીરને કોણે સ્પર્શ કર્યો એ વાતની ખાત્રી કરવા પોતે સામે જોવા લાગી. સામે જોતાં એણે એક કાળ સ્વરૂપને જોયો. આથી પોતે બોલી.

"કોણ ? કોણ છો તમે ?"

"હું રસમાળી છું !"

"રસમાળી !" મંદાકીની આશ્ચર્ય પામતાં બોલી. ઉ-તરમાં કેવળ 'હા' એટલા જ શબ્દો કેદારનાથના મુખમાંથી નીકળ્યા. મંદાકીની બધી બાજી સમજી ગઇ, તરત જ અંતઃકરણ ઉપર અધીકાર મેળવીને કહેવા લાગી.

"તમે રસમાળી છો કે લંપટ ?"

કેદારનાથની આંખમાંથી તણખા નીકળવા લાગ્યા. એ બોલ્યોઃ ના, "મને સંસાર ઇશ્વર રૂપ માને છે."

અને એ ઇશ્વર રૂપ મનાતો માનવી આવા પાપાચાર કરે છે, આવી રીતે લંપટપણામાં દીવસો ગાળે છે ? આશ્ચર્ય."

"સંસારમાં સર્વ આશ્ચર્ય જ આશ્ચર્ય વ્યાપી રહ્યું છે. સમજી."

"હું તો સમજી, હવે તમારે સમજવાનું બાકી રહ્યું છે."

"હું તો સમજી ચુકયો છું."

"હજી વધારે સમજો."

"શું ?"

"એજ કે આવા કાળા કામનું પરીણામ નાશમાં આવે છે."

"નાશ ! નાશ મારા નેત્રોમાં છે."

"તમારા નેત્રોમાં ?"

"હા મારા નેત્રોમાં."

"પણ એ નેત્રો, નેત્રો નહી રહે. મોઢા પર એ નાસુર થઇ જશે."

કેદારનાથ સમજી ગયો કે મંદાકીની આમ એકા એક પોતાના સ્વાધીનમાં આવવાની નથી. એથી એણે બીજી યુકતી અજમાવવાનો વીચાર કર્યો.



# પ્રકરણ ૧૫ મું

કેદારનાથ મંદાકીનીને પોતાના કબજામાં લેવાની ઇચ્છા રાખતો હતો. જ્યારથી એણે મંદાકીનીને જોઇ હતી ત્યારથી એ એના ઉપર મોહાસકત થયો હતો. અને હવે એ મંદાકીનીને પોતાની મનોદેવી બનાવવા માંગતો હતો, પરંતુ મંદાકીની એમ એના સ્વાધીનમાં આવે એવી હતી નહીં. આથી ગુરૂ કેદારનાથ બીજી યુકતી અજમાવી બોલ્યો.

"મંદાકીની તું મારાથી શા માટે દૂર નાસે છે?"

"કાળથી કોણ દૂર નથી નાસતું?"

"તું ગાંડી છે."

"અવસ્ય; પણ તમારા જેટલી નહીં. તમો વીકારમાં ગાંડા થયા છો. હું ધર્મની ગાંડી છું." આમ બોલીને મંદાકીનીએ પોતાના વસ્ત્રો ઠીક કર્યાં. પછી એ કહેવા લાગી. "મને જવા દેશો?"

"ક્યાં જશો?"

"તમે મને મુકત કરો. હું મારો માર્ગ કરી લઇશ."

"તું મારા આશ્રરામાંથી છુટીને જવા માગે છે? જાણે છે ? એથી શું થશે ?"

"શું થશે?"

"તારો, અજાતબાહુનો, તારા ભાઇનો, અને છેવટે આ રાજનો નાશ થશે. બધા, મારા નયનચક્ષુમાં બળીને ભસ્મ થઇ જશે."

"એમાંથી બચવાનો માર્ગ."

"મારી ઉપાસના."

"એમાં પાપ નથી?"

"પાપ? નીર્બળને પાપ ? ગાંડી, હું ધર્મનો અગ્ની કુંડ છું. મારા પાસે પાપ આવી પણ શકે ? પાપ તો મારી પાસે આવતા જ બળીને ખાખ થઇ જાય. સમજી. પાપ અને પુન્યનો દોષ કોને ? એ કોના માટે ?"

"કોના માટે?"

"સંસારીઓ માટે. માયાના જીવડા માટે."

"તમો આ શું કહો છો ? મારી સાથે વીલાસ ક્રીડા કરવી, એ શું માયાવી માણસનું કામ નથી ? મારા શરીરને આલીંગન કરવાની ઇચ્છા કરવી તે રોમે રોમ નર્કમાં જવા જેવું નથી ?"

"નહી, લેશમાત્ર નહીં. મારા બને નેત્રો સ્વર્ગ અને નર્ક સમાન છે. મારા એક નેત્રમાં સ્વર્ગની શાંતી છે. બીજામાં નર્કનો દાવાનળ છે નર્કના દાવાનળને તો હું પી ગયો છું. પછી મને નર્કનો ભય શો ? આવ, મંદાકીની મારી સમીપ આવ. ભયથી કંપવાની તને આવશ્યકતા નથી."

મંદાકીની સ્તબ્ધ ઉભી રહી. એનાથી આગળ પગ ઉપાડી શકાયો નહીં. એ હતી ત્યાંની ત્યાં સજ્જડ જ થઇ

ગઇ. ગુરૂ કેદારનાથે હવે એક હૈયાફાટ રાડ નાખી. એ રાડનો પડઘો આખા મંદીરમાં રૌદ્ર રીતે ગુંજી રહ્યો. એકાએક એક તરફની ભીંત જાણે ફાટી અને એમાંથી સ્વર્ગ નર્કના દ્રશ્ય દેખાવા લાગ્યા. આ દેખાવ જોતાં મંદાકીનીની મતી મારી ગઇ. એ બોલી, "બચાવો, ગુરૂદેવ બચાવો."

"તું તો બચેલી જ છે. અમર છે, સંસારની કોઇ શકિત તને કષ્ટ આપી શકે એમ નથી.'

આમ બોલી ગુરૂએ મંદાકીનીનો હાથ પકડયો અને છાતી સરસી ચાપી લીધી. આ વખતે મંદાકીનીની સ્થિતિ બહુ જ ભયભીત થઇ ગઇ. એના અંતઃકરણમાં આગનો સંચાર થયો. એ ન સમજી શકી કે આ શું થઇ ગયું. એનાથી વીચારી પણ ન શકાયું કે એ આ શું કરી રહી હતી?

ગુરૂ કેદારનાથની આ એક યુકિત હતી સ્વર્ગ અને નર્કના દ્રશ્યો બનાવટી હતાં.

અત્યારે સાયન્સના આધારે શું નથી થતું ? તે સમયમાં પણ સાયન્સ અને બીજા સાધનો હતાં. જેનાથી એવા પ્રયોગો થઇ શકતા કે માણસને તરત જ વીશ્વાસ આવી જાય.

લોહચુંબકના આધારે મુર્તીઓ અધવચમાં અદ્ધર ઉભી રાખવી. મોટા પત્થરોને ઇસારાથી ગતીમાન કરવા, અને એ સીવાય અનેક પ્રકારના ચમત્કારો કરવા એ બહુ જ પ્રચલીત વાત હતી. ભોળા અને શ્રદ્ધાળુ માણસો એને દૈવી ચમત્કાર માનતા; પણ ખરી રીતે એમાં ચાલાકી જ હતી. ચાલાકીના ચમત્કાર સીવાય એમાં બીજું કશું હતું નહીં.

જો માણસ ધર્મની શોધ કરવા નીકળે, વાસ્તવિક રીતે ઉન્નતી તરફ વળવાનો વીચાર કરે તો; પોતે જ પોતાનો સૌથી

મોટો ગુરૂ છે. કારણકે માણસે પોતાનો જ ઉદ્ધાર કરવાનો છે. પછી બીજાનો આધાર લેવાથી શું વળે છે? કશું નહીં. એમ તો એ પણ કથન કહેવાય છે કે, "ગુરૂ વીના જ્ઞાન નહી." એ પણ માનવા જેવી વાત છે. સંસારમાં કોઇ એક જ ગુરૂથી કામ ચાલતું નથી. ગુરૂ તો પગલે પગલે માણસને મળે છે. જીવનમાં હઝારો ગુરૂનો આધાર લેવાનો હોય છે. ગુરૂ એટલે જયાંથી જ્ઞાન મળે એ વસ્તુ. પછી એ જડ હોય કે ચેતન. પશુ હોય કે મનુષ્ય, દેવ હોય કે દાનવ. જયાંથી પ્રકાશ મળે એ ગુરૂ, પુસ્તકો પણ ગુરૂ છે, પશુઓ પણ છે. વૃક્ષો પણ છે, લત્તાઓ પણ છે, રજે રજમાં એવી ખુબી ઓ છે કે એ બધા માણસને માર્ગ દેખાડનાર ગુરૂ છે. માત્ર શોધ કરનાર જોઇએ, શોધ કરી હોય તો આપોઆપ આવા ગુરૂ મળી રહે છે, જેના આધારે માણસ અંધકારમાંથી પ્રકાશ તરફ પગ લંબાવી શકે છે. ખરી રીતે માણસનું સંસારમાં આવવું શા માટે છે? મોક્ષ માટે. ગમે તે માણસને લ્યો. ગમે તે માણસના હૃદયને તપાસો. એ કાંઇને કાંઇ વસ્તુ માટે તલસી રહયો છે. કોઇ અભેદ અને અજાણ આનંદની એને લગની લાગી છે, એથી જ એને કોઇ સ્થળે તૃપ્તી થતી નથી. જયાં જાય છે ત્યાં પોતે પળવાર માટે લુબ્ધ બને છે. પાછો એનાથી એને કંટાળો આવે છે. જો માયાની ઇચ્છા હોય, લક્ષ્મી મેળવવાના કોડ હોય, તો લક્ષ્મી મળ્યા પછી પણ માણસને સંતોષ થતો નથી. લક્ષ્મીનો મોહ ઉતરતાં માણસ બીજી વસ્તુ મેળવવા મથે છે, વીલાસ–ભોગની ઇચ્છા કર્યા છતાં સાદુ જીવન જીવવા લગની લાગે છે, અને એ સાદા જીવનમાં પણ માણસ કોઇ અજાણ વસ્તુની શોધ કરે છે. આ વસ્તુ શું છે? શુ આત્માને ઓળખવો એ છે?

કોણ જાણે.

સ્ત્રીનો મોહ, પુત્ર પરીવારનો મોહ, સગા સંબંધીઓનો મોહ, રાજતાજનો મોહ, સ્વતંત્રતા કે સ્વાધીનતાનો મોહ આ બધા મોહમાં માણસ રચ્યો પચ્યો રહે છે. પણ એનાથી એને સંતોષ મળતો નથી. માણસ નીરંતર જાગતા કે સુતાં, દીવસ કે રાત્રીના કોઈ વસ્તુની ઝંખના કરે છે કે જે વાત કોઇના સમઝવામાં આવતી નથી. દુન્યાને અકડોળે ચઢાવનારા નરવીરોની પણ આવી જ દશા છે. જ્યાં સુધી એમનું લક્ષ સત્તા અને લોભ તરફ હોય છે ત્યાં સુધી એ એમાં જ રચ્યાપચ્યા રહે છે. પણ જ્યાં પોતાને પોતાનું ભાન થયું કે તરત જ તેઓ દીશાને બદલે છે. અને જુદા માર્ગ ઉપર જાય છે. આવા અનેક રાજા મહારાજાના ઉદાહરણો આખા સંસારમાંથી મળી આવે છે. હીંદનું શાસ્ત્ર, તો આવા યોગી અને રાજયોગીઓની કથાથી ભરપુર છે. દેશ વીદેશમાં પણ જ્ઞાની અને તત્વજ્ઞાનીની કાંઇ કમીના નથી. અને છેલ્લે આશ્ચર્ય કેવું છે?

બધા જ્ઞાનીઓ, બધા મહા પુરૂષો એમ જ કહી ગયા છે કે આ મારૂં જ્ઞાન અધુરૂં છે. ઇશ્વર કોઇ એવી શકિત છે કે જે અમારાથી અજાણ છે, વેદ તો નીરંતર નેતી નેતી પોકારે છે. હ. મુસા પેગમ્બર જેવાના કાન ઉપર 'લનતરાની' નો એવો અવાજ આવે છે. અને પ્રકાશનો જરાક ચમત્કાર થતાં હ. મુસા બેહોશ થાય છે. ભાન ભુલી જાય છે. આજકાલના ધરતીકંપો શું બતાવે છે? કોઇ અકળ કળા નથી તો બીજું છે શું? વીજ્ઞાનશાસ્ત્રીઓ એને હવા પાણી અને પંચ મહાભુતની ગરમી શરદીના વધારા ઘટાડા

કહે છે. સાયન્સમાં આવા ધરતીકંપ શાથી થાય છે એની શોધ થતી આવે છે, થશે. પણ તેથી શું ? સંસારનું પરીવર્તન અટકવાનું છે ?

સંસારનું પરીવર્તન તો ત્યારે જ અટકે કે માણસ પોતે કાર્ય કરતો મટી જાય. અરે કાર્ય કરતો મટે, તો પણ શું ? રાતના નીંદ્રામાં માણુસ કયાં કામ કરતો હોય છે ? છતાં સંસારનું ચક્ર ચાલુ જ છે. સંસાર પરીવર્તનશીલ છે. એના ફેરફારો થયા જ કરે છે, થયા જ કરશે. માણુસની ઉન્નતી કે મોક્ષ કયારે પ્રાપ્ત થાય છે ? થાય તો એ વાત જણાવી પણ કયાં શકાય છે ? મોક્ષ પામેલો માણુસ મુર્ખ ગણાય છે. દીવાનો મનાય છે. સંસારમાં એના તરફ જુદી જ રીતે જોવામાં આવે છે. અને એ માણુસ છતી જીભે જાણે મુગો થઇ જાય છે. એ અભેદનો ભેદ કદાચ જાણે છે, છતાં એનો ઇશારો પણ કરી શકતો નથી.

વાતનું તાત્પર્ય એજ કે સંસારમાં ન સમજી શકાય એવી કોઇ પણ વાત હોય તો તે માત્ર ધર્મ જ છે. જે સમજી શકાય છે. સમજાવી શકાતી નથી. કારણુ કે એનો સબંધ આત્મા સાથે છે. સ્થુળ સાથે નહી.

એજ કારણુથી ધર્મમાં અનેક પ્રકારના ભેદાભેદ દેખાય છે. જેને જેમ ફાવે તેમ માને છે. એક જ પરમેશ્વરનો આખો સંસાર અને એ પરમેશ્વરનો સંસાર આપસઆપસમાં કેવી રીતે લડી રહયો છે ? જાણે લડવા સીવાય એને બીજું કામ જ નથી. ફુરસદ જ નથી.

કેદારનાથ પણુ આવી લડાઇઓ લડાવવામાં કુશળ હતો. ભેદાભેદ અને તારૂં મારૂં એનામાં ઘણું હતું. એ સાથે એનામાં શકિત પણુ હતી. શકિતને પોતે કેળવી હતી. એ કુશળ-

તાનો પોતે સારો અભ્યાસ કર્યો હતો. એથી જ આજે એ મહારાજા શકતીવર્માની પ્રજા ઉપર અધીકાર જમાવી રહયો હતો. પણ સમય જતાં રાજાની શ્રદ્ધા એના ઉપરથી અલોપ થઇ હતી. અને નવી રાણીને પરણુવા પછી તો એ શ્રદ્ધાનું નામ પણ નોંતું રહ્યું. ગુરૂ કેદારનાથ આથી જ ગુસ્સામાં આવ્યો હતો અને બે પ્રજાને લડાવી પોતાનું કામ કાઢી લેવા માંગતો હતો. એ સાથે પોતે પોતાની વિષય તૃપ્તી માટે ઓછો આતુર ન હતો. એની આંખ હમ્મેશાં વીષય ભોગની જ જંખના કરતી.

મંદાકીની ગુરૂનો સ્પર્શ થતાં અસાવધ જેવી થઇ ગઇ. એણે મનમાં પ્રશ્નો શરૂ કર્યાં.

"આ શું થયું ? આ મેં શું કર્યું ? શું મેં મારા દેહને અભડાવી ? શું મેં મારૂં સર્વસ્વ ગુમાવ્યું ? હાય આ શું થયું ?"

ગુરૂ કેદારનાથ મંદાકીનીને જોઇ મંદ મંદ હસી રહયો હતો એ બોલ્યો.

"પ્રાણુ–સખી ચાલો."

"કયાં?"

"સ્વર્ગમાં."

આમ બોલીને ગુરૂએ મંદાકીનીનો હાથ પકડયો, અને પોતાના શયનખંડમાં લઇ ગયો. આ શયનખંડની રચના જ એવી હતી કે ગમે તેવી સ્ત્રી આવે તો એના મનોભાવ બદલાઇ જવા વીના રહે નહીં. મંદાકીનીના મનોભાવ બદલાઇ ગયા. અને એણે તરત જ ગુરૂના ગળામાં પોતાના બન્ને હાથ નાખી દીધા. ગુરૂએ આવેશમાં આવી મંદાકીનીને ચુંબન કર્યું. મંદાકીની મંદાકીની ન રહી. એ નર્કની ચુડેલ થઇ ગઇ. એક નર રાક્ષસે એ બીચારીના સર્વસ્વનું બળીદાન

લીધું. એ જ પળે અજાતબાહુ મંદીરમાં આવી ઉભો રહયો, અજાતબાહુના આગમનથી મંદીરમાંના દરેક માણુસને આનંદ થયો. બધા અજાતબાહુને અભીનંદન આપવા ગયા.

અજાત બોલ્યો.

"એ બધો દેવનો પ્રતાપ."

"દેવનો પ્રતાપ કેવો હતો એ બીચારો અજાત શું સમજે? એક માણુસે અજાતને પુછયું.

"હવે તમે શું કરવા માંગો છો?"

"ધર્મની રક્ષા."

"અને મહારાજાનો ?"

"મહારાજાનો નાશ. હું મહારાજાનો નાશ કરવા માગું છું. મને કાળ ખંજરીનો ફક્ત ઇસારો થવો જોઇએ."

આમ બોલતાં બોલતાં અજાતે મુચ્છ પર તાવ દીધો. અને ત્યાં ગુરૂ એની મુચ્છનું પાણી, મુચ્છનું જ નહીં એના જીવનના પાણીની ધુળધાણી કરતો હતો.

અજાત કહેવા લાગ્યો.

"દેવ કયાં છે ?"

"સમાધીમાં"

"કયારે સમાધીમાં ગયા છે ?"

"હમણાં જ."

"ત્યારે તો સમય થશે ?"

"સમય થશે તો ખરો."

અજાતબાહુ ગુરૂ કેદારનાથની રાહ જોતો બેઠો અને ગુરૂ એની જ પુષ્પપાંખડીનો રસ ચુસતો હતો. અજાત એમ જ સમજતો હતો કે "ગુરૂદેવ સમાધીમાં છે" પણ ગુરૂદેવ કેવી સમાધીમાં હતા એ વાત બીચારો અજાત કયાંથી જાણે !



# પ્રકરણ ૧૬ મું.

**અજાત** ભાવીક હતો. ભકત હતો. ગુરૂ કેદારનાથનો ખરો પુજારી હતો. જયારે એણે ગુરૂ સમાધીમાં છે. એ વાત જાણી ત્યારે પોતે નીરાશ થયો. નીરાશ થવા સાથે એના મનમાં એક પ્રકારની વેરની જવાળા સળગવા લાગી. વેરની જવાળા શકતીવર્માને બાળીને ભસ્મીભુત કરવા તત્પર હતી. અજાત પોતાના સસરાને સ્મશાનમાં પહોંચાડવા માગતો. શકતીવર્માની રાજધાનીને જડમુળ કરવાની એની ઇચ્છા હતી. એ ઇચ્છા પાર પાડવાનાં જ એને સ્વપ્નાં આવતાં હતાં. માત્ર ગુરૂદેવ આજ્ઞા કરે એટલી જ વાર હતી. પણ "અત્યારે ગુરૂદેવ સમાધીમાં છે." એવા સમાચાર મળતાં અજાતબાહુ હતાશ થયો. અને સમાધીમાં લીન થયેલા ગુરૂદેવ મંદાકીની સાથે પોતાની સમાધીનો પ્રભાવ બતાવી રહ્યા હતા. કેદારનાથની આંખ મંદાકીની ઉપર રમી રહી હતી. મંદાકીનીના પ્રાણ રમી રહ્યા હતા. રમી જવાની તૈયારી કરતા હતા.

એમ કહોને કે એક પ્રકારે મંદાકીની મૃત્યુ પામી હતી. હમણાં જે મંદાકીની હતી તે મંદાકીની નહી પણ એક ચુડેલ કેદારનાથના બાહુપાશમાં આનંદ કરતી અને આનંદ

કરાવતી હતી. અને આવા પાપાચારને ગુરૂના શીષ્યો સમાધીની ઉપમા આપતા હશે ?

અજાતે મનમાં ને મનમાં શકતીવર્માંનો નાશ કરવાની પ્રતીજ્ઞા કરી લીધી. નીશ્ચય કરી લીધો.

ત્યાં મંદાકીનીએ પોતાના સર્વસ્વનું બળીદાન આપી દીધું અને થોડા સમય પછી એને છોડી ગુરૂદેવ બાહેર નીકળ્યા. ગુરૂના જવા પછી મંદાકીનીની શુધ્ધી ઠેકાણે આવી. એ મનમાં ને મનમાં વીચાર કરવા લાગી.

"પરમાત્મા ! મેં આ શું કર્યું ! આવું પાપ ! આવું પાપ ! ! આવો અનાચાર ! મારા રૂપના લીલાંઉ. મારા રૂપની લુંટ. મારા સરવસ્વનો નાશ અને એ મારા જ હાથે. હાય રે મેં આ શું કર્યું." પળવાર પછી એના વીચારો ફેરવાયા, એ મનથી ફરી બબડવા લાગી.

"જે થયું છે એ ઠીક થયું છે. મારા એકનું બળીદાન આ પાપલીલાનો અંત લાવશે. મારા એકનો ભોગ એ અનેકના ભોગ અટકાવશે, અનેક સ્ત્રીઓના પવિત્રપણાની રક્ષા કરશે, મારો નાશ બીજી સ્ત્રી જાતીનો ઉદ્ધાર કરશે અને એમ થાય તો આ પાપની મને લવલેશ બીતી નથી. કીંચીત માત્ર પણ પરવા નથી. મારો એ ભોગ સ્થાને છે. અસ્થાને નથી." મંદાકીનીનું આ ડહાપણ હતું કે ગાંડપણ ?

વિચાર કરતી મંદાકીની પોતે જે ઓરડામાં પુરાઇ હતી એ ઓરડામાં આમથી તેમ ફરવા લાગી. ફરતાં ફરતાં ફરી એને વિચાર આવવા લાગ્યા. એ વીચાર કરવા લાગી.

"મેં આ શા માટે કર્યું ? મારે આમ શા માટે કરવું જોઇએ ? મારા પવીત્રપણા પાસે સંસાર આખો તુચ્છ છે.

સંસાર આખો ભલે સળગે સંસાર, ભલે ભસ્મીભુત થાય પણ મારે મારૂં પવીત્રપણું છોડવું નહોતું, મારે મરવું હતું. મરીને મારે મારા શીયળની રક્ષા કરવી હતી. પરમાત્મા મને ઉગારી લેત."

"પરમાત્મા ! પરમાત્મા !" મંદાકીની ! પરમાત્મા પ્રત્યક્ષ થતો નથી. પોતે આવીને બચાવતો નથી. એ અંતઃકરણ-માં પ્રેરણા કરે છે. પ્રેરણા થાય એ પ્રમાણે મનુષ્ય વર્તે છે. એમાં પાપ છે કે પુણ્ય છે એ કાંઇ સમજાતું નથી. હું પણ કોઇ અજાણ શકતીનો ભોગ થઇ છું. કોઈ અટલ શકતીએ મને આવા રસ્તા ઉપર લાવીને મુકી છે. પછી એ શકતી પર-માત્માની હોય કે પછી એ ગુરૂ કેદારનાથની જાળ હોય. ગમે તે હોય પણ હું મારૂં સર્વસ્વ ગુમાવી બેઠી છું. મારી ઇચ્છાથી નહી, મારી રાજીખુશીથી નહી, કોઇ અજાણ શકતીના દબાણથી.'' આમ વિચાર કરતાં કરતાં મંદાકીની અટકી ગઇ. ફરી એને વિચારો આવવા લાગ્યા.

"મારે જે કાંઇ કરવું છે, તે હવે કરવાનુ છે. પહેલાં તો આ ગુરૂની તમામ શકતીઓથી મારે જાણીતા થવાનું છે. એની શકતીઓથી જાણીતા થઇ, અહીંયા થતા અનાચાર મારે અટકાવ-વાના છે. રાજની રક્ષા કરવાની છે. બીજી ફસાતી સ્ત્રીઓને બચાવ-વાની છે. પરમાત્માએ મારા એકના બલીદાનથી આ ઘોર અત્યાચાર અટકવવાનું નીર્માણ કર્યું હોય તો એ શું મારા માટે ઓછા આનન્દની વાત છે? એ શું મારા માટે કલ્યાણકારી પગલું નથી? અને કદાચ કલ્યાણકારી પગલું નહી હોય, મારા શીયળભંગ જેની મને ગમે તે શીક્ષા થવાની હોય તો ભલે થાય, ભલે મને રૌ રૌ નર્કમાં જવું પડે તો પણ બીજીને તો હું રૌ રૌ નર્કમાંથી બચાવી શકીશ. મારૂં આત્મબલીદાન

આટલું પરીણામ લાવશે. આમ વીચાર કરતાં મંદાકીનીને શાંતી વળી ગઇ. ધીરજ આવી ગઇ. અને એના અંતઃકરણમાં એક પ્રકારનો પ્રકાશ ફેલાઇ ગયો. મંદાકીનીના હૃદયમાં હર્ષના ફુવારા ફુટયા.

મંદીરમાં ફરી કાળ ખંજરીનો ઘોર અવાજ થયો. મંદીરના બધા શીષ્યગણ સાવધ થયા. સૌ કોઇ સમજયા "ગુરૂદેવ આવે છે." ગુરૂદેવ આવે છે એવું સુચન થતાં તમામ શીષ્યોના જીવમાં જીવ આવ્યો. પ્રાણમાં પ્રાણ આવ્યો. બધા આતુર આંખે ગુરૂદેવની રાહ જોવા લાગ્યા.

સૌથી વધારે આનંદ અજાતબાહુને હતો. અજાતબાહુ એમ જ સમજતો હતો, "મને બચાવનાર ગુરૂની કોઇ અજાણ શકતી છે. ગુરૂની મંત્ર સાધનાએ મને બચાવ્યો છે." આવા વીચારો સાથે, આવી સમઝણ સાથે અજાતબાહુ ગુરૂની માર્ગપ્રતીક્ષા કરતો હતો. એ અંધવીશ્વાસુને એ પણ ખબર નોહતી કે બચાવનાર પોતે ગુરૂનો ભકત હતો. ગુરૂનો ભકત ગુરૂના બીજો ભકતને બચાવે એમાં આશ્ચર્ય જેવું શું હતું ? પણ શ્રદ્ધાળુ માણસના સમજવામાં આ વાત એકાએક આવતી નથી. શ્રદ્ધાળુ માણસના વિચારો અને માન્યતા જુદી જ હોય છે. અજાતની પણ એવી જ માન્યતા હતી. એ જુદું જ માનતો હતો. એ સાથે આખા રાજનું નીકંદન જ કાઢવાનાં એ વીચારો કરતો હતો. સ્વપ્નાં સેવતો હતો. એટલામાં કાળ ખંજરીનો અવાજ બંધ થયો અને ગુરૂના નેત્રો દેખાયા. તમામ શીષ્યોનાં શીશ ઝુકી ગયાં. અજાત તો આનન્દમાં આવી ગુરૂના ચરણમાં આવી શાષ્ટાંગ દંડવત કરી ગયો. ગુરૂએ હસીને અજાતને ઉભો કર્યો અને એ બોલ્યો.

"અજાત તારૂં કલ્યાણ હો."

"મારૂં કલ્યાણુ થઇ ચુકયું છે. હવે થોડો જ વીલંબ છે."

"ગુરૂ એમ સમજયો કે અજાત મારી પાપલીલા જાણી ગયો છે. પણ તે જ વેળાએ એણે મનને દ્રઢ કરી લીધું. અજાતના ચ્હેરાને ક્રુર ભાવથી જોવા લાગ્યો. અજાતની આંખો અંજાઇ ગઇ. એ બોલ્યો.

"ક્ષમા ! ક્ષમા !"

"તું શાની ઇચ્છા રાખે છે ?"

"આજ્ઞાની."

"શાની આજ્ઞા ?"

"મહારાજ ! મારી ઇચ્છા આ રાજધાનીને જડશોધક કરવાની છે. આમ બોલતાં અજાતના શરીરમાં એક પ્રકારનો કંપ થયો. ગુરૂ કેદારનાથે આંખો મીચી લીધી. પળવાર સમાધીમાં હોય એવો દેખાવ કર્યો અને પછી પોતે ભયંકર ગર્જના કરીને કહેવા લાગ્યો."

"થશે. એમ જ થશે."

"શું થશે ?"

"તારી ઇચ્છા શી છે ?"

"આ રાજયના નાશની."

"મારો આશીર્વાદ છે. પરમાત્મા એ જ ઇચ્છે છે."

અજાતે આ પ્રસ્તાવ સાંભળ્યો. અને એ આવેશમાં આવી ગયો. આનંદમાં આવી ગયો. અને પછી બોલ્યો.

"દેવ મને માર્ગ બતાવો."

"બતાવીશ."

"કયારે ?"

"સમય આવતાં, આ પ્રકરણમાં તારો વીજય થાય, ધર્મની પતાકા અમળ ગતીમાં રહે એના માટે મારે કેટલીક સાધના

સાધવી જોઇશે, મારે કેટલાક મંત્ર જાપ કરવા પડશે, મહીના-ઓના અપવાસ પછી મને પ્રેરણા મળશે. પછી હું તને માર્ગ બતાવીશ."

"મહીનાઓ પછી ?"

"હા.

"નહી દેવ, હું મહીનાઓ સુધી ધીરજ ધરી શકું તેમ નથી. મને તો ત્વરાથી આજ્ઞા મળવી જોઇએ."

"ત્વરાથી ?"

"હા દેવ."

"એક માર્ગ છે."

"તે શું ?"

"મારો માર્ગ તમો બધા મળીને સરળ કરો તો..."

"એ કેવી રીતે."

"મંદીરના સર્વ શીષ્ય સાથે તમે અપવાસ કરો. અને એ અપવાસનું ફળ મને અર્પણ કરો. પછી હું એ પુણ્યપ્રભાવથી તને વીજયનો માર્ગ બતાવું."

મહારાજની આ વાત કોને ન ગમે ? મંદીરના શીષ્યો તો આ વાતથી મંત્રમુગ્ધ બની ગયા. આનંદમાં આવી ગયા. ભ્રમણામાં ભુલા પડયા. અને અપવાસ કરીને એનું ફળ ગુરૂ કેદારનાથને અર્પણ કરવાને બધાએ પ્રતિજ્ઞા કરી. અને શકતીવર્માના નાશનો માર્ગ આ રીતે મોકળો થવાની તૈયારીઓ થવા લાગી. આ તૈયારીઓ સાથે મંદીરના સેવકગણોને પણ યાદ કરવામાં આવ્યા. જે સેવકો આખા રાજ્યમાં પથરાયેલા હતા. આખા રાજયને ઘેરી વળ્યા હતા. જયાં ત્યાં એ ગુરૂના ભકતો પોતાની આણ વર્તાવતા હતા. અને એથી આખા રાજમાં ગુરૂ કેદારનાથની આણ વર્તતી હતી.

એ ભક્તોને પણ ભેગા કરી અપવાસનો મંત્ર એના કાનમાં ફુંકવામાં આવ્યો અને શક્તીવર્મા સામે ઉશ્કેરણી પણ કરવામાં આવી. આ ભેગા થયેલા ભક્તોમાં કેટલાક છુટથી વાંધો લેવાવાળાં હતા. એવો એક વાંધા લેવાવાળો ભક્ત હમણાં પણ અહીંયા ઉપસ્થીત થયો. એ ગુરૂદેવની સનમુખ આવ્યો. અને હાથ જોડી કહેવા લાગ્યો.

"દેવ, આપ જે કંઇ કાર્ય કરતા હશો એ અમારા કલ્યાણના માટે જ હશે. પણ..."

"પણ...પણ...શું ?"

"હું પુછવા માગું છું કે મહારાજા ઉપર શા માટે આપ કોપાયમાન થયા છો?"

"નથી જાણતા ?"

"ના."

"કન્નરીવીહારનો પ્રકાર યાદ છે ? કન્નરી વીહારમાં ધર્મરક્ષા માટે ગયેલા અજાતને મૃત્યુદંડની શીક્ષા કરવામાં આવી. મહારાજા પરધર્મીનો સહાયક થયો. પરાઇ પ્રજાનો પક્ષકાર બન્યો. એ શું તમારા લક્ષમાં નથી ? જો મહારાજાને વધુ સમય મળશે તો આપણા ધર્મનું નામ નીશાન પણ રહેશે નહી."

આ ખુલાસો સાંભળતાં, બધા ગુરૂ ભક્તોના અંતરમાં મહારાજા શક્તીવર્મા પ્રત્યે ધૃણા થવા લાગી. એમની આંખોમાં ક્રોધાગ્ની સળગ્યો.

અને બધાએ મહારાજા શક્તીવર્માના નાશ માટે શપથ લીધા. આ ઘટના બહુ જ ગુપ્ત રહી. આ વાતનો સંચાર માત્ર પણ પ્રકાશમાં આવ્યો નહીં. અને અજાતને થોડા

દીવસ પછી, આજ્ઞા મળી કે એણે સમય આવતાં મહારાજાનું નિકંદન વાળવું.

મંદીરમાં બનતા આ બનાવો, ઘડાતી આ ઘટનાઓ મંદાકીનીના સાંભળવામાં આવી. વાત સાંભળતાં મંદાકીનીના રોમેરોમમાં દાવાનળ સળગવા લાગ્યો. એક તો પોતે પોતાનું સર્વસ્વ ગુમાવી બેઠી હતી. અને બીજું હવે પોતાના પિતાનો પણ નાશ થવાનો હતો. આથી એ મનમાં ને મનમાં વીમાસણ કરવા લાગી, હૃદયમાં ને હૃદયમાં બળવા લાગી. પોતાના પિતાને સહાય કરવા, રાજની રક્ષા કરવા એના અંતઃકરણમાં ભાવના જાગૃત થઇ. એણે કેદારનાથનો બધો ભેદ જાણવા માટે મનમાં નીશ્ચય કર્યો.

ગુરૂ કેદારનાથ મંદાકીનીના રૂપ દીપક ઉપર ફર્યાં જ કરતો હતો. પતંગિયા પ્રમાણે. એ પતંગિયા પ્રમાણે બળતો. એ સાથે મંદાકીનીના રૂપદીપકને પોતાની પાંખોથી બુઝાવી નાખવાની શકતી પણ એનામાં હતી. મંદાકીની ગુરૂના બળપ્રબળથી જાણીતી હતી. એટલે એને જે કામ કરવાનું હતું તે બહુંજ સંભાળથી કરવાનું હતું. મંદાકીની સંભાળથી આગળ પગલાં ભરવા લાગી. સમય આવ્યો, અને મંદાકીની ગુરૂને કહેવા લાગી.

"દેવ ! મારા હાથે જશ નહી હોય." ગુરૂ કેદારનાથ સમજ્યો નહી. એ બોલ્યો.

"શાનો જશ, ધર્મની રક્ષાનો ?"

"હા."

"મંદાકીની તું શું બોલે છે?"

"દેવ આપ મારૂં માનશો ?"

"શું ?"

"સ્વપ્ન."

"સ્વપ્ન ?"

"હા."

"શાનું સ્વપ્ન ?"

"ધર્મની રક્ષાનું !"

"મંદાકીની તારૂં બોલવું મારા સમજવામાં નથી આવતું."

મંદાકીનીએ નયનો નચાવ્યાં, આંખો ઉંચી નીચી કરી, પૃથ્વીનો પ્રલય થાય એ રીતે. પછી પોતે ગુરૂને કહેવા લાગી.

"દેવ આપ તો અંતરજામી છો, આપે જ આવીને મારા સ્વપ્નામાં મોક્ષલીલા કરી છે. આપે જ મારા સ્વપ્નામાં આવી ધર્મ રક્ષાનો શંખ ફુંકયો છે. આપે આપના ભક્તને ધર્મરક્ષાની આજ્ઞા કરી છે."

ગુરૂ વીચારમાં લીન થઇ ગયો. મંદાકીની ફરીથી બોલવા લાગી.

"આપ આપના શીષ્યોને ઉપદેશ કરી રહ્યા હતા. ત્યાં કોઇ રણચંડીકા મારી દ્રષ્ટીમાં દેખાઇ, એની બંને આંખો અગ્નીના ગોળા જેવી હતી. માથાનો કેશકલાપ વીખરાયેલો હતો. જાણે શરીર પર અસંખ્ય શેષનાગો ફુંફાડા મારી રહયા છે. એ ચંડીકાએ આપને પ્રણામ કર્યા પછી થરથરતાં થરથરતાં બોલી."

"દેવ મને આજ્ઞા."

"પછી ?"

"આપ હસ્યા"

ગુરૂ તો વીચારમાં લીનતલ્લીન બની ગયો. મંદાકીની આગળ વધી અને બોલીઃ

"આપે એ રૌદ્ર સ્વરૂપધારીણીને કહયું. તારૂં કાર્ય કરનારી મારી પાસે છે."

"કોણ ?"

"એ તો આપે ન કહયું. પણ આપણા ધર્મની રક્ષા કોઇ સ્રીના હાથે થનારી છે. દેવ શું હું આપના વીશ્વાસને પાત્ર નથી ! જો હું આપના વીશ્વાસને પાત્ર ન હોઉં તો મારૂં જીવન શા કામનું છે ? માહાત્મન ! હું એ રણચંડીકા થવા માગું છું. હું ધર્મની રક્ષા કરવા માગું છું. હું આ રાજસત્તાનો નાશ કરવા માગું છું."

ગુરૂ હસ્યો અને બોલ્યોઃ

"અસ્તુઃ અસ્તુઃ"



# પ્રકરણ ૧૭ મું.

**મં**દાકીનીના મનમાં વેર વાળવાની વૃત્તિ જાગૃત થઇ હતી. જ્યારથી એ ગુરૂના પાસમાં ફસાઇ હતી ત્યારથી એનો ખરો આનંદ ઉડી ગયો હતો. એની આંખોએ નીદ્રાને તીલાંજલી આપી હતી. અને પોતાના પિતા મહારાજા શકતીવર્મા ઉપર ઉતરનારી આફતનો એને વિચાર આવતો હતો. મંદાકીની આવી આવનારી આફતમાં, આવા થનારા ઘોર અત્યાચારમાં પોતાના પિતાને કેમ અને કેવી રીતે સહાયતા કરી શકે એનો વિચાર કરતી હતી, એના વિચારનો કાંઇપણ અંત આવે એ પહેલાં તો એણે કેદારનાથનો સંકેત સાંભળ્યો, અને કાળ ખંજરીના ઘોર ધ્વનીમાં આખી રાજધાની ઉપર આવનારા ઘોર કાળા વાદળાંનુ દ્રશ્ય મંદાકીનીએ જોયું. આ વાદળાં વીખેરવા માટે પોતે શું કરવું જોઇએ એના વિચારમાં ને વિચારમાં મંદાકીની જાણે શુધ્ધ બુધ્ધ વીનાની થઇ ગઇ. છેવટે એને એક યુકિત સુઝી. પોતાનું આત્મ બલીદાન આપીને પણ પોતાના પિતાને અને પિતાની રાજસત્તાને ઉગારી લેવાનો

એણે સંપુર્ણ નીશ્ચય કર્યો. દ્રઢતાપુર્વક ઠરાવ કરીને એણે ગુરૂને બનાવી લેવાનો સમય સાધવાની તૈયારી કરી. અને છેલ્લે જયારે એ ગુરૂને મળી ત્યારે એણે ગુરૂને સ્વપ્નાની વાત કરી. આ સ્વપ્નાની વાત કેવળ સ્વપ્ના જેવી હતી. છતાં એ વાત મંદાકીનીએ એવી તો કુશળતાથી રજુ કરી હતી કે, મંદાકીનીમાં ગુરૂને વીશ્વાસ આવી ગયો અને વીશ્વાસ ન આવવાનું કારણ પણ કાંઇ હતું નહીં; કારણ કે ગુરૂની સત્તા સામે કોઇને માથું ઉંચુ કરવાનું હતું જ નહીં; પ્રગટપણે ગુરૂનો નાશ કરવાની કોઇનામાં શકતી જ હતી નહીં. અને ગુરૂનો નાશ કરવાનો વિચાર કરે પણ કોણ? ગુરૂમાં સૌને શ્રધ્ધા હતી. ગુરૂદેવ એટલે દેવાધી દેવ એમ સૌનું માનવું હતું. ગુરૂના શબ્દોમાં જ કલ્યાણ વસેલું છે એમ અહિંના સકળ સમાજની માન્યતા હતી, પછી એના સામે થાય કોણ? શા માટે થાય? વળી ગુરૂ જે કાંઇ કરે એને કોઇ પાપાચાર ગણતું જ નહીં. પછી વાંધો શું આવે?

છતાં મંદાકીની જુદા વીચારવાળી હતી. સ્રીનું શરીર સ્થળે સ્થળે અભડાવવા માટે નથી. પણ એક જ પુરૂષના સંયોગમાં રહેવા માટે છે. સ્રીનું હૃદય એક જ છે. અને એ હૃદયમાં પ્રેમની મૂર્તી પણ એક જ હોવી જોઇએ. પ્રાણુ ને પ્રકૃતી પ્રમાણે સંસારમાં એ વાત આદી અનાદી કાળથી મનાતી આવી છે કે પ્રેમ એ પ્રકાશ છે. એમાં વીષયનો અંધકાર નથી. એમાં ભોગવીલાસની દુર્ગંધ નથી. પ્રેમ સુવાસીક પુષ્પ છે. એમાં દુર્ગંધ સંભવે જ નહી. મંદાકીની આવું માનતી હતી. એટલે પોતાના કાર્યથી એને કંપારી આવતી હતી. વળી આજે એ જોઇ રહી હતી કે પોતાનો પિતા, પોતાનો ભરથાર, અને આખી રાજ-

માની ઉપર મેઘ ગર્જના ગાજી રહી છે, અને એમાંથી અંગારનો વરસાદ થવાની તૈયારી થાય છે ત્યારે એણે પોતાના વિચાર બદલ્યા. અને એ ગુરૂની જાળમાં આવી ગઇ. ગુરૂની જાળમાં આવી કે ગુરૂને જાળમાં લીધો એ વાતનો ખુલાસો થાય ત્યારે ખરો.

માણુસના મનમાં રમતા તરંગો કોઇ અજબ પરીણામ લાવે છે. એક વખત માણુસ મકકમપણે વિચાર કરે છે. દઢ નીશ્ચયથી આગળ વધે છે. પણ પળવારમાં કોઇ અજાણ અને અગાધ શકિત એના મનને મારી નાખે છે, હૃદયને ફેરવી નાખે છે, કયાં જવું હોય છે, અને કયાં લઇ જાય છે. માણુસ પોતાના વિચાર પર નિશ્ચિત રહી શકતો નથી. એની આંખ સામે પ્રલયકાળ મંડાય છે. જાણે ધરતી ચીરાતી હોય, પવનમાંથી વીષનો સંચાર થતો હોય, અને આકાશમાંથી જળધારાના બદલે રૂધીરધારા થતી હોય, એવો એને અનુભવ થાય છે. માણુસ આવા સન્જોગમાં બધું ભૂલી જાય છે.

જયારે મુંઝવણુ આવે છે, ત્યારે સીધો રસ્તો પણ ઉંધો જ દેખાય છે. જયારે ન બને એવું બનવાનું હોય છે ત્યારે સારામાંથી નઠારૂ અને નઠારામાંથી સારૂં એવું પરીણામ જોનારની આંખે દેખાય છે. અનુભવ કરનારને અનુભવ થાય છે, મતી મરી જાય છે. અને પરીણામે માનવી શું નું શું કરી બેસે છે. મંદાકીની પણ હમણા શું નું શું કરી બેઠી હતી.

એનું શરીર શરીર ન્હોતું રહ્યું. ગુરૂના ભોગ વીલાસનું રમકડું બની ગયું હતું. પણ એ રમકડું અત્યારે પ્રલયના પાણી ઉછાળવા તૈયાર થયું હતું. અને એથી જ આજે ગુરૂ પાસે સ્વપ્નની વાત થઇ હતી.

ગુરૂએ સ્વપ્નાની વાત સાચી માની હતી કે નહીં એ તો કોણ જાણે પણ આ વાતથી ગુરૂને અતિશય આનંદ થયો. કારણ મંદાકીની શકતીવર્માની પુત્રી હતી. અને શકતીવર્માંની પુત્રી જ શકતી વર્માંનો નાશ કરવા તૈયાર થાય એ વાત કેટલી આનંદજનક હતી. ગુરૂ આ વાતથી આનંદમાં આવી ગયો. અને હવે પોતાનો વિજય પોતાને પોતાની દ્રષ્ટી સમીપ દેખાવા લાગ્યો. સૃષ્ટિનો એ પણ એક નીયમ છે કે જ્યારે મૃત્યુ આવે છે ત્યારે રોગી માણુસ નીરોગી જેવો દેખાય છે. મૃત્યુ વખતે કીડીને પણ પાંખો આવે છે. આ ન બનવા જેવા બનાવથી માણુસ મગરૂર થાય છે. ફુલાય છે—પોતાનું ભાન ભુલી જાય છે, અને પલ વારના માટે વિજય પોતાની નજરમાં દેખાય છે. પણ એ જ વિજયમાં પરાજયની જવાળા છુપાયેલી હોય છે, એ માણુસ સમજી શકતો નથી. અને વિજય વિજય અને વિજયના જ સ્વપ્ના સેવતો, માણુસ પરાજય પામે છે.

ગુરૂનું શું એમ જ થવાનું હતું ?

હા, પણ એ વાત કાળના હાથમાં હતી !

હમણા કાળચક્ર ગુરૂના ઉદય તરફ ફરતું હતું. એના અસ્તને હજી વાર હતી.

મંદાકીનીના શબ્દો સામે "અસ્તુ અસ્તુ" એવો ઉત્તર મળ્યો. મંદાકીનીને આ અસ્તુ અસ્તુ શબ્દથી સંતોષ ન થયો. એ બોલી.

"મહાત્મન્."

"ગુરૂની આંખો મંદાકીની ઉપર ઠરી, મંદાકીની ડરતી હોય એ રીતે બોલી, દેવ શું આપની દયા ગઇ!

"નહી"

"ત્યારે ?"

"તું કરવા શું માંગે છે?"

"સ્હાય."

"સ્હાય કોને ?" આમ બોલતાં બોલતાં ગુરૂએ મસ્તક ફેરવ્યું. એના શરીરનો દેખાવ બદલાઇ ગયો. મંદાકીની પળવાર થથરી ગઇ. એના મનમાં આઘાત થયો–પોતે બોલી હતી, પણ એનો અર્થ અત્યાર સુધી એના સમજવામાં આવ્યો નોહતો. હમણાં એ સમજી કે મારા બોલમાં કંઇ ગર્વ હોય એવો અર્થ નીકળે છે. આથી પોતે પોતાનું બોલવું ભુલભર્યું છે, એમ સ્વીકાર કરતાં કહેવા લાગી.

"દેવ, હું સેવા કહેવા જતી હતી, અને સેવાના બદલે સ્હાય એવો શબ્દ નીકળી ગયો. પણ એમાં મારો દોષ નથી."

"ત્યારે ?"

"હું તો આપના આધીનમાં છું. મારી જીભ ઉપર આપનો અધીકાર છે. આપ જેમ બોલાવો છો એમ હું બોલું છું.

ગુરૂ હસ્યો.

મંદાકીની બોલી.

"વળી મારા સ્વપ્નાનો સાર પણ આપના જાણવામાં છે, આપને સ્હાય કરનાર એક સ્ત્રી જાતિ છે તો શું હું આપને સ્હાય નહીં કરી શકું." ગુરૂ બોલ્યો.

"અવસ્ય, તું મને સ્હાય કરી શકશે."

મંદાકીનીએ આંખો પટપટાવી અને બોલી.

"હું સ્હાય કરવા નથી માગતી."

"શું કહ્યું ?"

"ખરૂં કહું છું."

"મંદાકીની ?" આમ બોલતાં બોલતાં ગુરૂનો દેખાવ ફેરવાઇ ગયો—એની આંખો ગરમ થઈ ગઇ—મંદાકીની આ દેખાવથી ડરવા જેવી થઇ ગઇ. અને ડરતી હોય એ રીતે બોલી.

"દેવ આપને સ્હાય કરવી એ શું મારા ગજાની વાત છે ? આપને સ્હાય કરવાની મારામાં શક્તિ છે ?"

"ગુરૂ ન બોલ્યો. એ તો મંદાકીનીને જોઇ જ રહયો. મંદાકીનીએ પોતાનું બોલવું આગળ વધારતા કહ્યું.

મહારાજ હું સેવા કરવા માગું છું. મને સેવા કરવાની શક્તિ આપો. જો આપને મારામાં વિશ્વાસ હોય તો મને માર્ગ બતાવો."

"બતાવીશ."

"ક્યારે ?"

"સમય આવતા."

"આટલી વાત પછી આ મીલન અને મુલાકાત પુરી થઇ.

પણ ગુરૂના મનમાં નીરંતર એક વાત ઉત્પાત મચાવતી હતી. પોતાના સ્થાનમાં જ એક પ્રકારનો ભારેલો અગ્ની હતો. અજાતબાહુ અને મંદાકીની.

અજાતબાહુ અને મંદાકીનીમાં શો સંબંધ હતો ? યાદ છે ? મંદાકીની અને અજાતબાહુ પ્રેમી, દંપતી, પતિપત્નિ. આ વખતે પતિપત્નિ એક જ સ્થાનમાં હતા. જો એ બન્નેનો ભેટો થાય તો પરીણામ શું આવે ? આ વાત ગુરૂના મનમાં નીરંતર ઘેળાયા કરતી હતી. આથી એણે એક નવી યુક્તિ રચી. સમય આવતા ગુરૂએ અજાતબાહુને પોતાની પાસે બોલાવ્યો.

આ વખતનો ગુરૂ મહારાજનો દેખાવ અલૌકીક હતો. માણુસના મનમાં પૂજ્ય બુધ્ધી થાય એવો હતો. ગુરૂમાં આ

કળા તો બરાબર હતી કે, "જેવો સમય તેવા સાધનનો ઉપયોગ કરવો."

આજે જુદો જ સમય હતો. એટલે એણે સાધન પણ જુદા જ બતાવ્યા હતા. અજાતબાહુને આંજી નાખવા, અજાતબાહુ ગુરૂ પાસે આવ્યો. ગુરૂએ કહ્યું.

"અજાત કાળ ખંજરી તારા પર પ્રસન્ન છે."

"અજાત ડર્યો અને મસ્તક નમી પડયું."

ગુરૂએ ફરી કહ્યું.

"તું જાણે છે ?"

અજાત અજાણ હતો, કાંઇ જાણતો નોહતો. એટલે શું વાત હતી એ જાણવાને એણે પોતાની આંખો ગુરૂની સાથે મેળવી, ગુરૂ બોલ્યો.

"આપણા કાર્યને દેવીના આશીર્વાદ છે."

"દેવીના ?"

"હા, પ્રત્યક્ષ દેવીના."

અજાત અબોલ રહયો. ગુરૂ કહેવા લાગ્યો. "આપણો વિજય કરવા કાળ ખંજરીએ પ્રત્યક્ષ પોતાનું રૂપ ધારણ કર્યું છે. અને એ આપણને સ્હાયતા કરવા આવવાની છે."

અજાત વિશ્વાસુ હતો. એને તો વિશ્વાસ આવી ગયો, ગુરૂ બોલ્યો.

"તને યાદ છે ?"

"શું ?"

"પ્રલયનો દિવસ."

"હા, જે દિવસે તને શીક્ષા કરવામાં આવી હતી. એ દિવસ દિવસ ન્હોતો. પ્રલયના ભીષણ મંડાણ હતા, એ દિવસે શું થયું હતું જાણે છે ?"

"શું ?"

"મંદાકીની શકતીવર્માને કરગરતી કરગરતી મુર્છા પામી હતી. પિતાના પગમાં એણે મસ્તક નમાવ્યું હતું. એ મસ્તક પર મમતાથી હાથ ફેરવવાના બદલે એના પર કઠોરતાથી પદ પ્રહાર કરવામાં આવ્યો હતો.

"શું કહ્યું ?" અજાતનો અવાજ કાળના અવાજ માફક એ ઓરડામાં ચારે તરફ ગુંજી રહયો. ગુરૂ બોલ્યો."

"અજાત શાન્ત થા."

"શાન્ત ? અને આવા સમાચારથી ?"

"સાંભળ, અત્યારથી ૠતુ બદલાઇ ગઇ છે. પવનમાં કાળની પાંખો છુપાઇ છે. પૃથ્વીના રજકણે રજકણ મોટા શેષનાગ થઇ આ રાજધાનીને ગળી જવા તૈયાર થયાં છે. પણ–"

"પણ શું ?"

"હું અજ્ઞાત શકિતથી, કે પરોક્ષ રીતે શકતીવર્માનો નાશ કરવા માગતો નથી."

"યથાર્થ છે."

"હું પ્રત્યક્ષપણે એને હણવા માંગું છું. અને કાળ ખંજરીની પણ એજ આજ્ઞા છે."

"અજાત બોલ્યો.

"દૈવનો જય."

"જય મારો નહી."

"ત્યારે ?"

"બોલ મંદાકીનીનો જય."

"શું કહ્યું ? મંદાકીની ?"

"હા. મંદાકીની પ્રત્યક્ષ દેવી છે. દેવીનો અવતાર છે.

એને દેવીએ અંગમચેતી આપી છે. એના હાથે જ આ સત્તાનો નાશ થવાનો છે."

અજાત ન બોલ્યો. ન બોલી શકયો. ગુરૂએ કહ્યું.

આજથી મંદાકીનીને તું તારી ન સમજતો. આજથી એ દેવી છે. મહા દેવી છે. કલ્યાણકારીણી છે...તારી...પણ ગુરૂ આગળ ન બોલી શકયો. એના મોઢામાંથી આગળ શબ્દો ન નીકળી શકયા. ગુરૂના અંતરમાં આગ સળગી. અજાત આ બધી વાતચીતથી ચીતભ્રમ જેવો થઇ ગયો અને ભાનભુલા માણસ પ્રમાણે કહેવા લાગ્યો.

"દેવ, મંદાકીની મારી કોણ છે?"

ગુરૂએ દ્રઢતાથી કહ્યું.

"એ આજથી તારી માતા છે. એને તું તારી માતા સમજજે." આ શબ્દો સાંભળતાં અજાતની આંખે અંધારા આવી ગયા.

અજાતબાહુના સંસારને ગુરૂએ માટીમાં મેળવી નાખ્યો. અજાત શ્રધ્ધામાં ને શ્રધ્ધામાં શું નું શું સમજવા લાગ્યો. મંદાકીની પોતાની પ્રેમપાત્ર હતી. મંદાકીની માટે જ અજાત જીવતો હતો. પણ ગુરૂએ જુદી જ રીતે દાવ અજમાવ્યો અને મંદાકીનીને અજાત પાસે દેવી રૂપે રજુ કરી. એટલું જ નહીં. "મંદાકીની આજથી તારી માતા છે." એવું સૂચન પણ અજાતને કર્યું. અજાત આવા શબ્દો સાંભળતા, અવાચક થઇ ગયો. અજાતનું જીવન જાણે ફેરવાઇ ગયું. મંદાકીની અને પોતાની માતા?" આ શબ્દો હરપળે એના હ્રદયમાં પ્રલય પ્રગટાવવા લાગ્યા. છેવટે એ શબ્દો અજાતના હ્રદયમાં પથરાઇ ગયા. વજ્રલેપ પ્રમાણે.

અજાતના મનમાં અનેક શંકાઓ થવા લાગી. મહારાજ આમ કેમ બોલે છે, મંદાકીનીને પોતાની માતા શા

માટે બનાવે છે ? મંદાકીની મારી છે. એ મારી માતા બની જ કેમ શકે ? એ દેવીનો અવતાર હો તો ભલે હો, પણ હું એવી દેવીનો પૂજારી છું. એ વાત શું આજથી નાશ પામી ? જે મંદાકીનીને હું મારી મનોરમા સમઝું છું એ મંદાકીનીને મારે શું મારી માતા સમજવી ?

અજાત આ વાતનો ભેદ પામી ન શકયો. એણે આ વાતમાં ઉંડા ઉતરવાની કોશીષ પણ ન કરી. એ મુંઢ માફક બની ગયો. અહીંયા જયારે અજાતની આ હાલત હતી ત્યારે ત્યાં કનકલત્તાની શી સ્થિતિ હતી. રાજસીંહાસનના શા હાલ હતા તે આપણે જરા જોઇએ.



# પ્રકરણ ૧૮ મું.

મહારાજા શકતીવર્મા ઉપર ગુરૂના માણુસોએ કટારનો ઘા કર્યો. મહારાજાનું મૃત્યુ જાણે નજીક આવ્યું. પણ એ નજીક આવતા મૃત્યુને કનકલત્તાએ પોતાની છાતીમાં ઝીલી લીધું. કટાર પોતે ખાધી અને મહારાજાને બચાવી લીધા. આ બનાવ બન્યા પછી દેવદત્તના મનમાં વધારે આગ સળગી, કારણ કે એ પણ મહારાજાનું મૃત્યું જ ચ્હાતો હતો. મૃત્યુમાંથી મહારાજા શકતીવર્માનો બચાવ થયો. એ વાત દેવદત્તને સારી ન લાગી. એ મનમાં ને મનમાં અનેક વીચારો કરવા લાગ્યો. એની આંખ સામે કનકલતાનુ યૌવન ફેર ફુદડી ફરવા લાગ્યું. દેવદત્ત આથી ગાંડાતુર બની ગયો. એણે પણ ફરીથી બાજી રચવાની શરૂઆત કરી.

કનકલતા પથારીવશ હતી. પથારીમાં પડી પડી રાજધાનીમાં શું બને છે, એનો વીચાર કરતી હતી. કારણ કે એને રાજમાં શું બને છે એના સમાચાર આપવામાં આવતા નહીં. વળી પોતાની તબીયત સારી ન હોવાથી કોઇને પણ મળવા ન દેવા એવી રાજઆજ્ઞા હતી. રાણી કનકલતા એકલી જ પોતાના રાજભુવનમાં હતી. એકલી જ

વિચારો કરતી હતી. પાસે પોતાની એક દાસી હતી. દાસી સાથે વાતો કરી રાણી પોતાનો સમય પુરો કરતી. આજે પણ એણે દાસી સાથે વાતો શરૂ કરી.

"દાસી"

"બોલો બા"

"મહારાજા કયાં છે?"

"એ તો કોણ જાણે."

"એ કેવા છે?"

"કેમ?"

"જોને, જયારથી હું ઘાયલ થઇને પથારી વશ પડી છું ત્યારથી પોતે આવ્યા નથી. મારી સંભાળ પણ એણે લીધી નથી. શું આ પ્રેમીનાં લક્ષણ છે?"

આ વાતથી દાસી આશ્ચર્ય પામી. કારણ કે મહારાણી કનકલતાને મહારાજા શકતીવર્મા પ્રત્યે અભાવ હતો એ વાત પોતે જાણતી હતી. મહારાજા તરફ અભાવ હોવા છતાં રાણી અત્યારે મહારાજાને યાદ કરતી હતી. એથી દાસીના મનમાં નવા નવા તરંગો આવવા લાગ્યા. એ તરંગમાં તણાતાં તણાતાં બોલી.

"રાણી"

"કેમ?"

"કહું?"

"શું?"

"આપ ક્રોધ તો નહી કરો?"

"ક્રોધ કરવાનું શું કારણ છે?"

"એ જ કે મારી વાતમાં જરા તીખાસ છે."

"ભલે હોય, મીઠાસ અને તીખાસ તો ગંગા–જમના છે. મીઠાસ એકલી સારી નથી. મીઠા પકવાનથી સદાય સંતોષ

થતો નથી, તીખાસ પણ જોઇએ. તીખાસ હોય, તો જ મીઠાસનું મહત્વ." દાસી મહારાણીના આવા શબ્દો સાંભળતાં પોતાનું હૈયું હાથમાં લઇને બોલી.

"બા, મને આશ્ચર્ય થાય છે."

"અવની આશ્ચર્યથી ભરેલી છે."

"મારી વાત આપ ઉડાવી નાખો છો."

"તેં વાત જ કયાં કરી છે ? તું તારા આશ્ચર્યની વાત કરે છે અને સકળ સંસારમાં આશ્ચર્ય વીના બીજું છે શું? ખીલવું, ખરવું, જીવવું, મરવું, જન્મવું, જવું અનેક રીતે, અનેક રંગોમાં સંસારના પરિવર્તનમાં એકધારાથી વહ્યા કરવું, આ બધું છે શું ?"

"આશ્ચર્ય. પણ મારા આશ્ચર્યનું કારણ જુદું છે."

"તે શું ?"

"એ જ કે આજ દિવસ સુધી આપ મહારાજાથી કંટાળતા હતા. એને પ્રત્યે અણગમો અને અભાવ બતાવતા હતા. આમ અચાનક એમના પ્રત્યે સદ્ભાવ શાથી થયો."

"એમાં તને આશ્ચર્ય થાય છે."

"હા."

"એમ થવું જ જોઇએ."

"કારણ ?"

"કારણ સંસાર એવો જ છે. સંસારમાં આશ્ચર્ય સીવાય બીજુ કશું નથી. આશ્ચર્ય ભરેલી અવની પ્રત્યેક પળે માણસને આશ્ચર્ય કરાવે છે."

"આમ વાત ફેરવીને મારી શંકાને ઉડાવી ન દયો."

"ત્યારે શું કરૂં ?"

"વાતનો ખુલાસો કરો."

"શું."

"આપના અંતઃકરણમાં પ્રેમજયોત જાગી છે કે નહી?"

રાણી ન બોલી. એણે એક ઉંડો શ્વાસ લીધો. અને પછી કહેવા લાગી."

"દાસી હું કોણ છું ?"

"મહારાણી."

"તું મુર્ખ છે."

"મોટા માણુસ પાસે મુર્ખ રહેવામાં જ માલ છે."

"અને હું મુર્ખને મારી પાસે રાખતી નથી."

"પછી ?"

"મને ઉત્તર આપ."

"શાનો ?"

"બોલ હું કોણ છું ?"

"વળી તમે મને મુર્ખ કહેશો અને કદાચ તમારા સહવાસમાંથી દૂર કરશો."

"જો તુ મુર્ખાઇ કરશે તો એમ જ કરીશ."

"પણ બા, હું મુર્ખાઇ ન કરૂં તો કરૂં શું ? કારણ કે તમે જે પ્રશ્ન પૂછો છો તેનો ઉત્તર માત્ર એક જ છે, કે તમે મહારાણી છો."

"હા, એ તો તેં મારા દરજ્જાની વાત કરી. પણ પળવારના માટે તું ભૂલી જા કે હું મહારાણી નથી. તારા જેવી છું."

"પરમાત્મા તમોને મારા જેવી ન બનાવે."

"ગાંડી દાસી, તું મારાથી વધારે સુખી છે." આમ

બોલી રાણીએ શ્વાસ ઉંચો લીધો. અને એ શ્વાસનો ભાર પહાડ જેવો હતો. શ્વાસ નીચે મૂકયો હતો કે છાતી પર પહાડ? ઉંચા લીધેલા શ્વાસને નીચે મૂકયો.

પળવાર પછી રાણી બોલી.

"દાસી, હું પણ તારા જેવી સ્ત્રી છું. મારામાં પણ–પ્રેમનું ઝરણુ છે. પ્રેમની કલીકાઓ છે. પણ તે બીડાયેલી. કોઇ સમે એ પાંખડીઓ સુર્યમુખી થવા જાય છે. પણ સુર્યના તાપથી સળગીને પાછી બીડાય છે. હમણાં હમણાં પણ સુર્યની પ્રતીક્ષા સુર્યનું સ્મરણ સુર્યના મુખદર્શન આ બધાના માટે મારી આંખો આતુર, આતુર થઇ રહી છે."

"હું પણ એ જ પૂછું છું કે આમ થવાનું કારણ શું?"

"કારણ કે હું પણ મનુષ્ય છું. હું પણ સ્ત્રી છું. મારામાં પણ લાગણીઓ છે. કયારેક લાગણીઓનો સાગર પોતાની હદ કુદાવી આગળ ધસી જાય છે. પણ એને કીનારો મળતો નથી. હું તો હંમેશાં વમળમાં રહું છું...દાસી મનમાં ને મનમાં બબડી. "પ્રણય સુખ વીના મહારાણી થવું એ પણ મહા વ્યથા છે. દુઃખ છે. પ્રણય સુખ વીનાનું મહારાણી પદ એ પરમાત્માના ઘોર અપરાધ સમાન છે."

અને છે પણ તેમ જ. જે માણસ સંસારના સુખનો લાવ લઇ શકતો નથી, ઘરમાં પોતાની સ્ત્રી સાથે એ મીઠી વાતો કરી શકતો નથી, રસના ચુંબનો લઇ શકતો નથી એ મહારાજા હોય તો પણ શું? એની સ્થીતિ કંગાળ કુતરા જેવી છે. અને કુતરાનું જીવન પણ એનાથી સારૂં છે. કુતરાની પ્રેમ રમત તો રોજ રસ્તા વચ્ચે જોવા મળે છે. પ્રેમમાં તરબોળ થયેલાં એ શ્વાન દંપતી પળવારના માટે કેવા સુખી હોય છે? ખરેખર માણસને આવું સુખ ન મળે તો એની

સ્થીતિ કુતરા કરતાં પણ ઉતરતી છે. જેમ પુરૂષને આ વાત લાગુ પડે છે એમ જ આ વાત સ્ત્રીને પણ લાગુ પડે છે. મહારાણીના મનમાં પ્રેમના રંગો તુફાને ચડયા હતા. જ્યારથી એણે મહારાજાનું ન્યાયી જીવન જોયું હતું ત્યારથી.

પોતાના જમાઇને ચંડાળના હાથમાં સોંપી દેવો, પોતાની દીકરીને આખા ભવ માટે ઝુરતી કરવી, આ વાતમાં પક્ષપાત હતો કયાં ? અને આવા પક્ષપાત રહીત ન્યાયી રાજાને ચ્હાવાનુ મન કોને ન થાય ? રાણીને મનમાં ખાત્રી થઇ હતી કે, "મહારાજા ન્યાયી છે."

પણ મહારાજાનો ન્યાય જોવા પહેલાં કનકલત્તાએ પોતે કેવો અન્યાય કર્યો હતો. મહારાજાના સામુ જોવા જેટલી પણ ઇચ્છા એણે બતાવી નોહતી. મહારાજા આવતાં પોતે અવળા મોંઢે ઉભી રહી'તી. અને એવી સ્થીતિમાં એણે મહા-રાજાને વીદાય આપી હતી. આ પ્રસંગના કાંટા પણ અત્યારે રાણીના હૃદયમાં ભોંકાતા હતા. રાણી મનમાં ને મનમાં બળ્યા કરતી હતી. દાસી પાસે બેસી અવનવા પ્રશ્નો કરતી હતી, છેવટે રાણીએ કહ્યુ.

"દાસી" દાસી ન બોલી. કેવળ પોતાની બંને આંખો રાણીની આંખો સાથે મેળવી રાણી કહેવા લાગી."

"દાસી શું એ નહી આવે ?"

"મહારાજા છે. ન પણ આવે."

"અરેરે ! મારી આવી સ્થીતિનો પણ એમને વિચાર નહી આવે."

"બા સાચી વાત કહું ?"

"બોલ."

આપના શરીર ઉપર તો માત્ર એક જ ઘાવ છે. પણ મહારાજાના અંતઃકરણમાં અનેક ઘાવ હશે. તમો પળેપળે એમની સાથે કેવી રીતે વર્ત્યા છો. એ વાત આપે મને કહી છે. હવે આપજ વીચાર કરો, આવી રીતભાતવાળી સ્ત્રી પાસે આવવાની કયો પુરૂષ હીંમત કરે."

"એ મહારાજા છે?"

"નહી."

"ત્યારે ?"

"એ પણ મનુષ્ય છે, માન અપમાનનું દુઃખ એને પણ બરાબર થાય છે. વળી મોટા માણસના હૃદય તો બહુ જ કોમળ હોય છે, એ શું આપ નથી જાણતા !"

જાણું છું. પણ મારો અપરાધ શું ક્ષમ્ય નથી ?"

"મહારાજા છે, ક્ષમા કરે પણ ખરા."

"ક્ષમા કરે પણ ખરા ? ક્ષમા કરે તો કયારે કરે ? મારા મરવા પછી ?"

"નહી બા આવું ન બોલો."

"ત્યારે મારે ઝુરવું કયાં સુધી ?"

"સમય સમયનું કામ કરી લેશે."

"તું જઈશ."

"કયાં ?"

"મહારાજાની પાસે."

"વિનંતિ કરવા ?"

"હા. મારા તરફથી ક્ષમા માગી એમને અહીંઆ આવવાનું આમંત્રણ આપી આવ."

"વારૂં જાઉં છું."

આમ બોલીને દાસી ગઈ. દાસીના જવા પછી કોઇ છુપો માણુસ મહારાણીના શયનગ્રહમાં આવ્યો. રાણીના નેત્રો તેજ થયા. એણે આવનાર માણુસ પ્રત્યે તીખી દ્રષ્ટી કરી. પણ આવનાર માણુસે આ દ્રષ્ટીની લેશ માત્ર પણ પરવા કરી નહીં અને એ આવ્યો.



## પ્રકરણ ૧૯ મુ.

રાણીએ આવનાર માણસને જોયો. એના નેત્રો તેજ થયા. પણ આવનાર માણસે એની કશી પરવા કરી નહીં અને એ આગળ વધ્યો અને આવ્યો રાણીના શયન પાસે. રાણી ન સમજી કે આ માણસ મારા આવાસમાં આમ એકાએક આવ્યો કયાંથી ? રાણીએ આવનાર માણસને ઓળખી લીધો. જે માણસે કન્નરીવીહારમાં પોતાના જાતીભાઇઓને સહાયતા આપી હતી અને મહારાજા શકતીવર્માનો નાશ પોતાના હાથે કરવાને પ્રતીજ્ઞા કરી હતી. આ માણસનો ઉપકાર પણ જેવો તેવો હતો નહીં. એથી રાણીની આંખોમાંથી લાગણી વરસવાં લાગી. લાગણીઓમાં મમતાની ભીનાશ આવી. આંખો ઉપકારવશ થઇને ઢળી પડી. રાણી માત્ર એટલુંજ બોલી શકી.

'આવ્યા."

"હા."

રાણીએ વધારે પ્રશ્ન ન કર્યો. આવનાર માણસ બોલ્યો.

"પ્રકૃતિ કેમ છે?"

"ઠીક છે."

"સંપૂર્ણ રીતે."

"એમ કેમ પૂછો છો?"

"આપની આંખોમાં એક પ્રકારનો વ્યાધિ બરાબર દેખાયો છે."

"મારી આંખોમાં?"

"હા."

"મારી આંખો ઘાયલ નથી થઇ..."

"હૃદય અને આંખો બંને ઘાયલ થયાં છે."

"તમારા બોલવાનો અર્થ મારા સમજવામાં નથી આવતો."

"રાણી! તમો બધું સમજો છો! મહારાજા શકતીવર્માની અર્ધાંગના મારા બોલવાનો અર્થ ન સમજી શકે એ મારાથી કેમ માની શકાય?" રાણી સમજી ગઇ આવનારના મનનો ભાવ મલીન હતો. આવનાર માણુસ પોતાની વિષયલોલુપ્તા પ્રગટ કરી રહ્યો છે આ વાત રાણીના સમજવામાં તુરત જ આવી ગઇ. છતાં જાણે કશું જાણુતી જ નથી, જાણે પોતે સાવ અજાણી છે, અજ્ઞાન છે, ભોળી છે એ રીતે સામાવાળા માણુસને કહેવા લાગી.

"તમે ચોખ્ખી વાત કરોને?"

"ચોખ્ખી વાત કરૂં?"

"હા."

"માનશો?"

"જરૂર માનીશ."

"કોલ આપો છો?"

"તમારે પણ કોલ આપવો પડશે."

"આપીશ,"

"તો બોલો જોઉં તમારી શી ઇચ્છા છે?"

"રાણી જાણો છો હું આ સહાયતા શા માટે કરૂં છું?"

"શા માટે?"

"હૃદયની શાન્તિ માટે."

", અને હૃદયની શાન્તિનું સાધન?"

"તમે."

"શું કહ્યું?"

"રાણી, હું તમારા માટે જ મરી રહયો છું. જે કાંઇ કરૂં છું એ તમારા માટે જ કરી રહયો છું. રાણી... રાણી..." આમ બોલતાં બોલતાં એ માણસે રાણીનો હાથ પકડયો. રાણી ચમકી. સિંહણ પ્રમાણે થઇ ગઇ અને બોલી.

"વિચાર કરો. તમારૂં વેર મહારાજા સાથે છે. મારા પવિત્રપણા સાથે નહિ. તમારે મહારાજા શક્તીવર્માને ઠાર કરવાના છે."

"પણ હવે મહારાજા શકતીવર્મા આપણા શત્રુ નથી રહયા."

"કોણ કહે છે?"

"એમણે આપેલો ન્યાય."

"એ ન્યાયમાં ઉદારતા છે ખરી. પોતાની પુત્રીને રંડાપો આપવા જેટલી સહનશીલતા છે ખરી. પણ એથી..."

"એથી શું તમોને સંતોષ નથી?"

"સંતોષ હોય તો તમારી માગણીનું શુ' થાય? કારણ કે જો મહારાજા મારા જાતિના મિત્ર હોય તો એ મારો શીરછત્ર છે."

"અને જો એ તમારી જાતિનો શત્રુ હોય તો?"

"એનો નાશ કરવા તમે અમોને વચન આપ્યું છે, તમારે એનો નાશ કરવો જોઇએ."

"એ બધું પછી, તમારે તમારૂં વચન પાળવું જોઇએ."

"હું વચન પાળું અથવા મને વચન પાળવા માટે વધારે દબાણ કરવા પહેલાં તમારે વિચાર કરવાનો રહયો કે હું મહારાજાની શત્રુ છું. મહારાજાનો સમય આવતાં એ જો મારી જાતિના શત્રુ હોય તો તેનો નાશ કરવામાં હું મારી પાછી પાની ન જ કરૂં. પણ......"

"પણ શું ?"

"પણ એ જ કે હું મારી પવિત્રતાની શત્રુ નથી. મારા પાલવનો એક જ સ્વામી છે. મારા શરીરનું હું વેચાણ કરવા નથી ઇચ્છતી. હું તો ત્યાં સુધી તૈયાર છું."

"કયાં સુધી ?"

"મહારાજા શકતીવર્માનો નાશ મારા હાથે જ કરૂં ! અને પછી એની સાથે જ ચીતામાં પડીને બળી મરૂં."

આ છૂપા વેશમાં આવનાર મહારાજા શકતીવર્મા પોતે જ હતા. કન્જરીવીહારમાં પોતાના અમાત્ય સાથે પોતે જ ગયા હતા અને જયાં અત્યાચાર થયો હતો ત્યાં પેલા મુવેલા બાળકનું રૂધીર હાથમાં લઇ પોતે જ પ્રતીજ્ઞા કરી હતી. મહારાજા રાણી કનકલતાના મોઢાથી આવો પ્રસ્તાવ સાંભળતાં આનંદમાં મુગ્ધ થઇ ગયા. છતાં વધારે વાતને કસોટી પર ચઢાવવા પોતે કહેવા લાગ્યા.

"રાણી મહારાજાનો નાશ કરવો અને પછી ચીતામાં પડીને બળી મરવું એ મારાથી સહન થાય તેમ નથી."

"કારણ ?"

"કારણ શું પૂછો છો ? હું..........."

"તમો મહારાજાના શત્રૂ છો. મહારાજાનો નાશ થાય એથી શું તમોને આનંદ નહીં થાય."

"થશે."

"પછી ?"

"હું મહારાજાનો નાશ ઇચ્છું છું. તમારો નહી."

"તો હું પણ મહારાજાની અર્ધાંગના છું. વેશ્યા નહી."

"શું મારો પ્રેમ સ્વીકારવો એ વેશ્યાપણું છે ?"

"પોતાના પતિને તજી બીજા કોઇ પણ મનુષ્ય પ્રત્યે વિષય ભાવનાથી વાતો કરવી એનો અર્થ તમે શું કરો છો ?"

"મને એના અર્થની કશી ખબર નથી. હું તો એટલું જ કહું છું કે તમે મને વચન આપ્યું છે."

"વેશ્યા બનવાનું ?"

"એ તમે જે ગણો તે."

રાણીની આંખો અંગાર વરસાવનારી એક જુદા જ પ્રકારની વાદળી થઇ ગઇ. રાણી બોલી.

"નર રાક્ષસ મારી દ્રષ્ટીથી દૂર થા. નહી તો પરીણામ જુદુ જ આવશે. હું પૃથ્વીનો પ્રલય સહન કરી શકીશ. મારા શીયળનો નહી."

અને આ શબ્દો સાંભળતા ગુપ્ત વેશમાં આવેલા મહારાજા ત્યાંથી ચાલ્યા ગયા. આ વખતે મહારાજાના હૃદયમાં હર્ષનો સાગર ઉછાળા મારતો હતો. એના હૃદયમાં આવેલા ભાવો ઉભરાતા હતા. રાણીના આજના આચરણે એના અંતઃકરણમાં ન સમજી શકાય એવો પ્રેમ પ્રગટ કર્યો. મહારાજા રાણી ઉપર મંત્રમુગ્ધ થઇ ગયા. એના મોઢામાંથી આટલા જ શબ્દો નીકળ્યા, "રાણીના સ્ત્રી ધર્મને લાખો ધન્યવાદ છે."

પણ એ સાથે એના મનમાં બીજી અનેક લાગણીઓ જાગ્રત થઇ. રાણી કયારે સાજી થાય. એવો કયારે સમય આવે કે પોતે રાણી પાસે ખુલ્લો થાય. અને એને સમજાવે કે ગુપ્ત વેશમાં મદદ કરનાર બીજું કોઇ નહી પણ હું પોતે જ હતો. મહારાજા આવો વિચાર કરતા કરતા ત્યાંથી ગયા. એમના જવા પછી દાસી આવી, રાણીના નેત્રો જળદીવડી જેવાં થઇ ગયા. એ બોલી.

"આવ્યા."

દાસીએ માથું ધુણાવ્યું. રાણી નીરાશ થઇ અને બોલી.

"ન આવ્યા." દાસીએ કહ્યું.

'મહારાજા મહેલમાં નથી."

"કયાં ગયા છે ?"

"એ તો મને કોઇએ ન કહ્યું. મહારાજા કયાં ગયા છે એ વાત કોના જાણવામાં હોય, મહારાજા કે મહારાણી એ શું સાધારણ માણસો છે કે એને કોઇ પૂછી શકે ?"

"કયારે આવશે ?"

"એ પણ કેમ કહી શકાય."

દાસીનો આ ઉત્તાર સાંભળતાં રાણીએ એક નીસાસો નાખ્યો. એ નીસાસાની આગથી જાણે રાણીનો આખો શયનખંડ ભરાઇ ગયો.

જયારે માણસને કોઇના પ્રત્યે મમતા થાય છે, લાગણીનું બળ વિશેષ વધે છે, ત્યારે એને બીજી કશી વાત ગમતી નથી, માત્ર મનગમતી વસ્તુ કે મનગમતી વ્યકિતને મળવું એ જ એના મનોભાવ હોય છે. એ સીવાય બીજી તરફ દ્રષ્ટી જતી નથી. એમાં પણ એક માણસ પ્રત્યે અણગમો થવા પછી સ્વમાન થાય છે ત્યારે તો પૂછવા જેવું રહેતું જ

નથી. એવા સમયમાં માણસની સ્થીતિ જુદી જ થઇ જાય છે. એમાં પણ જો સ્ત્રી હોય તો પૂછવાનું રહેતું જ નથી.

રાણીના માટે પણ એમ જ હતું. એણે મહારાજાનો કેવો અનાદર કર્યો હતો, અને એ અનાદર મહારાજાએ સહન પણ કેવી ઉદારતાથી કરી લીધો હતો. ત્યારપછી બનેલો ન્યાયના દરબારનો બનાવ જાણીતો છે. અને એ બનાવે રાણીના મનમાં લાગણીના પૂર ઉછાળ્યા. રાણીના મનોભાવ ફરી ગયા. તે પછી રાણીની નજરે પેલો ગુપ્તચર આવ્યો. પોતાના પ્રેમની માગણી કરી ગયો. પણ રાણીની પવીત્રતા પવીત્ર જ રહી. એને કાળાશ ન લાગી. આ માણસના જવા પછી તો રાણીના મનમાં મહારાજા શક્તીવર્માની તરફ પોતાનો પૂજ્યભાવ વધારે જાગ્રત થયો અને "કઇ પળે હું મહારાજાને મળું" એમ એના હૃદયમાં તાલાવેલી લાગી. પણ પોતાની આતુરતા ફળે તે પહેલાં તો દાસીએ ખબર આપી કે મહારાજા મહેલમાં નથી. આ સમાચારથી મહારાણીનું હૃદય હતાશ થઇ ગયું. એની નિંદ્રા અનિંદ્રા થઇ ગઇ. એનો આરામ આરામ ન રહયો. અને પળે-પળે રાણી ઝીણા ઝીણા નીશ્વાસ નાખવા લાગી. દાસી આ દેખાવ જોતી હતી.

એ બોલી.

"બા, શા માટે આમ ઉદાસ થાઓ છો ?"

"એ કયારે આવશે ?"

"મહારાજા છે. કયારે આવશે એ કોણ કહી શકે ?"

"એ વાત તું પહેલાં પણ કહી ચૂકી છે. છતાં તું જાણે છે ?"

"શું ?"

"એ મારા પતિ છે."

"તેથી ?"

"પતિ તરફ એને વધારે મમતા હોવી જોઇએ. એ રાજા છે. રાજધાની પર સત્તા એમની, અને એમના હૃદય પર સત્તા મારી."

દાસી હસી અને બોલી:

"આપે એવું રાખ્યું છે ?"

"રાખ્યું નથી ત્યારે જ ને ?"

"તો હવે થોડા દિવસ શાન્તિ રાખો"

"શાન્તિ! દાસી હવે મારાથી શાન્તિ દૂર દૂર જાય છે. અશાન્તિઓ પાસે પાસે આવે છે."

દાસી કહેવા લાગી: "હું રાતના મહારાજાને મળીશ ?"

"તને મળશે ? ક્યાં મળશે ?"

"ગમે ત્યાંથી પત્તો મેળવી હું મહારાજાને મળીશ, આપની વાત કરીશ અને કોઇ પણ પ્રકારે એમને અહીંયા લઇ આવીશ." રાણીએ દાસીનો હાથ પકડયો, પોતાની છાતીથી દબાવ્યો અને બોલી.

"હાસ, તું કેવું મીઠું મીઠું બોલે છે."

"પરમાત્મા તમારૂં જીવન પણ એવું જ મીઠું મીઠું કરે."

હવે રાણીને નિંદ્રા આવી ગઇ. પણ આવા વીરહી હૃદયને નિંદ્રામાં શું દેખાય. રાણી નિંદ્રામાં પણ પોતાના સ્વામીના સ્વપ્નાં જોવા લાગી. જ્યારે એની આંખ ખૂલી ત્યારે એ બોલી.

"દાસી."

"કેમ બા."

"મારી આવી સ્થીતિમાં પણ મંદાકીની મને મળવા ન આવી!"

"મંદાકીની ?"

"હા."

"એમને તો મેં પણ જોયા નથી."

"તે દિવસે ન્યાય દરબારમાં મહારાજાને કરગરતા હતા એટલામાં કોઇ મહારાજા તરફ કટાર લઇને દોડયું. હું પણ દોડી અને ઘવાણી. પછીની વાત મારા જાણવામાં નથી આવી."

"હું પણ નથી જાણતી કે મંદાકીની કયાં છે ?"

"અને એના પતિનું શું થયું ?"

"એ પણ કંઇ મારા સાંભળવામાં આવ્યું નથી."

"મહારાજા આ વાતમાં તો નહિં ગુંચાયા હોય ?"

"કોણ જાણે !"

આ વતચીત થતી હતી ત્યાં રાજકર્મચારીઓને ત્યાંનો સ્ત્રી–સમુહ મહારાણીને જોવા માટે આવ્યો. રાણી ઉઠીને પોતાની શૈય્યામાં બેઠી થઇ. આવનારીઓએ આવીને મહારાણીને વંદન કર્યા પછી પોતાના સ્થાને ગોઠવાણી. પળે પળે નવી નવી વાતો નીકળવા લાગી. અને એ વાતના પ્રવાહમાં રાણીએ મંદાકીનિના વર્તમાન પૂછતાં કહ્યું.

"આ કયાં છે ?"

"એ જ પ્રશ્ન ચિંતાજનક છે."

"કાં, કાં ?"

"રાજમહેલમાં વાતો થાય છે કે મંદાકીનીનો પત્તો નથી."

"શું કહયું ?"

"ખરૂં કહું છું."

"મહારાજાને એ વાતની ખબર છે કે નહિ?"

"એ હું નથી જાણુતી. પણુ મંદાકીની બા દેખાતાં નથી, એની ચર્ચા જયાં ત્યાં થયા જ કરે છે."

"અને અજાતનું શું થયું?'

"એ વાત પણુ પ્રકાશમાં આવી નથી."

"મહારાજા આવે ત્યારે વાત."

"આપ શું કરશો?"

"અજાત માટે ક્ષમાની યાચના."

"મહારાજા ક્ષમા કરશે?"

"હું સમજાવીશ."

"પણુ બા કયાં છે, મંદાકીનીબાનું શું?'

"એ પણુ પૂછીશ અને સમાચાર મેળવીશ."

આવી ઘણી વાતો થઇ અને આવનારો સ્ત્રી–વર્ગ તે પછી વિદાય થયો. સાંજ થઈ ચૂકી હતી. રાતનો અંધકાર ધીરે ધીરે રાજધાની ઉપર પોતાની સત્તા જમાવતો હતો. રાતના વાળુ પાણી પછી જ્યારે રાજમાં અખંડ શાન્તિ પ્રસરાણી ત્યારે રાજમાર્ગ પરથી એક છૂપો માણસ જતો જણાયો. જતાં જતાં મહારાણીના મહેલ નજીક આવ્યો, અને છૂપા રસ્તાથી મહારાણીના મહેલમાં પ્રવેશ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. એની પાછળ જ બીજો એક ગુપ્તચર નીકળ્યો અને એ આ બનાવ છૂપાઇને જોતો હતો. કોણુ જાણે આ બન્ને માણસો કોણુ હતા અને અત્યારે શું કરવાના હતા.



# પ્રકરણ ૨૦ મું.

મહારાજાને હજી સુધી મંદાકીનીની કશી ખબર નોહતી, રાજમાં હમણાં હમણાં બનતા બનાવોથી મહારાજાનું મન બીજી બાજુએ રોકાયું હતું. એટલે મંદાકીની કયાં છે, એ વાત જાણવાનો એમને પ્રસંગ મળ્યો નોહતો. વળી ગુરૂ કેદારનાથની એવી તો ધાક હતી કે મંદાકીની વિષે કોઇ કાંઇ બોલી શકતું નોહતું, મહારાજાને આ વાતનો વ્હેમ જ હતો નહી કે મંદાકીનીનું જીવન ઘોર અંધકારમા ઘેરાઇ ગયું છે, એતો એમ જ જાણતા હતા કે મંદાકીની રાજમહેલમાં જ છે, આ વાત અહીંયા જ મૂકી આપણે મહારાણીના મહેલ તરફ વળવાનું છે. જ્યાં આપણે બે માણસોને રાણીના મહેલ તરફ જતા જોયા છે.

અત્યારે મહેલમાં દાખલ થનારા બંને માણસો છૂપા વેશમાં હતા. એટલે એ કોણ છે એ કહેવું મુશ્કીલ હતું. બંને છૂપા વેશધારીઓએ મહેલમાં પ્રવેશ કર્યો. પણ એક બીજાને એક બીજો જાણી ન શકે એ રીતે. આવી રીતે બંને માણસો છૂપા વેશમાં હતા. છતાં એક બીજાથી એક

બીજાને બંને છૂપાવતા હતા. જાણે એક બીજા પ્રતિસ્પરધી હોય એવી રીતે.

પહેલો માણુસ એક દરવાજામાં આવ્યો. દરવાજા ઉપર દ્વારપાળ હતો. તરત જ એને રોકવામાં આવ્યો. પણ એ છૂપા વેશધારીએ કાંઇક સંજ્ઞા કરી કે પેલો દ્વારપાળ નમી પડયો. આવનારા છૂપા માણુસને જવા દેવામાં એણે આનાકાની ન કરી. અને એ છૂપો માણુસ આગળ વધ્યો. થોડે દૂર જતાં મહારાણીના શયનખંડનો મૂખ્ય દરવાજો આવ્યો. અહીંયા પણ પ્રથમ પ્રમાણે જ પેલા છૂપા વેશધારીને રોકવામાં આવ્યો. પણ એ છૂપા વેશધારીએ એ જ સંજ્ઞાથી આ દરવાજાવાળાને પણ પોતાના વશમાં લીધો. દરવાજાવાળાએ સંજ્ઞા જોતા તરત જ માર્ગ મોકળો કરી આપ્યો. અને એ છૂપો વેશધારી રાણીના શયનખંડમાં દાખલ થયો. શયનખંડમાં દાખલ થતાં જ એ દરવાજા ઉપર ઉભેલા દ્વારપાળને કહેવા લાગ્યો.

"કોઇ આવવા ન પામે."

"કોઇ પણ ?"

"હા મહારાજા હોય, તો એને પણ અંદર આવતા અટકાવજે."

દ્વારપાળે મસ્તક નમાવ્યું. અને છૂપો વેશધારી આગળ વધ્યો. મહારાણીને હજી નિંદ આવી નહોતી, એ પોતાની શૈય્યામાં સૂતી હતી. આંખોના પડ મળેલા હતા. માત્ર નિંદ આવે એટલા માટે. નિંદ હજી આવી નોહતી. મહારાણી નિંદની આતૂરતાથી રાહ જોતી હતી. નિંદ્રાનું ચિંતવન કરતી હતી. એની આંખ સામે હમણાં અનેક દેખાવ તરવરતા હતા. પહેલો

દેખાવ વસંતોત્સવવાળો આવ્યો. પોતે કાળા પોશાકમાં હતી. સખી સાહેલી એ કાળો પોશાક પહેરવાનું કારણ પૂછતી હતી. રાણી એનો માર્મિક ઉત્તર આપતી હતી. એટલામાં મહારાજા શકતીવર્મા આવ્યા. રાણી પોતે અવળું ફરીને ઉભી રહી. મહારાજા સાથે વાતચીત કરવાનો પ્રસંગ મળ્યો. અને રાણીએ મહારાજાને પોતાના આવાસમાંથી આવ્યા હતા એમ જ પાછા વાળ્યા. આ બનાવ રાણીના સામે સજીવન થયો. આ એનું સ્વપ્ન નહોતું. ભ્રમણા હતી. અમથી યાદીઓ હતી. ગઇ ગુજરી વાતનો જીવતો ચિતાર હતો. રાણી પોતાની શૈય્યામાં પડી પડી એ જીવતા ચિત્રો જોતી હતી. અચાનક એની દષ્ટિ સમીપ બીજું દ્રશ્ય દેખાયું. રાજદરબાર.

રાજદરબારમાં મહારાજા રાજ્ય સિંહાસન ઉપર બેઠા છે અને પોતાના જ બનેવીને દેહાંત દંડની સજા કરી રહયા છે. પોતાની જ પુત્રીને વૈધવ્ય આપી રહયા છે એવો દેખાવ હતો. મહારાજાનો ન્યાય કેવી કસોટીએ ચઢયો હતો. રાણી એનો વિચાર કરતી હતી. ત્યાં જાણે કોઇ કટાર લઇ મહારાજા તરફ ધસ્યો. રાણી જાણે દોડી અને મહારાજાની છાતીમાં આવતી કટાર પોતે પોતાની છાતીમાં ઝીલી લીધી. આ દ્રશ્ય આંખ સામેથી દૂર થયું અને રાણી બોલી.

"શું મહારાજા ન્યાયી નથી?"

"નથી."

"કોણ એ? કોનો અવાજ,"

આવનાર છૂપા વેશધારીએ કહ્યું.

"ઓળખો છો?"

"કોણ."

"ઓળખો?"

"દેવદત્ત."

"એ જ મહારાણી........"

મહારાણીનું મસ્તક જાણે ભમવા લાગ્યું. આંખ સામે ન જોવાય એવા ભયંકર દેખાવ તરવરવા લાગ્યા.

રાણી બોલી.

"અત્યારે ?"

"હા."

"કારણ ?"

"કારણ ઘણા છે."

"પણ અત્યારે ? આ વેશે ? મારા શયનખંડમાં."

"કેમ તમારા શયનખંડમાં આવવાનો શું મને અધીકાર નથી? રાણી જાણો છો મારો આત્મભોગ. મારૂં આપેલું બળીદાન. શું એ ભોગ આપનારને, એ બળીદાન દેનારને અહીંયા આવવામાં અડચણ છે ? શું......"

"દેવદ-ત ..આવો...આવો. કહો શા સમાચાર લાવ્યા છો?"

"સમાચાર, હું તમારા મુખથી સાંભળવા આવ્યો છું."

"મારા મુખથી ?"

"શું ?"

"એ જ કે તમારૂં હૃદય ફેરવાતું જાય છે. તમો મારા મટી મહારાજાના થતા જાવ છો."

"આમ બોલવાનો અર્થ ?"

"અર્થ બીજો કશો નથી. તમો તમારૂં ભાનશાન ભૂલ્યા છો. મારા બોલવાનો અર્થ પૂછવા કરતાં તમારા જીવનનો અર્થ જુઓ."

"એટલે ?"

"શું એ, મારે જ કહેવું પડશે. રાણી ! રાણી ! એક નજીવા ન્યાય ખાતર તમે તમારી જાતીને ઠગી રહયા છે. તમારી જાતીને દ્રોહ કરી રહયા છે. અને જો તમે આવી જ રીતે અખત્યાર કરશે તે ભવિષ્યમાં શું થશે એની કલ્પના મારાથી થઇ શકતી નથી." રાણી વિચારના વમળમાં ફસાઇ ગઇ.

દેવદત્ત રાણીના મોઢાના સામે જોઇ રહયે હતે. રાણીના મોઢાના પલટાતા ભાવે જોતે હતે. અને વિચાર કરતે હતે કે હું રાણીના મનોભાવ ફેરવી શકીશ. રાણી વિચાર કરતાં કરતાં મુઝાવા જેવી થઇ ગઇ. દેવદત બોલ્યો.

'રાણી, આ રાજખટપટ છે, તમોને પોતાના સ્વાધીનમાં લેવાને મહારાજાને આ દાવ માત્ર છે."

"દાવ ?"

"હા."

"મને સ્વાધીનમાં લેવાને ?"

"હા."

"પણ હું તે મહારાજાની છું જ."

"એ તે હું પણ જાણું છું. હું આ વાતથી અજાણ નથી. અને એ વાતને તમારા મોઢેથી સ્વીકાર સાંભળવા જ હું અહીંયા આવ્યો હતે. રાણી જયારે તમારે આવી રીતે વીશ્વાસઘાત કરવે હતે તે પછી અમોને શા માટે જવાળામુખીમાં હોમી દીધા ? શા માટે અમારે આવી રીતે ભોગ લેવામાં આવ્યો ? રાણી ! રાણી ! કજારીવીહારને બનાવ શું યાદ નથી ? તે બાળકની અવદશા, તે સ્ત્રીનું તરફડી તરફડી મરણ પામવું શું તમે ભૂલી ગયા ?"

"નહિ, હું એ બનાવ કાળાન્તરે પણ ભૂલવાની નથી."

"ભૂલવાની નથી? ભૂલવાની નથી એવું બોલી શા માટે અમારી હાંસી કરો છો એમ કહોને કે હું એ બનાવ ભૂલી ગઇ છું. મારા જાતી ભાઇઓની અવદશાની મને લવ-લેશ યાદ નથી. કહો. ખૂલ્લેખૂલ્લું કહો, વિચાર કે શરમ શા માટે રાખો છો."

"દેવદત, તમે આ શું બોલો છો?"

"રાણી બોલવા સીવાય આરી પાસે છે પણ શું? વાણી અને હૃદયની વરાળ સીવાય અમારી પાસે બીજા ક્યા સાધનો છે?"

રાણી પળવાર આ શબ્દોનો ઉત્તર ન આપી શકી. પણ કાંઇક વિચાર આવતાં કહેવા લાગી.

"દેવદત્ત, આપણી જાતી ઉપર અત્યાચાર થયો છે એ વાત ખરી; પણ..."

"પણ એ વાત ભૂલી જવી. વધારે અત્યાચાર થાય એની રાહ જોવી, હજી વધારે અંગારાના વરસાદને આમંત્રણ આપવું. કહો એમ જ ને? બોલો આથી વિશેષ કાંઇ બીજું મળે એમ છે?

"દેવદ-ત ઉતાવળા ન થાવ."

"તો પછી?"

"જરા ધીરજથી વિચાર કરો."

"વિચાર કરૂં? શાનો વિચાર કરૂં!"

"મહારાજાના ન્યાયનો."

"મહારાજાનો ન્યાય? મહારાજાનો ન્યાય? મહા-રાજા...નો...ન્યાય. કેવી સમસ્યા છે? મહારાજાનો ન્યાય અને તેનો વિચાર કરૂં?"

"અવશ્ય!"

"નહિ."

"કારણ?"

"મારે એના પર વિચાર નથી કરવો!"

"અને વગર વિચારે આગમાં કુદવું છે?"

દેવદત્ત ન બોલી શકયો. રાણીના શબ્દો કડક હતા. એમાં અડગપણું હતું. એક પ્રકારનો દૃઢ નિશ્ચય હતો. દેવદત્ત એ નિશ્ચયની સામે ન થઇ શકયો. રાણીએ ફરીથી કહયું.

"દેવદત્ત વિચાર કરો, મહારાજાએ તમોને ન્યાય આપવાને શું નથી કર્યું? પોતાના જ જમાઇને દેહાંત દંડની શિક્ષા; પોતાની જ પુત્રીને વૈધવ્ય. આ શું ન્યાય નથી?"

દેવદત્તને પળવાર તો લાગ્યું કે મહારાણીના આ બચાવ સામે કશું બોલી શકાય એમ નથી. પણ થોડો સમય જતાં એને કાંઇક બચાવ સુઝી આવ્યો. જેથી એ કહેવા લાગ્યો.

"રાણી મહારાજાની એ રાજયનીતિને તમે ન્યાય કહો છો?"

'કેમ નહી?"

"નહીં. બીલકુલ નહીં!"

"કેમ?"

"એ મહારાજાનો ન્યાય નથી."

"ત્યારે?"

"ન્યાય સાથે છેતરપીંડી છે. ન્યાય સાથે રમત છે. શું તમે એમ ધારો છો કે મહારાજાનો જમાઇ કારાગ્રહમાં છે?"

"અવશ્ય."

"નહી."

"કોણ કહે છે ?"

"હું કહું છું !"

"પ્રમાણ."

"પ્રમાણ જોવું હોય તો, મારી સાથે આવો !"

"ક્યાં ?"

"કારાગ્રહમાં,"

"ત્યાં શું જોવાનું છે ?"

"મહારાજાના ન્યાયની મશ્કરી."

"તમે શું કહો છો ?"

"મારી સાથે ચાલો. ત્યાં આવીને જુવો. કુમાર કેદખાનામાં છે કે નહીં ? જો કુમાર કેદખાનામાં હોય તો મહારાજાનો ન્યાય સાચો અને ત્યાં ન હોય તો સમજવું કે આપણી સાથે મહારાજાએ કરેલો ન્યાય મશ્કરી છે."

શું તમે ખરૂં કહો છો ?"

"માત્ર કહેતો જ નથી. તમોને આ દ્રશ્ય પ્રત્યક્ષ બતાવવા માગું છું. બોલો આવો છો ?"

"હમણાં મારી સ્થિતિ અહીંયાથી બાહેર નીકળી શકાય એવી છે જ ક્યાં ?"

"પછી ?"

"મને જરા આરામ મળવા દો."

"ભલે, મારી ના નથી."

રાણીના મનમાં વિચારોની પરંપરા ચાલુ થઈ. એ બીચારી ન સમજી શકી કે આ વાતમાં સત્ય શું છે ? અને દોષીત કોણ છે ? એ વાત તો જાણીતી જ છે કે ગુરૂની આજ્ઞાથી કુમાર છૂટી ગયો હતો. એ તો હમણાં કાળ ખંજરી ઉપર નૃત્ય કરી રહયો હતો. કુમાર છૂટ્યો છે એ વાત ખરી જ

છે. રાણી આ વાત જાણશે ત્યારે મહારાજા પ્રત્યે ઉપજેલો ભક્તિભાવ શું ટકી શકશે? શું મહારાણી કનકલતા મહારાજાના નાશ માટે ફરીથી રણમેદાનમાં આવશે?

"દેવદત્તના ખુલાસાથી રાણીના વિચારમાં ફેરફાર થયો. એ દેવદતને કહેવા લાગી.

"પણ આમ કરવાનું કારણ? મહારાજા કુમારને મુક્ત શા માટે કરે?"

આ પ્રશ્નની શી આવશ્યક્તા છે. રાણી, શું તમે નથી જાણતા કે કુમાર મહારાજાનો જમાઇ છે. શું પોતાની પુત્રીને કોઇ વિધવા કરી શકે છે? શું પોતાની પુત્રીને કોઇ વિરહમાં ઝુરતી રાખી શકે છે? મહારાજાએ આપણને બનાવવા માટે ન્યાયની શેતરંજ પાથરી છે. કુમારને જન્મ પર્યંત કારાગ્રહમાં રાખવામાં આવ્યો છે. પણ કુમાર કારાગ્રહમાં છે કે રાજમહેલમાં એ વાત કોણ જાણે છે? કુમારને એક તરફ શીક્ષા કરી બીજી તરફ છૂપી રીતે ક્ષમા કર્યા નથી આપી શકાતી. અને ક્ષમા ન આપે તો શું થાય? જાણો છો?"

"શું થાય?"

"આખા રાજ્ય પર આફતનાં વાદળાં ચઢી આવે."

"એનું કારણ?"

"ગુરૂ કેદારનાથ."

રાણીની આંખો સામેથી એક પરદો જાણે ખસી ગયો. રાણી બોલી.

"જો એમ જ છે, તો મારી પ્રતિજ્ઞા પણ પૂરી થઇને જ રહેશે!

"હા, પણ ખાત્રી કરીને. કુમાર છૂટો છે કે નહી એ વાત તમારા જાણવામાં—અનુભવવામાં આવે પછી."

"ઠીક છે."

દેવદત્ત આવ્યો હતો એમ જ પાછો ગયો .અને એની પાછળ પાછળ પેલો બીજો છૂપો વેશધારી પણ ગયો. અને રાણી વિચારના અથાગ જળમાં તણાવા લાગી. એને ક્યાંય કિનારો ન મળ્યો.

વાત કેવી મુંઝવનારી બની હતી. દેવદત્ત આ વાત પોતાના જાસુસો દ્વારા જાણી ગયો હતો કે કુમાર કેદખાના-માંથી છૂટયો છે. કોઇપણ આવીને કુમારને છોડાવી ગયું છે. આ સમાચાર મળતાં પહેલાં તો એણે સત્ય શું છે એની શોધ કરી. જ્યારે એને ખાત્રી પુર્વક સંતોષ થયો કે કુમાર કેદખાનામાં નથી ત્યારે મહારાણીને ઉશ્કેરી મૂકવા એ રાજ-મહેલમાં આવ્યો. મહારાણીને આ વાતથી જાણીતી કરી અને શક્તીવર્માના ન્યાયને વગોવવામાં પોતે ફાવ્યો, પણ આટલી વગોવણીથી જ દેવદત્ત બેસી ન રહયો. રાણીને પાછી વીફ-રેલી વાઘણ બનાવી મૂકવાના એ સ્વપ્ના જોવા લાગ્યો. આમ બાજી બીછાવવામાં દેવદતનો મૂખ્ય આશય કાંઇ જુદો જ હતો. દેવદતનો આશય શું હતો એ આપણે આગળ જતાં જોશું. અને બીજો વેશધારી કુમાર તો ન હતો એની પણ આપણને ખબર પડશે.

# પ્રકરણ ૨૧ મું.

દેવદત્ત પોતાના પાસા પૂરેપૂરા પોબાર પડે એવી આશા રાખી રાણીના મહેલમાંથી ગયો. પાછળ આવનારો માણસ પણ ગયો. દેવદત્તના મનમાં જે ભાવો ઉભરાતા હતા એ જુદા જ હતા. દેવદત્ત કાંઈ મહારાજાને જ મારવા નહોતો માગતો. એ તો મહારાજાને મારવા સાથે રાણીને પણ પોતાના કબજામાં લેવા ઇચ્છા રાખતો હતો. એથી જ એણે આવા પ્રકારની રમત શરૂ કરી હતી. આવી રીતની બાજી બિછાવી હતી. પોતાની બાજીને સુંદર રીતે સફળ કરવાને એ યત્ન કરતો હતો. અને આજના યત્નમાં એને વિજય પણ થયો હતો. પોતે એટલે સુધી ફાવ્યો હોવાથી એ આગળ વધ્યો. અને પાછળ એના પડછાયા રૂપ પેલો છૂપો માણસ પણ ચાલ્યો.

દેવદત્ત રાણીના મહેલમાંથી નીકળી સીધો ગુરૂ કેદારનાથના આશ્રમ તરફ આવ્યો. આશ્રમમાં જવા માટે કેવો પ્રતિબંધ હતો એ કહેવાની આવશ્યકતા નથી. હા, એટલું જ કહેવું બસ થશે કે કેદારનાથના આશ્રમમાં આજ્ઞા વિના બહારના પંખીને પણ પ્રવેશવાનો અધિકાર રહેતો નહિ.

આવનાર કોણ છે? ક્યાંથી આવે છે? શું કામ છે? ગુરૂદેવનો સહાયક છે? પ્રતિસ્પર્ધિ છે? આ બધી વાતનો સંતોષકારક ઉત્તર મળવા પછી જ આશ્રમમાં પ્રવેશ કરી શકાતું હતું. આજે દેવદતને આ આશ્રમમાં પ્રવેશ કરવાનો હતો. દેવદત આશ્રમ પાસે આવ્યો. અને અનેક તર્કવીતર્ક કરવા લાગ્યો. પણ અંદર પ્રવેશ કરવાને એ કશો માર્ગ મેળવી શક્યો નહીં. આથી એણે મનમાં ને મનમાં એક વિચાર કરી લીધો. પછી જ પોતાના મનથી બોલ્યો.

"હા, એ જ ઠીક છે."

આટલા શબ્દો બબડવા સાથે એણે કટાર કાઢી અને આશ્રમ પર પહેરેગીર હતો એના ઉપર એ ધસી ગયો. સામાવાળો સાવચેત જ હતો. તરત જ કટાર કહાડનાર પર પહેરેગીર તલવાર લઇને તૂટયો. પણ દેવદત જેવા કુશળ સૈનિકને એ હણી શક્યો નહિ. તરત જ પહેરેગીરે સંજ્ઞાસૂચક હાથ હલાવ્યો અને ખોંખારો ખાધો. પહેરગીરનો ખોંખારો સાભળતાં આશ્રમમાં એક પ્રકારનો કોલાહલ થઇ ગયો અને દેવદત્તને પકડવા આશ્રમમાંથી ઘણા માણુસો બાહેર નીકળી આવ્યા. દેવદત્ત ઉપર તલવારના ઘાવ પર ઘાવ થવા લાગ્યા, પણ દેવદત્ત એ બધા ઘાવને બચાવતો અને કુશળતાથી લડતો લડતો આગળ વધ્યો. દેવદત્તનું આવું પરાક્રમ જોતાં માણુસોના ગભરાટનો પાર રહયો નહિ. તરત જ આ માણુસોમાંથી એક માણુસ ગુરૂદેવને ખબર કરવા દોડયો.

ગુરૂ અત્યારે ધ્યાનમાં લીન હતા. આવનાર માણુસે પોકાર કર્યો. "બચાવો દેવ બચાવો."

ગુરૂની આંખોનાં પડળ ખૂલી ગયાં. એ બોલ્યા.

"શું છે?"

" મૃત્યુ. "

" કોનું ?"

" પહેરગીરોનું. "

" શું બોલે છે ? "

"દેવ કોઇ પિશાચ પ્રકૃતિનો માણુસ આપણા દૂતોને મૃત્યુના મુખમાં ધકેલી રહયો છે. આવો આવો અમને બચાવો."

" તે એક માણુસ અને તમે આટલા બધા હોવા છતાં ? "

"છતાં આપની સહાયતાની જરૂર છે. "

"કાયર, કંગાળ ચાલ આગળ થા."

ગુરૂની આંખમાંથી અંગાર ઝરવા લાગ્યા. ગુરૂ કોઇ દિવસ આવી રીતે ઉઠીને માણુસોને સહાયતા કરવા આવતો નહિ. આજે કોણુ જાણે શું હતું કે ગુરૂ પોતે પોતાના માણુસોની વહાર કરવા આવતો હતો. ગુરૂના આવી રીતે આવવાથી માણુસોના આનંદનો પાર ન રહયો. ચારે તરફથી માણુસોના મોઢામાંથી દેવની જયના પોકારો નીકળવા લાગ્યા અને એ જયઘોષ વચ્ચે ગુરૂ કેદારનાથ આગળ ચાલ્યો.

દેવદત્ત હજી સુધી લડતો જ હતો. દેવદત્તનું શરીર કસાયેલું હતું, પટા ખેલવામાં એ કુશળ હતો. યુધ્ધ કરવાની એની આવડત અનેરી હતી અને અનેક માણુસોને હંફાવવામાં એને કશો વાંધો આવ્યો ન હતો. જ્યારે દેવદત્ત આ રીતે લડી રહયો હતો ત્યારે બીજી તરફથી ગુરૂ આ લડાઇના રણુમેદાનમાં આવી રહયો હતો. ગુરૂએ લડાઇનો રંગ દૂરથી જોઇ લીધો અને પછી પડકાર આપતા એ ગર્જના કરીને બોલ્યો.

"ખબરદાર !"

દેવદતના કાનમાં અવાજ આવતાં એણે ગુરૂ કેદારનાથ સામે આંખ ફેરવી, ગુરૂને જોયા. અને તરત જ પોતે દોડયો. દોડીને દેવના ચર્ણુમાં એ પડી ગયો. પડતાં જ એણે કહ્યું.

"ભગવાન હું આપનો આશ્રીત છું. મારો કે બચાવો એ આપના હાથમાં છે." ગુરૂદેવે પોતાના હાથ ઉંચા કરીને કહ્યું.

"આશ્રીતોને મારવાનો કોઇને અધીકાર નથી."

અને ગુરૂના માણુસોની તલવાર મ્યાનમાં છૂપાઇ ગઇ. તલવારોએ ફરીથી જાણે ઘુંઘટમાં પોતાનું મોંઢુ છૂપાવી લીધું. ગુરૂએ દેવદતને ઉભો કર્યો. અને પછી પૂછયું.

"તું કોણુ છે ?"

"આશ્રીત,"

"કયાંથી આવે છે ?"

"દાવાનળમાંથી."

"તારા બોલવાનો અર્થ નથી સમઝાતો."

"આ શબ્દો પૂરા થતાં દેવદતે પોતાની તલવાર અને બીજા શસ્ત્રો ગુરૂના ચરણુમાં રાખી દીધા. ગુરૂએ જોયું કે આ માણુસ કાંઇ છૂપી વાત કરવા માગે છે, એથી એ બોલ્યો.

"તું કયાંથી આવે છે ?"

"એ હું તમોને ગુપ્ત રીતે કહેવા માગું છું."

અત્યાર સુધી ગુરૂએ દેવદતને ઓળખ્યો નહોતો. કારણુ કે દેવદત છૂપા વેશમાં હતો. રાણીના મહેલમાં.એ છૂપાવેશથી જ ગયો હતો. અને એ જ વેશમાં એ પાછો ગુરૂના ચરણુમાં ઉપસ્થીત થયો હતો. આવા કારણુને લઇ ગુરૂ કેદારનાથ દેવદતને ઓળખી શકયા નહોતા. ગુરૂએ જયારે જોયું કે આ માણુસ હથીયાર વિનાનો મારી સાથે વાતો કરવા માગે છે,

ત્યારે એને કશું કરવા જેવું લાગ્યું નહીં. અને દેવદત્તને પોતાની સાથે લઇ એ એકાંત સ્થાનમાં ગયો.

દેવદત્ત ગુરૂનું આ સ્થાન પ્રથમ જ જોતો હતો, એથી આ સ્થાન જોતાં એના આશ્ચર્યનો પાર રહયો નહી. ચાલતા ચાલતા બન્ને એકાંત સ્થળમાં આવ્યા. અને ગુરૂએ પોતાના આસન પર સ્થાન લીધું. દેવદત્તને સામે બેસવા સંજ્ઞા કરવામાં આવી.

હજી દેવદત્ત પોતાના છૂપા વેશમાં જ હતો. ગુરૂએ એના છૂપા વેશને દૂર કરવા કશું સૂચન કર્યું નહિ અને દેવદત્ત પણ હતો એમનો એમ જ બેસી રહયો. ગુરૂ કેદારનાથે પ્રશ્ન કર્યો.

"બોલો, તમે શું ઇચ્છો છો ?"

"દયા."

"આ દરબાર દયાનો જ દરબાર છે. આ દરબારમાં દયા સિવાય બીજી કોઇ વસ્તુ જ નથી. કહો શાની દયા માગો છો ?"

"ક્ષમા કરવાની,"

"પણ ક્ષમા કરવી શાની ?"

"મારા આજના કર્તવ્યની. આપના શરણમાં આવી ચરણરજ લેવાની મારી જીજ્ઞાસા ન રોકાવાથી મારે આ રીતિ ધારણ કરવી પડી. મહાત્મન્, મેં નિશ્ચય કર્યો હતો કે હું આપના ચરણ ચૂમવાને ભાગ્યશાળી થઇશ જ. મારી આશા ફળી છે, એના માટે હું મારા ભાગ્યને અનેક વાર ધન્યવાદ આપું છું. પણ દેવ, હવે મને ક્ષમા કરો."

"મારી તને ક્ષમા છે. પણ તેં જ મને કહ્યું હતું કે મને દાવાનળમાંથી બચાવો. એ દાવાનળ ક્યાં છે, અને એ દાવાનળ સળગાવનાર છે કોણ ?"

"મહારાણી."

"શું કહ્યું ?"

"મહારાણી જ દાવાનળ સળગાવનારી છે. તમો જાણો છો કે મહારાજાને કોણે બચાવ્યા ? જો તે દિવસે મહારાજાની છાતીમાં કટાર ઉતરી ગઇ હોત તો ? પણ એ ઘાવ રાણીએ પોતાની છાતીમાં ઝીલી લીધો અને આપની બાજી માટીમાં મેળવી.

ગુરૂને ભૂતકાળનું સ્મરણ થયું. બની ગયેલા બનાવો એની આંખ સામે આવીને રમવા લાગ્યા. એના મનમાં નિશ્ચય પણ થઇ ગયો કે તે બોલનારનું બોલવું બરાબર છે. દેવદત્ત ગુરૂના મોઢાના ભાવો જોતો હતો અને ગુરૂના મોઢા પર થતા ફેરફારોથી એ બરાબર સમજી શકતો હતો કે, "મારી વાત ગુરૂના હૃદયમાં ઉતરે છે ખરી." ગુરૂને વિચાર કરતો જોઇ દેવદત્ત આગળ બોલવા લાગ્યો.

"દેવ, રાણીએ સળગાવેલો દાવાનળ ભયંકર છે એટલું જ નહિ પણ તાત્કાળીક જો એનો ઉપાય નહિ કરવામાં આવે તો આશ્રમનો એક પણ પત્થર રહેવો એ સંભવિત નથી."

"શું કહ્યું ?"

"દાવાનળની કથા."

"તું છે કોણ ?"

"દાવાનળમાં સળગનારો એક દુઃખીયો માણસ. ગુરૂદેવ, હું તો અહિંયા દાવાનળથી બચવા આવ્યો છું. અને કદાચ બચવાને બદલે મારો નાશ થાય તો પણ ભલે. મારો નાશ થાય તો એની મને કશી ચિંતા નથી. મારૂં કર્તવ્ય તો હું બરાબર કરી રહયો છું. ગુરૂદેવના કાન સુધી આ વાત લાવવામાં તો મને વિજય મળ્યો છે."

"પણ રાણીને મારી સાથે શત્રુવટ કરવાનું કારણ ?"

"નથી જાણતા ?"

"ના."

"કુમારીવીહારમાં છૂપા વેશે આવનાર કોણ ? આપના માણસોને પકડવામાં સહાયતા આપનાર કોણ ? અને પોતાનું બળીદાન આપી મહારાજાની રક્ષા કરનાર કોણ ?"

"સમજાયું."

"સમજાયું હોય તો મારી વાત ઉપર ધ્યાન આપો. અને કાંઇ યત્ન કરો."

"યત્ન કરવામાં હું કમાશ નહી રાખું."

"એ વાતનો મને વિશ્વાસ છે. પણ ગુરૂદેવ મારૂં માનશો ?"

"શું ?"

"આપ મારા બોલવા ઉપર વિચાર કરો તો કહું. જો મારૂં બોલવું આપને યથાર્થ લાગે તો એ પ્રમાણે આપ પ્રબંધ કરજો."

"વારૂ તમારૂં શું કહેવું છે ?"

"બધાનું એવું માનવું છે કે કુમાર કારાગ્રહમાં છે. પણ ખરી વસ્તુસ્થીતિ એ નથી. રાણી પણ અંદરખાનેથી મહારાજાની શત્રુ તો છે. એ પણ એમ જ માને છે. કુમાર કેદખાનામાં છે. જો રાણીને એમ ખાત્રી થાય કે કુમાર છૂટો છે અને એને છૂટો કરનાર મહારાજા પોતે છે તો આપણી બધી મુંઝવણનો અંત આપોઆપ આવી જાય એમ છે."

"એમ કરવાથી મુંઝવણનો અંત આવે એ હું કેમ માની શકું ?"

"દેવ, રાણીના મનમાં મહારાજા પ્રત્યે જે ભક્તિભાવ છે એ તુરત જ વેરની જવાળામાં ફેરવાશે. રાણી મહારાજાના પ્રાણ લેવા તૈયાર થશે. અને આપણી વાતને વિજય મળશે. અને જો એમ નહી થાય તો રાણી પણ મહારાજાની સહાયતામાં રહેશે. કન્નરીવીહાર પણ આપની વિરૂધ્ધ છે. એ બધા જઇને મહારાજાના પક્ષમાં ભળશે. પરીણામ એ આવશે કે આપનું તથા આપના આશ્રમનું નામ કે નીશાન બાકી નહી રહે."

ગુરૂ વિચાર કરવા લાગ્યા. દેવદત બોલ્યો.

"રાણીના મનને ફેરવી નાખવાનું કામ મારૂં. માત્ર રાણીની સન્મુખ કુમાર આવે એટલું થાય તો બસ."

ગુરૂ બોલ્યો.

"અસ્તુ એમ જ થશે."

ગુરૂ દેવદતની બનાવટમાં બની ગયો, દેવદત ઉઠ્યો. અને બાજુમાં જ સંકેત માર્ગ હતો ત્યાંથી વિદાય થયો. ગુરૂ વિચાર કરવા લાગ્યો.

કુમાર પકડાયો તો? તો શું? એ પકડાય એમાં જ મને લાભ છે. કુમારના પ્રાણ જાય એ મારા માટે આનંદનો વિષય છે. કારણ કે મંદાકીની સાથે નિશ્ચીંતપણે ભોગવિલાસ ભોગવવામાં કુમાર એક કંટકરૂપ છે. અને એ કંટક આવી રીતે મારા માર્ગમાંથી દૂર થતો હોય તો મને વાંધા જેવું શું છે? અને આમ બોલતાં બોલતાં ગુરૂ મંદ મંદ હસવા લાગ્યો.

# પ્રકરણ ૨૨ મું.

દૈવદત્ત પોતાના દાવમાં રમતો હતો. ગુરૂ પોતાની બાજી પાથરતો હતો. ગુરૂના મનમાં આ રાજસત્તા માટીમાં મેળવવાની ઇચ્છા હતી. કારણ કે હમણાં હમણાં એની સત્તા પર કાળાં વાદળ ઘેરાતાં હતાં. મહારાજા શકતીવર્માનું હૃદય પોતાના તરફથી ફરી ગયું હતું. એના અંતરની શ્રદ્ધા ઉઠી ગઇ હતી. એટલે જો આ રાજસત્તાનો નાશ થાય તો જ પોતાનો અધીકાર ટકી શકે એમ હતું. આ કારણને લઇ ગુરૂ પોતાની જાળ પાથરે જતો હતો. રસ્તામાં કંટકો આવતાં, કંટકો આપોઆપ નીકળી જવાના સાધનો પણ મળી રહેતા, હજી સુધી પ્રજાની ભાવના સારી હતી. ગુરૂ પર પ્રાણ ઓવારવાને ઘણા શ્રધ્ધાળુ તૈયાર હતા. ઘણા પોતાનું સર્વસ્વ ગુરૂના ચરણમાં આપવાને આતુર હતા, આવા કારણોને લઇ ગુરૂ ગમે તેવા ખેલ ખેલ્યા કરતો હતો, એના તરફ અભાવ કે અશ્રધ્ધા જેવું હજી સુધી હતું નહીં. વિજયનું આ એક જ કારણ હતું.

સંસારમાં જો ઉથલપાથલ કરાવનાર કોઇ પણ પ્રકાર હોય, કોઇ પણ શકિત હોય તો તે ધર્મની શકિત છે. ધર્મ ભાવના માણુસને પ્રાણ આપવા સુધી આતુર અને આકુળ વ્યાકુળ કરી મૂકે છે. ધર્મ માટે માણુસ પોતાનું સર્વસ્વ ફના કરવાને પાછી પાની કરતો નથી. સંસારના એકે એક પંથમાં આ શકિત એક સરખી રીતે વ્યાપી રહી છે. એક-ધારી કાર્ય કરી રહી છે. સંસારના ચક્રને ગતી આપનાર આ એક જ બળ છે. ધર્મશ્રદ્ધા ફના પણ કરી નાખે છે. અને સંસાર આખાને મૂઠીમાં પણ રાખી શકે છે. સંસારના વિકટમાં વિકટ કાર્ય ધર્મની શ્રધ્ધાથી જ થઇ શકયાં છે. અને થશે. જયારે ધર્મની વાત આવે છે ત્યારે માણુસ પોતાના માર્ગ પર અટલ થઇ જાય છે, અડગ થઇ જાય છે. પ્રાણુ સાથે દાવ ખેલે છે. જીવનની હોડ રમે છે. મારવું કે મરવું એ એનો નિશ્ચય થઇ જાય છે.

પણ આ ધર્મભાવના જો લોક કલ્યાણુ કે જગત કલ્યાણુ માટે હોય તો ઠીક. અને જો એમ ન હોય તો એ ધર્મભાવના સ્વાર્થી ગણાય છે. પોકાર કરવો. પોતાના લાભ માટે ધર્મનો અવાજ કાઢવો એ ધર્મ નથી. ધર્મ સાથે કરવામાં આવતી એક પ્રકારની ઠગાઇ છે. અને આવી ઠગાઇ દરેક જાતિમાં, દરેક કોમમાં, થયા વિના રહેતી નથી અને એના મૂખ્ય જવાબદાર ધર્મના ઉપદેશકો હોય છે. "ધર્મનો ઉપદેશ" એના માટે સૌથી સરસ હથીયાર છે. ઉપદેશની જીવ્હા છે. ધર્મના ઉપદેશ કરનારાની જીભ વિજળીનો પ્રભાવ ખેંચે છે.

માણુસોના મનને ફેરવી નાખવાને એ એક એવી શકિત છે કે જેનો પ્રભાવ બ્રહ્માંડભરમાં ફેલાઇ જાય છે. ઉપદેશ કરનારને કેવળ માણુસના મનને જ ફેરવવાના હોય

છે. એટલે ઉપદેશ કરનાર જ્યાં જ્યાં સ્થાન મળે છે, જ્યાં જ્યાં જગ્યા જુવે છે ત્યાં ત્યાં શ્રધ્ધા આવે, લોક સાચું માને એવાં જ ભાષણો અને ઉપદેશો કરે છે. ઉપદેશ કરનારને આ એક જ કામ હોય છે. એટલે આ સંસારના રજકણે રજકણમાંથી નવી નવી વાતો શોધી કાઢી ધર્મમાં ભેળવી દે છે. સાંભળનારને એ વાત સારી લાગે છે. સાચી લાગે છે. પોતે શોધક કે વિચાર કરનાર ન હોવાથી શંકા પણ આવતી નથી. અને ઉપદેશકના શબ્દોમાં અંજાઇ જાય છે. પરિણામે ધર્મ શબ્દનો અનર્થ કરનાર ફાવી જાય છે. માંહોમાંહે ઝઘડા થાય છે. અને દેશ આખો કુસંપની જંજીરમાં બરાબર જકડાયેલો રહે છે.

શું સનાતન કે શું બુધ્ધ, શું આર્ય કે શું અનાર્ય સૃષ્ટિના મંડાણથી લઇને અત્યાર સુધી આ ધર્મના વિવેચનો અને વિસ્તાર એટલો તો થયો છે કે સચ્ચાઇ ક્યાં છે તે એક એકની સમજમાં કે લક્ષમાં આવતું નથી. માણસ ઉપદેશકની મુરલી ઉપર નાચ્યા કર છે. એને બિચારાને વિચાર કરવાનો સમય જ ક્યાં મળે છે. સૃષ્ટિના મંગલાચરણથી લઇને આજ સુધી આ એક જ વાત એક સરખી ચાલી આવે છે.

અત્યારે પણ ભારતમાં એ જ ધરતીકંપ છે. એ જ જ્વાળામુખી છે. માણસોની જીવનદોરી ઉપદેશકોના હાથમાં છે. ઉપદેશક જે રીતે ડમરૂ વગાડે એ રીતે મનુષ્ય દોરી ઉપર નાચ્યા કરે છે.

ભુતકાળમાં પણ એ જ રીતભાત હતી. હમણાં પણ છે.

કેદારનાથ પણ આવો જ ઉપદેશક હતો. એ સાથે એણે સાધના પણ સાધી હતી. વાણી સાથે શરીરની શકિતને પણ કેળવી હતી. આંખોનું તેજ એવું તો અંગાર વેરતું કે જોનાર સામે જોતાં જ અંજાઇ જતો. કુમાર અને બીજા માણસો

આવી જ રીતે ગુરૂની આંખમાં અંજાઇ ગયા હતા. અત્યાર સુધી તો મહારાજા શકતીવર્મા પણ ગુરૂ કેદારનાથની આંખનો શીકાર હતો. પણ રાજા છેવટે સમજયો–ચોંકયો અને ગુરૂની પ્રપંચ કળાને પામી ગયો.

પછી તો ગુરૂના શબ્દોની અવગણના થવા લાગી. અને આપણે જોયું તેમ કન્નરીવીહારમાં ગુરૂએ જમીન માગી. અને મહારાજાએ એ વાતનો વિરોધ કર્યો. આમ થવાથી ગુરૂનો ક્રોધ કાળો અંધકાર થઇ ગયો. એણે પોતાની સત્તા અજમાવવી શરૂ કરી. કન્નરીવીહારના માણસો પર અત્યાચાર કરવાને કુમારને મોકલ્યો. મહારાજા પણ છૂપા વેશમાં ત્યાં હાજર થયા અને બધી બાજી ફેરવાઇ ગઇ. પણ એથી ગુરૂ કેદારનાથ ગભરાયો નહીં, અને પોતાની બાજી બેવડા બળથી રમવાને તૈયાર થયો. મંદાકીનીને એણે પોતાના બાહુપાશમાં લીધી અને હવે કુમાર જે પોતાના માર્ગમાં કંટક સમાન હતો એને દૂર કરવાની પણ એ તૈયારી કરવા લાગ્યો. કુમારને મારવાની કળ સુઝાડનાર દેવદત હતો દેવદત કાંઇ બીજી જ વાત ચાહતો હતો. ગુરૂની મનોભાવના પણ બીજી જ હતી. એટલે બન્ને જણા પોતાનો દાવ અજમાવવાને તૈયારી કરવા લાગ્યા.

દેવદતના જવા પછી ગુરૂએ કુમારને બોલાવવાનો વિચાર કર્યો અને એણે એક અનુચરને કહ્યું, “કામદેવને બોલાવ.”

પલવાર પછી કામદેવ ત્યાં હાજર થયો. ગુરૂએ એને કહ્યું.

“કુમાર કયાં છે?”

કામદેવ બોલ્યો.

“નૃત્ય કરે છે.”

"ક્યાં ?"

"બાહેર. કાળ ખંજરી પાસે."

"એને અહીંયા બે લાવ."

પળ બે પળ ગઇ કે તુરત જ કુમાર ગુરૂના ચરણમાં આવી ઝુકી ગયો. જેમ ધરતીકંપથી કોઇ પહાડ ઝુકી જાય એવી રીતે.

ગુરૂ કહેવા લાગ્યો.

"કુમાર તારે જવાનું છે."

"કયાં ?"

"મૃત્યુના મુખમાં."

ગુરૂના આમ બોલવાનો અર્થ કુમાર સમજ્યો નહી. ગુરૂના બોલવાનો અર્થ સાચે જ સાચો હતો. હવે કુમારને મૃત્યુના મુખમાં જ જવાનું હતું. ગુરૂએ જે શબ્દો કહ્યા એનો ભાવ એવું સૂચન કરતો હતો કે તારે હવે અવશ્ય મૃત્યુના મુખમાં જ જવાનું છે. રાણીના શયનખંડમાં જવું, અને એમ કરતાં જો પકડાઇ જવાય તો મૃત્યુદંડ સિવાય કુમાર માટે બીજું હતું શું ? પણ કુમાર ગુરૂના બોલવાનો આ ભાવ સમજ્યો નહીં, એ તો વિશ્વાસુ હતો. શ્રધ્ધાળુ હતો. અંધ જેવો.

અંધ શ્રધ્ધાળુને બીજી વાતનો વિચાર જ કયારે આવે છે ? એ તો અધિકારી જે કહે એના ઉપર વિશ્વાસ રાખી આગમાં પણ કુદી પડવાને તૈયાર થાય છે. કુમાર પણ આગમાં કુદી પડવાને તૈયાર થયો અને બોલ્યો

"આપના શબ્દ પર સર્વસ્વનું બલીદાન દઇ દેવું એ મારો ધર્મ છે. પછી મૃત્યુથી મને ડર શાનો ? ભય શાનો ?

ચિંતા શાની? હું આનંદથી મૃત્યુના મુખમાં જવાને તૈયાર છું."

"ધન્યવાદ કુમાર ધન્યવાદ! કલ્યાણના માર્ગને તેં જ જોયો છે. ઉધ્ધારની ચાવી તારા જ હાથમાં છે. જો સ્વર્ગની અપ્સરાઓ તને વરવા વરમાળા હાથમાં લઇ આતુર આતુર થઇ રહી છે."

"મને સ્વર્ગ નથી જોતું."

"પછી ?"

"હું તો આપના ચરણોની સેવા માગુ છું."

"અને સેવાનો બદલો સ્વર્ગ છે. કુમાર..."

કુમારની આંખો ગુરૂની આંખો સાથે મળી ગઇ. ગુરૂ બોલ્યા.

"જા"

"ક્યાં ?"

"રાણીના શયનખંડમાં."

"ત્યાં જઇને મારે શું કરવાનું છે ?"

"કરવાનું કશું નથી."

"ત્યારે ?"

"તું ત્યાં જા. અને રાણીને બતાવી આપ કે કુમારને મારનાર કે પકડી કારગ્રહમાં કેદ કરનાર આ સૃષ્ટી પર કોઇ નથી."

"બસ એટલું જ."

"એટલું જ."

"મારે ક્યારે જવાનું છે ?"

"આજે જ."

"હમણાં જ ?"

"નહીં, સમય જોઇને."

"સમય? દેવ મારે માટે સમય જોવાનું છે શું? આપે મને કહયું કે તારે મૃત્યુના મુખમાં જવાનું છે. મૃત્યુના મુખમાં જનારને સમય જોવાની આવશ્યકતા શી? હું હમણાં જ જઇશ."

"હમણા નહીં?"

"તો પછી?"

"અંધકાર થવા દે, વધવા દે.

"આ રાજ પર અંધકાર તો કયારનોય થઇ ગયો છે. આખા રાજયમાં પ્રકાશનું નામનિશાન છે જ કયાં? આખા રાજયમાં ઘોર અંધકાર વ્યાપી રહયો છે."

"તારી વાત ખરી છે. પણ હમણાં નહિ. જરા ધીરજ ધર. પછી જજે."

આમ બોલવામાં ગુરૂનો આશય કાંઇક જુદો જ હતો. કારણ કે દેવદત્ત જઇ રાણીને આ વાતથી જાણીતી કરે. એના મનમાં શાન્ત ચિનગારી હોય તો એ ચિનગારીને દાવાનળના રૂપમાં ફેરવી નાખે. પછી કુમાર જાય તો ઠીક. આવો વિચાર કરીને ગુરૂએ કુમારને જતો અટકાવ્યો હતો. કુમારે ગુરૂનું વાકય વેદ વાકય માની કશો વાંધા લીધો નહિ. અને કુમાર પાછો અદ્રશ્ય થયો. એને આજ્ઞા મળી ચૂકી હતી. ગુરૂને પણ વધારે ભલામણ કરવાનું હતું નહિ. એથી એ પણ પોતાના વિશ્રામસ્થાને ગયો.

પોતાના શયનખંડમાં જવા પછી ગુરૂને મંદાકીની યાદ આવી. અને પળવાર પછી એણે મંદાકીનીને બોલાવી. મંદાકીની આવી, શોળે શણગાર સજીને. એના પ્રત્યેક અંગમાં વીજળી વસી રહી હતી. મંદાકીનીની આંખો બ્રહ્માંડભરને બાળવા માટે બે સુર્યના ગોળા સમાન ફરતી હતી. મંદાકીની આવી. ગુરૂ બોલ્યો.

"આવો સ્વર્ગની ગંગા."

"હું સ્વર્ગની ગંગા છું કે નર્કનો કુંડ."

"ગંગા."

"વ્યભિચારિણી ગંગા હોય ?"

"કોણ કહે છે ?"

"મારૂં શરીર, મારા શરીરને આપે..."

"તારા શરીરને કલ્યાણકારી બનાવ્યું છે. તું અત્યારે યજ્ઞરૂપ છે."

મંદાકીની મનમાં જ બોલી.

"એ યજ્ઞમાં તારૂં જ બલિદાન દેવાશે ત્યારે મને શાન્તિ થશે. આ શબ્દો મંદાકીનીના મનમાં ઉત્પન્ન થયા. અને એના મનમાં જ વીલય થયા.

ગુરૂ બોલ્યો, "તારા યૌવનમાંથી આગ ઝરે છે."

"એમ હોય તો સંભાળજો. કયાંક ભસ્મીભૂત ન થઇ જાવ."

"ભસ્મીભુત ! અને હું; મારી આંખો સંસાર આખાને સળગાવી દે એવી છે. મને ભસ્મીભૂત કરે એમ છે કોણ ?"

"મારૂં યૌવન. મારા યૌવનમાં ઝેર ભર્યું છે."

"ઝેર ભર્યું છે તો એ ઝેર પચાવવાની શકિત મારામાં છે, ભગવાન નીલકંઠની જેમ."

"નીલકંઠનું નામ શા માટે લ્યો છો ?"

"કેમ ન લઉં ?'

'ભગવાન શંકરે ઝેર પીધું હતું લોકના કલ્યાણ માટે. સંસારની શાન્તિ માટે."

"અને હું ?"

"તમો સંસારમાં શાંતિ પાથરો છો ?" લોકનું કલ્યાણ કરો છો ?"

"અવશ્ય."

"અને તે પણ રૂપવતીઓના રૂપનો નાશ કરીને–સ્ત્રીઓના શિયલ લૂંટીને. શું આ લોક–કલ્યાણનો મર્મ છે. લોક કલ્યાણનો માર્ગ છે ? આમાં શું સંસારની શાન્તિ છે."

"મંદાકીની ! આ શું બોલી રહી છે ! મારી શક્તિનું તેં માપ કાઢ્યું છે ? મારા નેત્રોની આગ તેં જોઈ છે ? તને મારામાં શું વિશ્વાસ નથી ?" મંદાકીની ન બોલી. વાત ફેરવવાનો એના મનમાં વિચાર આવ્યો. એ બોલી.

"નાથ, પરંપરાથી મારામાં જડ ઘાલી રહેલા સંસ્કારો આવું બોલાવે છે, હું નથી બોલતી. કંઈ કાળથી સંસારમાં સતી ધર્મ પ્રચલીત છે. સ્ત્રીએ શિયળ ઉપર મરી મીટવું જોઈએ એ વાત હું શીશુવસ્થામાંથી જ સાંભળતી આવી છું. એટલે આમ બોલી જવાય છે."

"ગાંડી, જો તો ખરી, શંકર અને ભીલડી. વિષ્ણુ અને તુલસી, અને એવી અનેક પુરાણપ્રસિધ્ધ કથાઓ આપણને શું સમજાવે છે ?"

"શું ?"

"કે શરીર ભોગવિલાસ માટે છે. એમાં ધર્મને અડચણ આવતી નથી, વળી હું ધર્મનો અવતાર છું. મારા એક ચક્ષુમાં સ્વર્ગ અને બીજામાં નર્ક સાક્ષાત વસેલાં છે. પછી તું આ વાતો શા માટે કરે છે."

"મારી ભુલ થઈ."

"આવ, મારી પાસે આવ."

"મંદાકીની વેરભાવથી ગુરૂની ગોદમાં ગઇ. થોડીવાર હાસ્ય આનંદ લૂંટયા પછી મંદાકીની બોલી.

"મારે નૃત્ય શીખવું છે."

"કયું?"

ભયંકરમાં ભયંકર હોય તે!"

"તને હું નાગનૃત્ય શીખવું?"

"નહિ."

"ત્યારે."

"મને એ નૃત્ય શીખવો કે હું ગમે તેને નૃત્યમાં પરવશ કરી એના પ્રાણ લઇ શકું."

"તું પ્રાણ લેવા માગે છે?"

"હા."

"કોના?"

""શત્રુના, પરવશ કરીને."

"વાહ, વાહ. હું તને અવશ્ય એ નૃત્ય શીખવીશ. એનું નામ છે પ્રલય નૃત્ય. તું તારા પદ નુપૂરથી પ્રલયને નોતરજે અને સૃષ્ટિનો સંહાર કરી નાખજે."

મંદાકીની આનંદમાં આવી ગઇ.

ત્યાં દેવદત્ત મહારાણીના મહેલમાં ગયો. મહારાણી સાથે વાતોએ વળગ્યો. પાછળ કુમાર પણ રાણીના મહેલ તરફ વેગીલા તીર પ્રમાણે આવ્યો.

# પ્રકરણ ૨૩ મું

દેવદત્તના મનમાં જે ભાવના હતી, જે આશા હતી, એ જે કંઇ કરવા માંગતો હતો એની સફળતા હવે નજીક આવતી હોય એમ એને અનુભવ થવા લાગ્યો. રાણી ફરીથી વીફરશે મહારાજા શકતીવર્માની કાળ બનશે. આખા રાજ્ય ઉપર તુફાની પવન ફુંકાશે. અત્યાચારના વાદળાં વરસવા શરૂ થશે. અને પરીણામે રાણી અને રાજ્ય પોતાના કબજામાં આવશે. આવી તરંગાવલીમાં તણાતો તણાતો દેવદત્ત રાણીના મહેલમાં આવ્યો હતો.

સમય મધરાતનો હતો. અત્યારે આખા મહાલયમાં શાન્તિ હતી. સૌ કોઇ ઘોર નીંદ્રાન આધીને હતા. કોઇ સ્થળે કશો શબ્દસંચાર હતો નહીં. કેવળ શાન્તિ શાન્તિ અને શાન્તિનું જ મહારાજ્ય જામ્યું હતું. માત્ર પહેરેગીરો જાગતા હતા.

રાણી અત્યાર સુધી અસાવધ હતી. દેવદત્તના જ સ્વપ્નામાં હતી. દેવદત્ત શું કરીને આવે છે એ જાણવા જોવાની રાણીના મનમાં તાલાવેલી લાગી હતી. એનું આતુર

હૃદય દેવદત્તની જ ઝંખના કરતું હતું. એની આંખો એક જ માર્ગની માર્ગ પ્રતિક્ષા કરતી હતી.

દેવદત્તના આવ્યા પહેલાં રાણીના અંતઃકરણમાં અનેક પ્રકારની વાતો ઘોળાતી હતી. એના હૃદયમાં અવનવા ભાવો ઉભરાતા હતાઃ 'શું મહારાજા હજી મને ઠગી રહ્યા છે? શા માટે મારી આખી પ્રજાને ઠગવાનો એ દ્રોહ કરી રહ્યા છે? શું કુમાર છૂટો હશે? શું મહારાજાએ કુમારને છૂટો મૂકયો હશે? કોણ જાણે?

રાણી આવા વિચારો કરતી હતી. પળે પળે એનું અંગ ફરકતું હતું, એ યુગ વ્હેમ અને ભ્રમણાનો યુગ હતો. એટલે રાણીના અંગનું ફરકવું એક પ્રકારનું ચીંતાકારણ બન્યું. રાણી પોતાના અંગના ફરકવાને એક પ્રકારનું અપશુ-કન માનવા લાગી. અવશ્ય કાંઈ માઠું થવાનું છે એવો એના હૃદયમાંથી ધ્વની નીકળ્યો. રાણી પાછી બબડવા લાગી.

"અવશ્ય મહારાજા મને છેતરી રહ્યા છે, ઠગી રહ્યા છે, કુમાર જરૂર જ છૂટો છે. મહારાજાએ જ એને છૂટો કર્યો છે. મારી આંખમાં મહારાજાએ ધૂળ નાખી છે. ન્યાયના નામે ન્યાયની મશ્કરી કરી છે. ન્યાય ઉપર ક્રુર વજ્રઘાત કર્યો છે. રાણીના વિચાર પળવારના માટે થંભી ગયા. સુર્ય દેવનો ચાલતો રથ થંભી જાય એ પ્રમાણે."

રાણીના મનમાં મુઝવણ અને અસાવધપણું આવ્યું. એના વિચારો આગળ ન વધી શકયા. એ અશકત અને અજીવ બની ગઇ. નીર્જીવ થઇ ગઇ. રાણીથી આગળ કશો વિચાર કરી ન શકાયો. પળ વાર આમ અસાવધપણામાં જવા પછી રાણીના હૃદયમાં પાછો વિચારનો ફુવારો જન્મ પામ્યો.

"એમ જ હોવું જોઇએ. મહારાજાએ કુમારને મુક્તિ આપી જ હોવી જોઇએ. કારણ કે કુમાર મહારાજાનો જમાઇ છે. પોનાની પુત્રીને વૈધવ્ય આપવાનું કયો પિતા સ્વીકારી શકશે. પોતાની પુત્રીને વિરહમાં ઝુરતી રાખવાનું કયો મહારાજા માન્ય કરશે. આ તો મહારાજાએ એક કાંકરે બે પક્ષી માર્યાં હોય એમ જણાય છે. એક તરફ કન્નરીવીહારની પ્રજાને રાજી રાખવી, બીજી તરફ પોતાના જમાઇને બચાવી લેવો. કેવું આશ્ચર્ય, કેવી નવાઇ. પણ...પણ..." અહીંયા રાણીના વિચારો અટકયા અને દેવદત એની દ્રષ્ટી સામે આવીને ઉભો રહયો. આ વખતે દેવદતે રાણીને કહ્યું, "એ આવે છે."

"કોણ ?"

"કુમાર."

"કયાં છે ?"

"આવતો હશે, પણ આવશે કેવી રીતે ?"

"કેમ ?"

"આખા મહેલને પહેરગીર વિંટળાઇ વળ્યા છે. કોઇને આવવાનો અધિકાર નથી."

રાણીએ આ વાત સાંભળી અને પળવાર માટે ચૂપ રહી. પછી બોલી.

"એક માર્ગ છે."

"શું ?"

"ધુપદાનીમાં કેરી ધુપ સળગાવીએ. તમામ પહેરગીર કેફમાં ઘેરાશે. નિંદ્રામાં પડશે. પછી કુમારને અહિંયા આવવામાં કશો વાંધો નડશે નહિ." દેવદતને આ વાત ગમી ગઇ. દેવદત બોલ્યો. "આ યુક્તિ મઝાની છે."

રાણીએ રાજદાસીને સંજ્ઞા કરી. અને તરત જ રાણીના બોલવાનો અમલ થયો. આવો બનાવ રાજમહેલમાં અવારનવાર બનતો. જ્યારે જ્યારે ગુપ્ત મંત્રણાનો પ્રસંગ આવતો ત્યારે ત્યારે આ રીતે નિંદમાં ઘેરાવાનો પ્રયોગ કરવામાં આવતો અને કાર્ય કરનારા પોતાનું કાર્ય કરી લેતા. હમણાં પણ એ જ પ્રયોગ કરવામાં આવ્યો. રાણીની ધુપદાનીમાં ધુપ સળગાવવામાં આવ્યો અને થોડા જ સમયમાં આખા મહેલમાં નિંદ્રાનું સામ્રાજ્ય સ્થપાઇ ગયું. હવે દેવદતની ચિન્તા દૂર થઇ. એ બોલ્યો.

"રાણી, હવે શું કરશો ?"

"શાનું ?"

"મહારાજાના આવા પ્રપંચનું."

"પણ પ્રપંચ મારી દ્રષ્ટિમાં દેખાય ત્યારે ને ?"

"હમણાં જ કુમાર આવશે. મહારાજાએ જે પ્રપંચ આદર્યો છે તેનો પ્રકાશ પડશે."

"પ્રપંચમાં પ્રકાશ હોય ?"

"ત્યારે ?"

"પ્રપંચમાં તો અંધકાર હોય."

"બરાબર છે." આમ બોલી દેવદત રાણીની આંખોના સામે જોવા લાગ્યો. રાણી દેવદતના સામે જોવા લાગી. દેવદતની આંખોમાં વિકાર વસેલો હતો. એની આંખો વિકારથી ભરપૂર હતી. રાણી દેવદતની આંખોના ભાવ સમજ્યા વિના રહી નહિ. છતાં હમણાં એ કશું બોલી નહિ. માત્ર એનો હાથ પોતાના માથાની વેણીમાં ગયો. વેણીમાં છૂપાવી રાખેલી કટારને એણે જરા બહાર

કાઢી અને સમય આવતાં કટારનો ઉપયોગ કરવાના વિચાર પણ એણે કરી લીધો. દેવદતને આ વાતની ક્યાંથી ખબર હોય, રાણીએ તો કેવળ પોતાની વેણીમાં હાથ ફેરવવાની જ ચેષ્ટા કરી હતી. પછી દેવદત ક્યાંથી સમજે કે રાણીએ પોતાના મૃત્યુનું શસ્ત્ર તૈયાર કર્યું છે." દેવદત જરા આનંદમાં આવીને બોલ્યો,

"હવે મહારાજાનો પ્રપંચ પ્રગટ થશે. અને એ પ્રપંચનો અંધકાર આખા રાજ્ય પર પથરાઇ જશે." આમ બોલીને દેવદત હસ્યો. એના હસવામાં પણ કામદેવ રમત કરતો હતો. રાણી કશું ન બોલી અને સમય જતો ગયો. દેવદત વધારે વાર મૌન સેવી ન શક્યો. એ બોલ્યો.

"મહારાણી" રાણીની આંખના કીરણો દેવદતના મોંઢા પર પથરાઇ ગયા. રાણીએ ઉત્તર આપતાં કહ્યું.

"શું છે દેવદત."

"આશા."

"શાની ?"

"કુંધક મેળવવાની."

"અને તે ?"

"નથી જાણતા."

રાણી આ શબ્દો સાંભળતાં મંદમંદ હસવા લાગી. આ હસવાનો ભાવ દેવદતે જુદો જ જોયો. આ હસવાનો અર્થ જુદો જ કર્યો. દેવદત એમ સમજ્યો કે, "મેં બાજી મારી લીધી છે" બાજી મારી લીધી એવો નિશ્ચય થયો છતાં એનાથી આગળ વધાયું નહીં. કારણ કે હમણાં જ કુમાર અહીંયા આવનાર હતો. કુમાર અચાનક આવી ચઢે અને

પોતાનું પાપ પ્રકાશમાં આવી જાય તો ? દેવદતને આ વાતનો ભય લાગ્યો અને પળવાર માટે પોતે થંભી ગયો, એટલામાં કોઇના પગલાંનો અવાજ સંભળાયો. દેવદત સાવધ થયો. રાણીના રોમે રોમ ઉભા થઈ ગયા અને સામેથી કુમાર રાણીની નજર સામે આવી ચાલ્યો જાય, પણ એમ થાય તે પહેલાં રાણીએ કુમારને બોલાવ્યો.

"કુમાર"

કુમારના પગલાં પૃથ્વીની સાથે જડાઇ ગયા. કુમાર ત્યાંથી આગળ ન વધી શકયો. રાણી ફરીથી બોલી.

"કુમાર અહીં આવો."

આ આજ્ઞા કુમારથી લોપી ન શકાઇ. કુમાર આવ્યો, રાણીના સામે. રાણી આતુરતાથી પૂછવા લાગી.

"તમોને કોણે મુકત કર્યા"

કુમાર અને દેવદતની દ્રષ્ટી મળી. દ્રષ્ટીએ દ્રષ્ટીને સમજાવી દીધું. કુમાર બોલ્યો.

"કૃપાએ."

'કોની કૃપા ?"

"મહારાજની"

"શું કહયું ?"

કુમાર વધારે ન બોલ્યો અને તુરત જ ત્યાંથી ચાલ્યો. સાપ કાંચળી ઉતારીને જાય એ પ્રમાણે કુમાર ગયો. કાંચળી મૂકીને... કાંચળી એટલે કુમારની યાદ. રાણીની આંખ સામેથી કુમાર ગયો હતો પણ એની સ્મરણ મૂર્તી ગઇ નોહતી. એ તો એમની એમ, રાણીની આંખ સામે રમતી હતી, કુમારના જવા પછી દેવદત બોલ્યો,

"રાણી જોયું."

"હા,"

"હવે."

"અંધકાર."

"આખા રાજ્ય ઉપર."

"નહીં."

"પછી."

"કેવળ મહારાજા. મહારાજા ઉપર, હવે જે અંધકારનો ભોગ થશે તે પ્રથમ મહારાજા"

"અને મહારાજ્ય"

રાણીની દ્રષ્ટી ફરી દેવદત્તના ઉપર ઢળી.

દેવદત બોલ્યો :

"મારી આશા."

"આશા !!"

"હા,"

"કઇ આશા."

"રાણી શું આ વાત મારે તમોને સમઝાવવી પડશે ?"

"તમે ન સમઝાવો તો કાંઇ નહીં."

"એટલે ?"

"તમારી આશા પુરી થવાની નથી."

"કારણ ?"

"જે વાત હું જાણું નહીં, જે આશાનો અર્થ મારા સમઝવામાં ન આવે એ આશા મારાથી પુરી થાય પણ શી રીતે ?"

દેવદત હસ્યો, અને બોલ્યો :

"મહારાણી તમો જુવાન છો."

"તમોને ગમું છું !"

આવો પોતાના મનમાનતો ઉત્તર સાંભળતાં દેવદત્ત અર્ધ ગાંડા જેવો થઇ ગયો. એક નવ યૌવના સામાવાળા યુવાનના મનોભાવને ઉત્તેજીત કરે એવો ઉત્તર આપે ત્યારે એના અંતઃકરણમાં શું થાય એ કલ્પના કરવા જેવું છે. નવ યૌવના જ નહી, પણ સુંદર, મહારાણી, આખા રાજ્યની રાજરાણી, જ્યારે આવા શબ્દો બોલે ત્યારે સાંભળનારનું હૈયું હાથમાં રહે ખરૂં ? દેવદત્ત માટે આ કેવી આનંદની વાત હતી. દેવદત્ત માટે આ કેવા ખુશીના સમાચાર હતા ! દેવદત્ત પોતાની આશાના કીરણોમાં અંજાઇ ગયો. અને મહારાણીના શબ્દો સાંભળતાં બોલ્યો.

"રાણી તમો મારા હ્રદયમાં રમી રહ્યાં છો."

"ક્યારથી ?"

"જ્યારથી તમો યુવાનીમાં આવ્યા."

"હું યુવાન થઇ ત્યારે જ તમોએ મને આ વાત કાં ન કરી ! આપણે કન્નરીવિહારમાં સાથે તો હતા, ? ત્યાં જો આ વાત મને કરી હોત તો હું રાજાનો સ્વીકાર કોઇ કાળે ન કરત, અને......"

"અને શું !"

"અને હું તમારી..." રાણી મનમાં જ બોલી.

"પ્રાણ લેત."

"તમો મારો હજુ પણ સ્વીકાર કરી શકો છો !"

"મહારાજા..."

"મહારાજાનો તો હવે અંત આવશે."

"મહારાજાનો અંત ! મહારાજાનો અંત લાવશે કોણ ?"

"તમારી આજ્ઞા."

"મારી આજ્ઞા ?"

"હા..."

"જાણો છો દેવદત."

"શું ?"

"મહારાજા કોણ છે તે."

"મહારાજા કોણ છે ?"

"મહારાજા છે મારા પતિ."

"નહીં."

"શું કહ્યું ? મહારાજા મારા પતિ નથી ?"

"નહીં."

"પછી એ છે કોણ ?"

"તમારી જાતિના શત્રુ. તમારા જાતભાઇઓ માટે ચંડાળ. મૃત્યુના દૂત."

"પણ તેથી એ મારા પતિ મટી જતા નથી."

"તો શું તમો તમારા વેર કરતાં તમારા પતીને વધારે ચહાવ છો,"

"નહીં."

"ત્યારે તમો આ બોલો છો શું ?"

"એ જ કે હું મહારાજનો નાશ કરવા તૈયાર છું. તત્પર છું. પણ...પણ..."

"પણ શું ?"

"હું મારો ધર્મ વેચવા–ધર્મનું લીલામ કરવા તૈયાર નથી."

"તો શું મારે નિરાશ થવું પડશે ?"

"આ એક જ વાતમાં."

"પણ એ એક જ વાત માટે હું મરી રહયો છું. ઝુરી રહયો છું. આ બધી આફતોની સામે થવામાં મારી નેમ કેવળ એક જ છે."

"હું સમજું છું."

"નથી સમજતા, રાણી તમે જરા ય નથી સમજતા."

"કેમ ?"

"જો તમે સમજતા હોત તો આવી વાત કરત નહીં. રાણી હું તમારી પાસે એ જ વાતની આશા રાખું છું."

"લાચારી સિવાય બીજું મારી પાસે કાંઇ નથી."

"રાણી, તમે એમ ન બોલો. જુઓ, હું આખા રાજ પર તમારી સત્તાનો વિજયધ્વજ ફરકાવીશ."

"વિજયધ્વજ ?"

"હા."

"પણ મારો વિજયધ્વજ તો ફરકી રહયો છે."

"વિજયધ્વજ ફરકી રહયો છે એ કેવી રીતે ?"

"હું મહારાણી છું. આખું સામ્રાજ્ય મારા ચરણોમાં નમે છે, આખી આલમ મારા નામ પર ન્યોચ્છાવર થવાને તૈયાર છે.

"રાણી......"

"હું તમારી આશા પુરી કરીને વધુ શું મેળવવાની છું ?"

"સર્વ પ્રકારની સત્તા."

"નહીં, દેવદત."

"કેમ ?"

"સ્ત્રી હંમેશા પરતંત્ર છે. એના માટે સ્વતંત્રતા નથી. સ્ત્રી હંમેશા પુરૂષની છાયા છે. પૃથ્વીના બે પડમાં એક પડ સ્ત્રી. એ પડ નીચે રહેનારૂં. બીજું ઉપર. પુરૂષના માટે હંમેશા એ મહત્વ કુદરતે જ સરજાવી રાખ્યું છે.

તમારી મનોકામના પુરી કરીને હું ઉપરનું પડ બનવાની નથી. મારૂં સ્થાન તો જે છે તે જ રહેવાનું. વળી હું ગમે તેવી છું છતાં મારા ધર્મને ભૂલેલી નથી."

"પતિનો નાશ શોધવો તે ?"

"પવીત્રતા નાશ જેટલું ભયંકર નથી."

"વિધવા થઇ જીવન ગાળશો ?"

"વિધવા થઇશ કે પતિની ચીતા સાથે બળી મરીશ એ વાત પછી આવશે."

"અને હમણાં ?"

"હમણાં તમે અહીંયાથી ચાલ્યા જાવ."

શું કહયું ?"

"જાવ."

"કયાં ?"

"તમે કયાં જવા માગો છો ?"

"મારી આશાના કીનારે...

મૃત્યુમાં પણ તમારી આશાનો કીનારો નથી."

દેવદત્તે દાંત પીસ્યા અને ઉગ્ર આંખથી એ રાણી સામે જોઇ રહયો. રાણી કહેવા લાગી.

"મારી સામે શું જોઇ રહયા છો. હું ભવોભવ માટે પરાઇ છું. મારા માટે એવું જ નીર્માણ થયું છે. તમો મારા માટે મૃત્યુના મુખમાં જાવ તો પણ હું તમોને મળી શકુ તેમ નથી."

"મૃત્યુ ?"

"હા મૃત્યુ."

"હું મૃત્યુના મુખમાં શા માટે જાઉં. જીવતા જ તેને શા માટે ન મેળવું. એક અબળા જાતીને ચપટીમાં ચોળી નાખતા મને વાર શી લાગવાની છે..."

"ઓહો–આટલી બધી મુર્ખાઈ ?"

"મારૂં ડહાપણ જો કામ નથી આવતું તો મને મુર્ખાઇ કરવામાં કશો વાંધો નથી."

"પણ મુર્ખાઇના પરીણામનું ભાન છે ?"

"બેભાન માણસને ભાન કયાં હોય છે. બેભાન માણસનું બેભાન એ જ ભાન છે. હું તારા રૂપમાં બેભાન થયો છું."

"અને હવે તું બેજાન થવા માગે છે ?"

"બેજાન ? કોણ હું બેજાન ?"

"હા તું. તું, દેવદત્ત પોતે."

"રાણી તમારી કોમળ કલાઇમાં એ બળ છે ?"

"મારી કોમળ કલાઇ, કલાઇ નથી."

"ત્યારે ?"

"ઝેરી નાગણી છે. વળ ખાતી નાગણીને કોઇ સમે જોઇ છે. ઝેરીલી નાગણીના ડંસનો અનુભવ થયો છે ?"

"અનુભવ નથી, પણ હવે એ અનુભવ થવાને શી વાર છે. હું એ ઝેરી નાગણીના ઝેરને નીચોવી લઇશ. એની ઝેરી દાઢો બંધ કરી દઇશ."

"કોણ તું ?"

"હા, જો એ આ રીતે."

"આમ બોલી એ રાણી ઉપર તૂટી પડયો. રાણીની વેણી દેવદતના હાથમાં આવી ગઇ. અને એ સાથે વેણીમાં છૂપાવી રાખેલી કટાર પણ દેવદતના કબજામાં ગઇ. હવે રાણી શું કરે. રાણી પરવશ થઇ ગઇ. દેવદત ફાવવાની અણી પર હતો, ત્યાં સામેથી કોઇના પગલાનો અવાજ થયો. પણ દેવદતને એનું ભાન રહયું નહીં. આવનાર આવ્યો. દેવદતને પડકાર આપ્યો.

"ખબરદાર"

દેવદત સાવધ થયો. આવનારને એણે જોયો અને બોલ્યો.

"કોણ મહારાજા શકતીવર્મા."

"હા. શકતીવર્મા, તારો કાળ." આમ બોલીને મહારાજાએ પોતાની કટાર દેવદતની છાતીમાં ભોંકી દીધી.

દેવદત્ત તરફડી તરફડીને ગયો. પાપનો હીસાબ આપવા. એ જ વખતે દાસીગણ મહારાણીના મહેલમાં ભેગી થઇ ગઇ. ધુપ-દાનીમાં ધૂપ સળગાવવામાં આવ્યા, નીંદ્રામાં પડેલા પહેરેગીર જાગ્યા અને દેવદત્તના મૃત્યુની વાત આખા મહેલમાં પ્રસરી ગઇ. દેવદત્તના મૃત્યુથી મહારાણીની પવીત્રતાનું રક્ષણ થયું. પણ એના મનના વેરમાં વધારો થઇ ગયો. મહારાજાના આ કાર્યથી રાણીના રોમે રોમમાં દાવાનળ સળગ્યો.



## પ્રકરણ ૨૪ મું

રાણીએ આવા પરીણામની આશા રાખી જ નોહતી. પહેલાં તો એના મનમાં દેવદત્ત વિષે કશો વિચાર નોહતો આવ્યો. જ્યારે દેવદત્ત વીષયમાં આંધળો થયો; મહારાણી ઉપર તૂટી પડયો; એની પવિત્રતા માટીમાં મેળવવાને કુદયો, ત્યારે રાણીને ખબર પડી. જો કે એ પહેલાં એ ચોંકી હતી, ચેતી હતી. પણ દેવદત્ત આટલો બધો આંધળો થશે અને પોતાના શિયળ ઉપર આક્રમણ કરશે એનો તો રાણીને ખ્યાલ પણ હતો નહીં.

મહારાજા ઉપર ક્રોધ અને સાથે સાથે મમતા અને ઉપકારની લાગણી. આ રીતે રાણીનું હૃદય વહેંચાઇ ગયું. પળવારમાં રાણીનું હૃદય મહારાજાના ઉપકાર માનવા આતુર થતું તો પળવારમાં ક્રોધથી ગાંડાતુર બની જતું.

રાણીની આવી મનોદશા થવાનું કારણ જુદું જ હતું. દેવદત્તના પાપની સજા પોતે જ આપવા માગતી હતી. પણ

એમ બને એ પહેલાં દેવદત મહારાજાના હાથથી ઠાર થયો. રાણીના મનમાં આથી જાતિ અભિમાન અને મહારાજા પોતાની જાતિનો શત્રુ છે એ વાત ઘોળાવા લાગી. કારણ કે એણે હમણાં જ કુમારને પોતાની નજર સામે જોયો હતો. કુમારે પોતાના જાતિ ભાઇઓ ઉપર જુલમ કર્યો હતો. ગરીબ બાળક અને એની માતા અચાનક મોતના મોંઢામાં ગયા હતા. કમોતે એનું મોત થયું હતું. અને એ પણ કેવી રીતે. જાણે આકાશના ગ્રહો આ દેખાવ જોઇને પોતાની મુસાફરી મુકી દે, સુર્યની ગરમી પળવારના માટે શીતળ થઇ જાય, ચંદ્રમા અંગારાનો વરસાદ વરસાવે એવી રીતે. આવી કરૂણ દશા અવદશાથી કન્નરીવિહારમાં બે મા દીકરો મૃત્યુ પામ્યાં હતાં. અને એ અવદશા કરનાર કોણ ? કુમાર. કુમારનો એવો અત્યાચાર લઇ ચલાવવામાં આવે. અને એને શીક્ષા કરવાને બદલે મુકત કરવામાં આવે, ન્યાયની હાંસી થાય, ન્યાયના નામે ન્યાયનું અધઃપતન થાય એ વાત કેવી હતી ? રાણી શું આવો અન્યાય—આવો અનાચાર સહન કરી શકે એમ હતું ? દેવદતનો અપરાધ જો કે તેવો હતો નહીં, છતાં મહારાજાને હાથે એનું ખુન થયું એ વાત રાણીને ગમી નહી. રાણીની આંખ સામે અનેક દશ્યો આવતાં ગયાં. કન્નરી-વિહારનો અત્યાચાર, ન્યાયની વેદી, કુમારને શિક્ષા, પોતાનું જખમી થવું, પાછળથી દેવદતનું આવી કુમારના છુટકારા માટે સ્તવન કરવું, કુમારનું મૂકત થઇ પોતાની દ્રષ્ટિ સમીપ આવવું અને છેવટે દેવદતને અનાચાર અને મહારાજાને હાથે એનું મૃત્યુ. આ બધા દેખાવો રાણીની આંખ સામે જીવતાં થઇ રમવા લાગ્યા. મહારાણીનું મગજ મુંઝાઇ ગયું. શું

કરવું ? અંતે શું સાચું એ વાત રાણીના સમજવામાં બરાબર આવી નહી.

રાણી મુંઝવણમાં હતી. એ મુંઝવણમાં જ મહારાજા સામે જોવા લાગી.

પળવાર મહારાજાની અને રાણીની આંખો મળી! રાણી મહારાજા સામે જુદી જ રીતે જોતી હતી. આમ પળ પછી પળ ચાલી ગઇ. અને તે પછી રાણી બોલી.

"મહારાજા આ શું કર્યું ?"

"મારૂં કાર્ય ?"

રાણી આ બોલવાનો અર્થ સમજી ન શકી. એણે ફરીથી પ્રશ્ન કર્યો.

"તમારૂં કાર્ય ? તમારૂં કાર્ય શું માણસોનું અને ન્યાયનું ખૂન કરવું એ છે ?"

"નહિ."

"ત્યારે તમોએ આ કર્યું છે શું ? આ માણસનું ખૂન કરવામાં ન્યાયનું ખૂન નથી ?"

"મહારાજાના મોઢાં ઉપર ફેરફાર થવા લાગ્યા. રાણી આ ફેરફારનો કશો અર્થ કરી ન શકી. મહારાજા બોલ્યા.

"આમાં તમોને ન્યાયનું ખૂન લાગે છે ! "

"જરૂર."

"તો હું આ ખૂન અને ન્યાયના ખુનનો ઉત્તર આપવા તૈયાર છું"

"તમો કેટલાક ખૂનનો ઉત્તર આપશો ?"

"એટલે ?"

"તમારા હાથે આ એક જ ખૂન થયું નથી."

"ત્યારે ?"

"ત્યારેનો ઉત્તર મારી પાસે નથી."

"રાણી આ માણસના સિવાય મેં બીજા કોઇનું ખૂન કર્યું નથી એ હું સત્યનિષ્ઠાથી કહું છું."

"સત્યનિષ્ઠા ? તમારી સત્યનિષ્ઠા ? તમારી સત્યનિષ્ઠા હવે છૂપેલી નથી. આખો સંસાર જાણે છે." મહારાજાના મનમાં અનેક તરંગાવળીઓએ ઘૂંચળા લીધા. મહારાજા બોલ્યા.

"રાણી હું આમાંનું કશું નથી જાણતો."

"સંસાર તો જાણે છે ?"

"પણ હું એ સંસારથી અજાણ છું."

"હશે. પણ આપ ન્યાયના જાણકાર થઇ, આ અન્યાય શા માટે કર્યો ?"

"કયો અન્યાય ?"

"દેવદતનો નાશ." આમ બોલી રાણીએ દેવદતનું શબ બતાવ્યું. મહારાજા બોલ્યો.

"રાણી આ વાતનો ખુલાસો તમો જાહેર જનતાની સમક્ષ માગો છો કે અહીંયા ?"

રાણીએ આખા મહેલમાં એક નજર ફેરવી લીધી અને પછી એ બોલી.

"અહીંયા પણ જાહેર જનતા તો છે ?"

"અને ન્યાયાસન ?"

"ન્યાયાસન ? ન્યાયાસનનું શું કામ છે ?"

"ન્યાયાસન વીના ન્યાય કેવી રીતે થશે...?"

"ન્યાયના ખૂન કરનારના માટે વળી ન્યાયાસન કેવું ?"

મહારાજા આ શબ્દો સાંભળતાં જરાવાર મૌન રહયા. પછી કાંઇ વિચાર આવ્યો હોય, એ રીતે કહેવા લાગ્યો.

"હું ન્યાયાસન મારા માટે નથી માગતો !"

"ત્યારે ?"

'ન્યાય કરનાર માટે માગું છુ."

"ન્યાય કરનાર ? ન્યાય કરનાર છે કોણ ?"

"જે ન્યાય માગતું હોય એ જાણે. રાણી તમો આ ખૂનનો ન્યાય માગો છો ને !"

"અવશ્ય."

"તો ન્યાયાસનની જરૂર તમારા માટે છે. તમારા માટે ન્યાયાસન મંગાવો નહીં તો કાંઇ પણ વસ્તુને ન્યાયાસનનું નામ આપી, ન્યાયાસન પર આપ બીરાજો. એટલે..."

"અને તમે ?"

"હું અપરાધી છું. મારા અપરાધનો હું ઉત્તર આપીશ."

"તમો અપરાધી ? મહારાજ આ તમો શું બોલી રહયા છો ? તમો ! તમો અપરાધી. નાટક તો નથી કરતા ?"

રાણી ! આ સંસાર આખો એક પ્રકારનું નાટક નથી તો છે શું ? સંસાર આખો નાટક છે. માનવ પોતપોતાનો ભાગ ભજવી વિદાય થાય છે. મારે પણ મારો ભાગ ભજવવો જ જોઇએને. હવે આ વાતને વધારવાની કશી જ જરૂર નથી.

જુવો સાંભળો. તમારી આ શૈય્યા એ જ તમારૂં ન્યાયાસન. બેસો તે પર.” રાણી આ વાત સાંભળતાં કાંઈક શરમાણી. પણ તે જ વખતે મહારાજાએ કહ્યું. “આમાં શરમાવા જેવું નાટક કરવા જેવું કશું નથી. આવો. આગળ આવો. બેસો ન્યાયાસનની ઉપર.” રાણી આગળ ન વધી શકી. મહારાજા શક્તીવર્માએ રાણીનો હાથ પકડયો, અને રાણીને શૈય્યા રૂપી ન્યાયાસન પર બેસાડી દીધી. અને પછી પોતે કહેવા લાગ્યા. “હું અપરાધી છું. કરો ન્યાય.”

“હું ન્યાય શું કરૂં ?” રાણી કાંઈક કરૂણ અને કાંઇક ક્રોધાવેશમાં આવીને બોલી.

“ખૂન તમારી નજર સામે પડયું છે. ખૂની કોણ છે એ પણ તમે જાણો છો, ખૂન કરવાના કારણો પણ તમારાથી અજાણ્યા નથી.”

“બસ વધારે કાંઇ કહેવું છે ?”

“વધારે હું શું કહું ? તમો આ માણસને જીવતો પકડાવી શકત. ન્યાય કરી શકત. પછી એનો પ્રાણ લેવાનું કાંઇ કારણ ?”

“મેં મહારાજા તરીકે એના પ્રાણ નથી લીધા ?”

“પછી ?”

“એક અત્યાચારી, મારી સ્રીના શીયળનો ઘાતક, વિશ્વાસઘાતી સમજીને. એક પ્રતીસ્પર્ધી તરીકે મેં એના પ્રાણ લીધા છે. અને મારો ન્યાય, મારો ધર્મ, મારો માનવ સ્વભાવ પણ એમાં જ સહમત થયો છે. કોઇ પુરૂષત્વહીણ પુરૂષ પણ

પોતાની સ્ત્રીની અવદશા જોઇ શકતો નથી. પછી હું તો..."

રાણી સમજી ગઇ. મહારાજા બોલ્યા.

"ન્યાયમૂર્તી મારો આ બચાવ છે. માન્ય કરવો હોય તો કરો, નહીં તો હું શીક્ષા સહન કરવા તૈયાર છું."

રાણી કશું ન બોલી. એને મહારાજાનો આ બચાવ વ્યાજબી લાગ્યો.

એ બોલી.

"તમારો બચાવ કબુલ કરવા જેવો છે, પણ ન્યાય તમોને રક્ષા આપે તેમ નથી..."

"શીક્ષા તો આપશે ને ?"

"અવશ્ય."

"તો શીક્ષા આપો. હું સાંભળવા અને સહન કરવા તૈયાર છું."

રાણી બેબાકળી ઉભી થઇ. એના મગજમાં કાંઇ વિચાર આવ્યો હોય એમ દેખાઇ આવતું હતું. એ બોલી.

"સમય આવતાં હું તમોને અવશ્ય શીક્ષા સંભળાવીશ."

"અસ્તુ."

મહારાજા આટલા શબ્દો બોલી ત્યાંથી વીદાય થયા. રાણીના મનમાં ફરીથી વીચારોની પરંપરા શરૂ થઇ.

"મહારાજાના માટે મારે શું સમજવું ? હમણાં જે બનાવ બની ગયો એ એક રમત જેવો બનાવ હતો. દેવદત્તનું આવવું રમત હતું, મારા પર કુદ્રષ્ટી કરવી એ પણ રમત હતી. એનો નાશ એ પણ રમત અને ત્યારપછી ન્યાયનું નાટક એ પણ એક રમત હતી. પણ એ રમતમાં મહારાજાનું તરવરતુ ભવ્ય માનસ અને વીશાળ હૃદય એ શું

કલ્પનામાં આવી શકે એમ છે? શું મ્હારાજા પોતે નીર્દોષ નથી? કુમારને છૂટો મુકવામાં એ શું દોષીત છે? નથી......અવશ્ય......અવશ્ય......છે."

રાણી આટલું બોલી પાછી શૈયા પર પટકાઇ પડી. અત્યારે એને ઘોર નીંદ્રા આવી ગઈ. અને ત્યાં કેદારનાથના ચરણમાં આ વાતની બાતમી પહોંચી. કુમાર આવ્યો. કુમારને જોતાં કેદારનાથ બોલ્યો.

"શું ખબર છે?"

"મેં આવતા આવતા સાંભળ્યુ છે કે દેવદત્ત મહારાજાના હાથે માર્યો ગયો છે. અને ચારે તરફ હાહાકાર વરતી રહયો છે." મહારાજાના હાથે દેવદત્તનું ખૂન. એ શબ્દો સાંભળતા કેદારનાથની આંખો પ્રલય પ્રમાણે ભભૂકી ઉઠી. એ બોલ્યો.

"દેવદત્તનો નાશ?"

"હા, અને એ પણ મહારાજાના હાથે."

"શું સત્ય?"

"ગુરૂના ચરણ સ્પર્શથી કહું છું."

"આનંદ, આનંદ." ગુરૂ આ શબ્દો બોલતા બોલતાં હર્ષઘેલા થઇ ગયા.

ગુરૂને પોતાનો વિજય નજીક આવતો હોય એવું દેખાવા લાગ્યું. કારણ કે દેવદત્ત એક એવો માણસ પોતાના રસ્તામાંથી દૂર થયો હતો કે જે માણસ ભવીષ્યમાં પોતાના કાર્યને બહુ જ ભયરૂપ હતો. દેવદત્ત જેમ મહારાજાનો વેરી હતો એ જ રીતે પોતાનો પણ વેરી હતો. અને એનું મૃત્યુ

મહારાજાના હાથે થાવથી રાજશેતરંજના પાસા પોતે સારી રીતે ફેંકી શકશે, સારી રીતે પોતાનો વિજય સાધી શકશે એમ ગુરૂને લાગ્યા વીના રહ્યું નહીં.

બનાવ આવો બનવાથી ગુરૂએ પોતાની સત્તા વધારે મજબુત થાય તેમ ગોઠવણુ કરવાની શરૂઆત કરવાનો વિચાર કર્યો. અને એ સાથે એણે કુમારને પૂછ્યું.

"કુમાર હવે તું શું કરવા માગે છે?"

"આજ્ઞાનું પાલન."

"નહીં."

"ત્યારે ?"

"આ રાજસ-તાનો નાશ."

"રાજસ-તાનો નાશ તો આપના લોચનમાં છે."

"મારા લોચનનો આધાર તું છે."

"કૃપા."

"મારી કૃપા પામવા હજી તારે વધારે વેગીલા બનવું પડશે. આ રાજ્ય ઉપર ઘનઘોર ઘટા માફક છવાઇ જવું પડશે."

"હું તૈયાર જ છું."

"સાંભળ, હવે તું એક સૈન્ય તૈયાર કર."

"કુમાર મહારાજાના મુખ સામે જોવા લાગ્યો. પળવાર પછી એ બોલ્યો.

કાળ ખંજરીના ધ્વનીથી અસંખ્ય સૈનિકો આપના ચરણમાં ઉપસ્થિત થશે."

"એને કેળવવાનું કામ તારૂં."

"હું એ કામ હજારો હર્ષથી કરીશ."

ગુરુની આંખો બંધ થઇ. આ સંજ્ઞા વિદાયની સંજ્ઞા હતી. એટલે કુમાર ત્યાંથી વિદાય થયો. પણ એજ પળે એના હૃદયમાં પોતાની પ્રિયતમાની યાદ તાજી થઇ. પોતાની મનોમૂર્તિ ક્યાં છે એના વિચાર એને આવવા લાગ્યા અને સૈન્ય તૈયાર કરવા સાથે પોતાની હૃદયરાજ્ઞીને મળવા એ તત્પર થયો.

બિચારો.

એને બિચારાને ક્યાં ખબર હતી કે એની હૃદય-રાજ્ઞીનો સંસાર સળગી ગયો છે. કુમાર જ્યારે આ વાત જાણશે ત્યારે ?



# પ્રકરણ ૨૫ મું.

કુમારના મનમાં પોતાનો પ્રેમ ઉછળવા લાગ્યો. મંદાકીનીની મોહક મુખ છબી આવીને આંખ સામે રમવા લાગી. એક સમય એવો હતો કે કુમાર પોતાની પ્રાણવલ્લભા સાથે અનેરો આનંદ ઉડાવતો હતો. મનમાન્યો મોદપ્રમોદ લેતો હતો. દેતો હતો. ત્યાં મંદાકીનીની આંખો નૃત્ય કરતી. અહીંયા કુમારી હૃદય ભરતીના પાણીએ ચઢી મસ્તીના મોજા મારતું. માંદાકીનીના હાસ્ય પર કુમાર મરૂમરૂ થઇ જતો. મંદાકીની હસ્યની વીજળી ચમકાવતી. કુમાર એ વીજળીના તેજમાં અંજાઇ જતો. મંદાકીનીના શબ્દો તીર સમાન આવતા, કુમાર એ સ્નેહના તીરનું નીશાન થઇ જતો-ઘાયલ થઇ જતો. એનું જીગર જખમી થતું. છતાં એ જખમોમાં કેવો આનંદ હતો? એ પ્રેમની જવાળામાં કેવી શાતળતા હતી? યુવાન પ્રેમીઓના મનોભાવને અનુભવી જ જાણી શકે છે. એ સળગતા પ્રેમના દાવાનળમાં કેવું સ્વર્ગસુખ છે એ તો ભોગવનાર હોય તે જ જાણે. કુમારે આ બધું ભોગવ્યું હતું. વખતો વખત એ મંદાકીનીના મંદ હાસ્ય પર મરી ફીટયો હતો.

મંદાકીનીના પ્રેમ પ્રસંગો જ્યારે કુમારને યાદ આવતા ત્યારે એ પરવશ થઇ જતો.

આજે પણ એના માટે પરવશ થવાનો દીવસ હતો. આજે એને મંદાકીની યાદ આવી હતી. મંદાકીનીનું તેજોમય સ્વરૂપ એની આંખ સામે તરવરતુ હતું–એના રોમેરોમ જાણે મંદાકીની ! મંદાકીનીનો પોકાર કરતા હતા. કુમારના મસ્તક પર કોઇ દૈવી શકિત છૂપાઇ મસ્તક ભમાવી રહી હતી. કુમારનું મસ્તક ભમતુ હતું. ફરતું હતું. કુંભારના ચાક પ્રમાણે–ફરતા ભમરડા પ્રમાણે કુમારને કશી વાતમાં આનંદ આવતો ન હતો. કોઇ વાત એને ગમતી નોહતી.

જ્યારે કોઇ પણ પુરૂષને પોતાની પ્રિય સખી યાદ આવે છે ત્યારે એ બીજી વાતનો વિચાર પણ કરી શકતો નથી. એની આંખમાં એક પ્રકારનું ઘેન આવે છે. આંખો મદથી મદમાતી થઇ જાય છે–રાતી થઇ જાય છે. કેવળ પ્રાણસખી પ્રાણપ્રિયા સ્નેહરાગીની આટલું જ એને યાદ રહે છે.

કુમાર માટે પણ આજે એમ જ હતું. આંખો એની મદીરાના પ્યાલા જેવી થઇ ગઇ હતી. આજે એણે મદીરા પીધી હતી. મદીરા નશાની નહિ, પ્રેમની. પ્રેમની મદીરામાં કેવો નશો હોય છે ? કેવો મદ હોય છે ? આ વાત તો જાણતા હોય એ જ જાણે છે.

કુમારના હૃદયની વાત કુમાર જાણતો હતો. એના અંતરમાંથી હરપળે એક જ ધ્વની આવતો હતો. "મંદાકીની, મંદાકીની અને મંદાકીની."

મંદાકીનીને મળવા માટે કુમાર આતુર થયો અને એ આતુરતામાં ને આતુરતામાં ગુરૂ વૈકુંઠનાથને પૂછવા લાગ્યો.

"દેવ ?"

"બોલ."

"મારી મનોરમાને હું મળવા માગું છું."

"તારી મનોરમા ! તારી મનોરમા કોણ છે ?"

આ શબ્દો સાંભળતા કુમારના મનમાં ભ્રમણા થવા લાગી. એની બુધ્ધિ જાણે બ્હેર મારી ગઇ. ગુરૂ કેવા શબ્દો બોલતો હતો. શું કહેતો હતો. કુમાર મનમાં ને મનમાં વિમાસવા લાગ્યો.

"શું ગુરૂદેવ આટલું પણ નથી જાણુતા કે એ મને પ્રશ્ન કરે છે કે મારી મનોરમા કોણ ? આ વાત શું એના જાણુવામાં નથી ? પછી આમ પૂછવાનું કારણુ ?" કુમાર આવો વિચાર કરતો હતો અને એના મોઢા પર હર પળે અવનવા ફેરફાર થતા હતા. ગુરૂ વૈકુંઠનાથ કુમારના મોઢાનો દેખાવ જોતો હતો. દેખાવ જોતાં જોતાં એ કુમારના મનની વાત જાણ્યા વીના રહયો નહી. ગુરૂદેવ કુમારના મનોભાવ જાણુવા જરા વ્યગ્ર થયો. અને બોલ્યોઃ

"તારી મનોરમા કોણુ ?"

"આપ નથી જાણુતા ?"

"નહીં."

"નહી ? દેવ આપ આ શું કહો છો. મારી મનોરમા મંદાકીની."

ગુરૂ જાણે પરાણે આ વાત સમજી શકયો હોય, એવો ડોળ કરીને કહેવા લાગ્યો.

"મંદાકીની ! મંદાકીની ! બરાબર છે. પણુ કુમાર ! હું એ વાત કયાંથી જાણું ?"

"કયાંથી જાણું ! દેવ એમ કેમ ?"

"એમ જ. હું ત્યાગી છું. મને અને મંદાકીનીને શું

લેવાદેવા. સંસાર સાથે મને શા સંબંધ ? એમાં પણ એ સ્ત્રી. સ્ત્રી અને યુવાન ? એના વીષે મારે કશી માહીતી શા માટે રાખવી જોઇએ. જો સ્ત્રીઓની જાણ રાખું, સ્ત્રીઓ તરફ મારા મનને વાળું તો મારા તપમાં ભંગાણ પડે. અને, મારે રૌત્ર રૌવ નર્કના અધીકારી થવું પડે. શું આ વાત તું નથી જાણતો ?"

"જાણું છું દેવ ?"

"પછી મને શા માટે પ્રશ્ન કરે છે. આમ પ્રશ્ન કરી મને પણ વિષયનો ભાગીદાર બનાવવા ઇચ્છા રાખે છે. કુમાર તારો આ અપરાધ ન માફ થઇ શકે તેવો છે."

"કુમાર હતાશ થયો. ગભરાઇ ગયો. એ ગભરાતા ગભરાતા બોલ્યો:

"પ્રભુ, પ્રાર્થના કરૂં છું. ક્ષમા આપો."

"તને ક્ષમા છે. જા હમણાં. પછી મળજે. પણ જો સાંભળ."

કુમાર બે હાથ જોડીને વૈકુંઠનાથ સામે ઉભો રહયો. ગુરૂએ કહયું.

"હમણાં આ મનોદેવીના વિચાર કરતો નહીં. જ્યાં સુધી આપણે આપણા વેરના યજ્ઞની પુર્ણાહુતી ન કરીએ ત્યાં સુધી."

કુમાર વંદન કરીને ગયો.

એના જવા પછી ગુરૂ મંદ મંદ હસવા લાગ્યો અને પોતાના અંતર આત્મા સાથે બબડયો.

"મૂર્ખ"

પણ ખરી રીતે મૂર્ખ કોણ હતો, મૂર્ખો કોણ ઠરતો હતો. વિષયનો અગ્નિ કોના હૃદયમાં ભરેલો હતો. અને એ અગ્નિની ઝાળમાં બળવાનું કોના માટે સરજાયું હતું ? આ વાત કોઇનાથી અજાણી નથી અને મંદાકીની પણ એક પ્રકારનો દાવ ખેલતી હતી.

મંદાકીનીના દાવથી મહારાજ અજાણ હતો. વૈકુંઠનાથને આ વાતની ઝાંખી પણ નોહતી થઇ કે મંદાકીની સ્વર્ગની સરીતા મટી વહેતી વૈતરણી થઇ ગઇ છે. ઝેરી નાગણુંના રૂપે એ ફુંફાડા મારી રહી છે. એ હવે માત્ર સમયની જ રાહ જુવે છે. સમય મળતાં એ પોતાના વેરનો બદલો બરાબર લેવા માગે છે.

કુમાર મનમાં ને મનમાં વિચાર કરતો કરતો આગળ વધ્યો. થોડા સમય પહેલાં એના મનમાં ગુરૂ પ્રત્યે જે શંકાનો જન્મ થયો હતો એ શંકા અત્યારે મરણ પામી હતી. અને ગુરૂ વૈકુઠનાથ એક દિવ્યમૂતી છે—અલૌકીક શક્તિના અધીકારી છે એમ એ માનવા લાગ્યો હતો. તે છતાં એના મનમાંથી મંદાકીની દૂર જતી નોહતી—દૂર થતી નોહતી.

એ તો પ્રેમીઓના મનનો પ્રથમ જ ગુણ છે કે જ્યારે એને પોતાની પ્રીયમૂતી યાદ આવે છે ત્યારે એ પરવશ થઇ જાય છે—એની આંખો બીજી વસ્તુને જોવા જાણે ચ્હાતી જ નથી. એ ચ્હાય છે તો માત્ર પોતાની હૃદયદેવી—પ્રેમમૂતી જીવન સખીને. કુમાર પણ અત્યારે પોતાની જીવન સખીને જોવા આતૂર હતો. એની આંખો મંદાકીનીના જ માર્ગને માર્ગ પ્રતીક્ષા કરતી હતી. જો કે ગુરૂ વૈકુંઠનાથે મંદાકીનીનું સ્મરણ ન કરવા એને ખાસ સૂચના આપી હતી, પણ પ્રેમી આવી ચેતવણીની કદી પરવા કરે છે ખરો? અને આવી ચેતવણી કદી અડચણમાં મૂકી શકે છે? અને કદાચ અડચણ આવે તો પણ પ્રેમી આવી અડચણને અડચણ ગણે છે?

કુમારની પણ એ જ દશા થઇ. જે દશા પ્રેમીઓની થાય છે. પ્રેમી પ્રેમીના પ્રત્યે આતુર આંખે જોઇ રહે છે. વિવશ હૃદયથી હડી કાઢે છે અને પોતાની પ્રિય વસ્તુ મેળવે છે. કુમાર પણ પોતાની મનગમતી વસ્તુને મેળવવાને આતુર

થયો. પણ એ આતુરતા તુરત એનાથી અમલમાં મુકી શકાઇ નહીં. હમણાં તો એ ગુરૂના શબ્દોને માન આપવા મથામણુ કરવા લાગ્યો. પણુ આ એની મથામણુ મથામણુ જ માત્ર હતી. મંદાકીની તરફથી એ પોતાના હૃદયને વાળી શકયો નહિ. કુમાર વિચાર કરવા લાગ્યો.

"મંદાકીની ક્યાં હશે? રાજમહેલમાં. અને એ જો રાજમહેલમાં હોય તો મારાથી ત્યાં જઇ કેવી રીતે શકાય? હું રાજમહેલમાં જાઉં અને કદાચ પકડાઈ જાઉં તો? મારી દશા શી થાય? એક તો મને ગુરૂદેવની મના છે. આજ્ઞાને લોપીને હું આગળ વધુ અને કદાચ પરીણામ વીપરીત આવે તો? મારી સ્થિતિ કેવી થાય? મહારાજ મને બચાવે ખરા? એ તો મારા પર ક્રોધનો અંગાર વરસાવે. વળી એ દેવ અંતર્યામી છે. હું રાજમહેલ તરફ જવા નીકળું તો એ વાત એમના જાણુવામાં આવ્યા વીના રહે ખરી? એ અંતરીક્ષથી બધું જાણી જાય. એ પોતે જ મને બંધનમાં લાવી મુકે અને મારી તમામ શકિતઓ નકામી થઇ જાય. પણ, પણ......પણુ પ્રેમીને આવી વાતનો ભય શા માટે? પ્રેમમાં પ્રાણુ આપવા એ તો કલ્યાણુ યજ્ઞની યાત્રા છે. પ્રેમ-યાત્રાના પ્રવાસીને મૃત્યુ કે સંકટનો ભય શા માટે?" કુમારના મનમાં આવા ચીત્ર વિચીત્ર વિચારો આવવા લાગ્યા. પળમાં એના હૃદયમાં ભયની કંપારી થતી તો બીજી જ પળે એ પોતાના ભયને આત્મ બળથી દૂર કરતો. છતાં એ ભય વધારે દૂર ન જતો. ગુરૂનો પ્રભાવ એના આત્મા ઉપર એવી રીતે પથરાઇ ગયો હતો. જેમ ફાનસના કાચ ઉપર કાળાશ પથરાઇ દીપકના તેજને અંદર ને અંદર મુંઝવી મારે એ રીતે કુમારનો આત્મદીપક ગુરૂની શકિતની કાળાશમાં તેજ વિનાનો દેખાતો હતો. અને જે તેજ સામે કાળાશના આવરણુ આવ્યાં

હોય એ દીપક કરી પણ શું શકે છે? કુમાર કશું ન કરી શકયો. આગળ વધી ન શકયો. એના મનમાં આવેલા વિચારો પળવાર પછી લયવીલયમાં ફેરવાઇ ગયા. અને કુમાર ક્રોધાવેશમાં મહારાજા શક્તીવર્માની મૃત્યુ લીલા જોવાને આતુર થયો.

આ પણ માણસનો એક પ્રકાર છે. માણસ માત્રનું મન ચંચળ છે. પારા જેવું છે. જેમ કાચો પારો એક સ્થળે કદી વિરામ કરી શકતો નથી એ જ રીતે માણસનું ચંચળ મન પણ એક સ્થળે કદી વિરામ કરતું નથી. હા! એક વાત છે. જેમ કોઇ પારો મારીને પચાવે છે એમ કોઇ મન મારીને પચાવે તો એની વાત જુદી છે મન મારેલા માટે આ વાત રહેતી નથી. પણ જેણે પોતાના મનને માર્યું છે, જેણે સંસારની જંજાળમાંથી પોતાને અલગ રાખેલ છે. આશાના અણુઓ પોતાના પાસે આવવા દીધા નથી. અને લોભ લાલચનો ત્યાગ કરી જેણે પોતાના જીવનની ગતી જ બદલી નાખી છે એના માટે તો કશું કહેવાનું જ નથી. આમ ત્યાગી માણસનો સંસાર જુદો હોય છે. એની ભાવના પણ જુદી હોય છે. એ સંસારને જુદા જ રૂપમાં જુવે છે. જયાં જયાં નજર જાય ત્યાં ત્યાં એ બધાને આત્મ સ્વરૂપ જુવે છે. અને કવીશ્રી 'કલાપી'ના શબ્દોમાં કહેવામાં આવે તો ત્યાગી માણસ તો એમ જ સમજે છે.

જયાં જયાં નઝર મારી ઠરે
યાદી ભરી ત્યાં આપની
આંખથી આંસુ મહી
યાદી ઝરે છે આપની

ત્યાગી માટે ભેદભાવ કે, મારૂ તારૂં નથી. એના અંતરમાં કેવળ એક જ વાત હોય છે.

જ્યાં જયાં નજર મારી ઠરે
યાદી ભરી ત્યાં આપની

એના શબ્દે પણ એની યાદી, એના વિચારમાં પણ એની યાદી, જીવનના શ્વાસોસ્વાસમાં એની યાદી. અને આંખથી ઝરતા આંસુમાં પણ એની યાદી. આવા ત્યાગી માટે શું બોલી શકાય. આવા નીર્લેપ માટે તો ભાષા પણ નકામી છે. કારણ કે એવા પુરૂષ તો ભાષાથીં પણ પર છે. વાણીમાં એમની શકિત કયારે આવી શકે છે.

પણ ચંચળ મનનો માણુસ ક્ષણે ક્ષણે મરતા જંતુ જેવો છે—જેમ જમીનમાંથી જંતુઓ જનમે છે અને પળવાર પછી મરણ પામે છે, ચંચળ મનના માણુસોની પણ એ જ દશા છે, એ જ સ્થીતિ છે. ચંચળ મન કયાંનું કયાં જાય છે. અને પાછું જયાંનું ત્યાં આવીને પછડાય છે. ચંચળ મનનો માણુસ એક અજબ પ્રાણી છે. પછી તે સ્ત્રી હોય કે પુરૂષ. એનાથી નીરાંતે બેસી શકાતું નથી—એક સ્થળે આરામ કરી શકતો નથી.

કુમાર ચંચળતાથી આકુળ વ્યાકુળ રહેવા લાગ્યો અને ગુરૂની આજ્ઞા પ્રમાણે વર્તન કરી પોતાનું સાર્થક સાધવાના સ્વપ્નોમાં પડયો.

મંદાકીની પણ પોતાના સ્વપ્નાની સાધના પુરી કરવા અનેક વિચારો કરી રહી હતી. ગુરૂનું નીકંદન કરવા માટે શું કરવું જોઇએ. કેવા યત્ન આદરવા જોઇએ. એના જ ચીંતનમાં એ રાત્રી દીવસ પુરા કરવા લાગી. એના મનમાં પણ કુમાર રમતો હતો. કુમારના નેહ ભરેલા નેત્રો બળતા દીપક પ્રમાણે પોતાની સામે તેજ પાથરતા હતા. એ તેજમાં મંદાકીની અંજાઇ જતી હતી. અને સહસા એ બોલી જતી હતી. "દૂર જાવ. કુમાર દૂર જાવ."

આજે રાતના મંદાકીની પોતાના શયન ખંડમાં સુતી હતી. એકલી હતી. એકાંતમાં હતી. સુતા સુતા વિચારની પરંપરા ચાલી.

"મેં આ શું કર્યું ? શા માટે હું ગુરૂની જાળમાં ફસાઇ ! શા માટે મેં મારા પ્રાણુની આહુતી ન આપી. આવા કાળા કર્મ કરી હું શું મારૂ મુખ ઉજવળ રાખવા માગું છું ! ઓહ ! ઓહ ! નહી નહી." આવા લવારા કરવા સાથે મંદાકીની નીંદમાં પડી. પણ અભાગ્યા જીવને નીંદમાં ય શાન્તિ મળતી નથી. નીંદમાં પણ મંદાકીનીને સ્વપ્નાં આવવા લાગ્યાં. ઘોર પાપાચારનાં. ન સમજી શકાય એવાં. જાણે પીશાચ લીલા.

એ સ્વપ્ના પુરાં થયાં. સ્વપ્નાં પુરાં થયા પછી જરાવાર મંદાકીનીને નીરાંત વળી. ત્યાં સામેથી કોઇ અનેરા નાદથી નોબત ગડગડવા લાગી. રણદંદુભીનો ઘોર નાદ સંભળાવા લાગ્યો. કોઈ રસીયો રણ સંગ્રામ પર ચઢયો હોય એવો ભાસ મંદાકીનીને થવા લાગ્યો. મંદાકીની આ સ્વપ્નમાં લીન બની ગઇ. અચાનક સામે કોઇ ઐરાવત ઉપરથી ઇન્દ્ર ઉતરતો હોય એવી રીતે કુમાર ઐરાવત પરથી ઉતર્યો. અને દેવને પણ શરમાવે એવી ડોલન ગતીએ પોતે મંદાકીનીની શય્યા તરફ આગળ વધ્યો. મંદાકીની હાસ્યથી તરબોળ થઇ ગઇ. તેનું અંતર હર્ષઘેલું થઇ ગયું. કુમાર આગળ ને આગળ આવતો ગયો. આવ્યો છેક મંદાકીનીની શય્યા પાસે. હવે મંદાકીનીથી રહેવાયું નહી. પોતાનું પાપ જાણે પોતાને યાદ આવ્યું. અને પાપ યાદ આવતા એનું અંતર વલોવાઇ ગયું. જીગર ચીરાઇ ગયું. મનની મનોઇચ્છા બળીને ભસ્મીભૂત થઇ ગઇ. મંદાકીની ગભરાવા લાગી. કુમાર પાસે આવતાં મંદાકીની ભયભીત અવાજથી બોલી.

"ત્યાં જ રહો. કુમાર ત્યાંજ રહો. હું તમારે યોગ્ય નથી રહી. હું ભ્રષ્ટ થઇ છું. હું ભ્રષ્ટ થઇ છું. હું જીવતા જીવતા સળગી ગઇ છું. તમારી મંદાકીની નથી પણ કોઇ નર્કાલયની ચુડેલ છું. ઓહ! ઓહ! જાવ કુમાર જાવ, હું શંખણી છું. કુળકલંકીની છું. કોઇના વીષયની શીકાર છું. કોઇની લાલસાનુ રમકડું છું. જાવ જાવ." આમ બોલતાં બોલતાં મંદાકીની એબાકળી બેઠી થઇ. જાગી ગઇ. જાગીને જુવે છે તો કુમારના બદલે ગુરૂ વૈકુંઠનાથને એણે પોતાની દ્રષ્ટિ સામે ભીષણ અવાજથી હસતો જોયો. મંદાકીની તો ભાન જ ભૂલી ગઇ. ગુરૂ બોલ્યો.

"મંદાકીની! તું ભ્રષ્ટ નથી. નર્કની ચુડેલ નથી."

મંદાકીની કશો ઉત્તર ન આપી શકી. એની દ્રષ્ટિએ શાં શાં દ્રશ્યો આવ્યાં હતાં, એની એને કલ્પના આવતી હતી. ગુરૂએ ફરીથી કહયું.

"મંદાકીની આ દેવનો આશ્રમ છે. આ આશ્રમમાં નિરંતર અગ્નિકુંડ સળગ્યા કરે છે. અને એ કુંડમાં મારા ભકતોના પાપ બળીને ભસ્મ થાય છે. તારે ગભરાવાનું કશું કારણ નથી."

મંદાકીની પાછી જઇને પથારીમાં પડી. અને મોઢા પર શાલ ઓઢતાં ઓઢતાં કહેવા લાગી.

"મને એકલી રહેવા દો. એકલી રહેવા દો. આપ જાવ."

"હું કયાં જાઉં."

"અગ્નિકુંડમાં."

"તારા રૂપનો અગ્નિકુંડ મુકીને હું કયાં જાઉં મંદા." આમ બોલીને ગુરૂ આગળ આવ્યા. અને એ જ પળે મંદાકીનીએ ચુડેલનું રૂપ લીધું.



# પ્રકરણ ૨૬ મુ.

મંદાકીનીના આવા આવેશથી કે આવા સ્વરૂપથી વૈકુંઠનાથ લેશ પણ ડર્યો નહિ. એ તો પોતાના પાસા પોબાર પડયા હોય એ રીતે વિચાર કરવા લાગ્યો. મંદાકીનીએ સ્વપ્નાવસ્થામાં જે લવારો કે બકબકારો કર્યો હતો એ ગુરૂએ આવતાં આવતાં સાંભળ્યો હતો અને એથી એ એવા અનુમાન પર આવ્યો હતો કે, "મંદાકીનીએ સ્વપ્નમાં કુમારને જોયો છે. કુમાર મને સ્વપ્નામાં મળ્યો છે. એથી જ મંદાકીની આવી ગાંડી ઘેલી થઇ ગઇ છે." આવો વિચાર આવતાં ગુરૂ બોલ્યો.

"મંદાકીની ઉગ્ર શા માટે થાય છે?"

મંદાકીની ન બોલી. એની દ્રષ્ટિ સમીપ ફરીથી કુમારનો ઐરાવત દેખાવા લાગ્યો. પણ કુમાર એ ઐરાવત પર હતો નહિ, આવો દેખાવ જોવાથી મંદાકીની ભાનશાન વિનાની થઇ ગઇ. એ કહેવા લાગી.

"કયાં ગયા? એ કયાં ગયા?"

"અહીંયા જ છું. મંદાકીની હું અહિંયા છું. તેને

સ્વપ્ન સૃષ્ટિમાં દર્શન દેનાર કુમારની સાક્ષાત મૂર્તિ હું અહિં-યા જ છું."

આ શબ્દો સાંભળતાં મંદાકીની જડવત્ જેવી બની ગઇ. એના સમજવામાં પણ ન આવ્યું કે "ગુરૂ શું બોલી રહયો છે." ગુરૂ સમજી ગયો કે મારા બોલવાની અસર બરાબર થઇ છે. એથી એણે પોતાના શબ્દો ફરીથી ઉચ્ચારવાનું ચાલુ રાખ્યું. ગુરૂ કહેવા લાગ્યો.

"મંદાકીની, હજી તું મારૂં રૂપ બરાબર સમજી શકી નથી. ગાંડી, સંસારના રજકણે રજકણમાં હું રમી રહયો છું. માણુસ માત્રની મનોઇચ્છા હું છું. માણુસના વિચારમાં મારી જ મૂર્તિ રમે છે. મનુષ્ય જે રીતે મારૂં સ્મરણ કરે છે એ રીતે હું આવીને દર્શન આપું છું. તેં આજે કુમારનું સ્મરણ કર્યું અને હું કુમાર રૂપે તારી સ્વપ્ન સૃષ્ટિમાં ઉપસ્થિત થયો. બોલ હજી પણ મારા ઉપર તને અવિશ્વાસ છે? બોલ, હજી પણ મારા પ્રભુપદ માટે તારા મનમાં શંકાને સ્થાન છે?"

મંદાકીની ભોળવાઇ ગઇ. ગુરૂના શબ્દો ઉપર શ્રધ્ધા આવી ગઇ. અને પોતે બોલી.

"દેવ મને ક્ષમા કરો."

"તને ક્ષમા જ છે. તું ક્ષમાને પાત્ર જ છે. તારા પ્રેમ પ્રત્યે મને કોઇ દિવસ ક્રોધ આવ્યો નથી. તું મને ક્રોધનું કારણ આપે તોએ પણ મારા માટે આનન્દનું કારણ બની જાય છે. મંદાકીની હું પ્રાણ છું તો તું પ્રકૃતી છે. ધીરે ધીરે તારામાં એ દૈવી ગુણોનો શંખ ફુંકીશ કે તારૂં જીવન કલ્યાણકારક થઇ જશે. તું ત્રીલોચન મેળવશે. જગતના રજકણે રજકણમાં તું નવો સંસાર જોશે.

એટલું જ નહીં તને હું એવા જ્ઞાન ચક્ષુઓ આપીશ કે તને આ લોક અને પરલોક બન્નેનું ભાન થશે."

ગુરૂના શબ્દો, ગુરૂનો છળ, ગુરૂની જીવ્હા, અત્યારે કાંઇ અજબ કામ કરી રહ્યા હતા. મંદાકીની તો જાણે એક જ સમજવા લાગી હતી કે,

"મને સાચે સાચું સ્વર્ગ મળી ગયું છે. ગુરૂ વૈકુંઠનાથ ગુરૂ નથી. એઉ સંસારના સ્વામી છે. આત્માનો મુકતામણી છે. પ્રાણનો પ્રાણવલ્લભ છે. એ પાપી નથી જ !"

મંદાકીનીને આ શું સુજ્યું ? જે મંદાકીની વેરની જ્વાળામાં બળી રહી હતી. જે મંદાકીની ગુરૂ વૈકુંઠનાથનો નાશ કરવાનો અજંપો સેવતી હતી તે અત્યારે આ કેવા મનોભાવ તરફ વળતી હતી. મંદાકીનીના મનમાં જુદા જ વિચારો આવવા લાગ્યા. એની આંખો સામે એક અલૌકીક અવની દેખાવા લાગી. જે ગુરૂના નાશને માટે મથી મથીને મથામણ કરી રહી હતી તે અત્યારે જુદી જ દીશામાં જવા લાગી. ગુરૂ પણ મંદાકીનીના મોહના ભાવથી મનમાં ને મનમાં મલકાતો હતો. એ સમજતો હતો કે મેં મારો દાવ બરાબર અજમાવ્યો છે. મેં મારી જાળ બરાબર પાથરી છે. અને એ જાળમાં મંદાકીની આબાદ આવી ગઇ છે. ફસાઇ ગઇ છે. આવા વિચારોમાં વિહાર કરતો ગુરૂ વૈકુંઠનાથ કહેવા લાગ્યો.

"મંદાકીની હવે શો વિચાર કરે છે ?"

"કશો નહી."

"હું અત્યારે તારી સમીપ વિલાસની વાતો કરવા નથી આવ્યો."

"ત્યારે ?"

"હું વાત જુદી જ કરવા આવ્યો છું."

"અને તે ?"

"તું જાણે છે."

"શું ?"

"આપણા ધર્મ ઉપર આવરણો આવી રહ્યાં છે."

"કોણ કહે છે ?"

"રાજધાનીમાં બનતા બનાવો."

"રાજધાનીમાં શું બનાવો બને છે ?"

"એ તારે જાણવા છે ? એ જાણવાનો તને વિચાર છે?"

"અવશ્ય."

"તો સાંભળ," આમ બોલીને ગુરૂએ પોતાની આંખ બંધ કરી અને પછી કોઇ કાળનૃત્ય કરે એ રીતે આંખને નૃત્ય કરાવતો ગુરૂ બોલ્યો.

"રાજમાં લક્ષ્વી પ્રજાનું જોર વધતું જાય છે. મહારાજા અને મહા સામંતો આપણા ધર્મના વીરોધી બન્યા છે."

મહારાજા ? અને એ આપણા ધર્મના વિરોધી !"

"હા."

મંદાકીની ફરીથી વિચારમાં મસ્ત બની ગઇ. ગુરૂ બોલ્યો.

"તને વિશ્વાસ નથી આવતો ?" મંદાકીનીએ કહ્યું "ના."

ગુરૂ હસ્યો અને કહેવા લાગ્યો.

"તને વિશ્વાસ ન આવે. કારણ કે તને હજી દીવ્ય દ્રષ્ટી મળી નથી, જે વસ્તુ હું જોઇ રહયો છું; એ તને દેખાવાને યુગ યુગનો વીલંબ છે."

મંદાકીની કશું ન બોલી. એ હતી એમ જ ઉભી રહી. ગુરૂએ મંદાકીનીનો હાથ ઝાલ્યો. શય્યા પાસે લઇ ગયો.

મંદાકીનીને શય્યા ઉપર બેસવાને આજ્ઞાભરી સંજ્ઞા કરી અને પછી પોતે પોતાની વાચા ખોલતાં બબડવા લાગ્યો.

"જે સમય જાય છે એ સમયમાં આ રાજમાં કાંઇને કાંઇ નવીન બનવાનું છે. અવશ્ય ઘોર અત્યાચારનો વાયુ વાયા વીના રહેવાનો નથી."

"હું આપને અનુમોદન આપુ છું."

"સમજયા વીના ?"

"હા"

"એનું કારણ ?"

"કારણ કે મને હજી દીવ્ય દ્રષ્ટી મળી નથી. એથી આપ જે કહો એના પર વિશ્વાસ લાવી મારે વાતને સાચી માનવી જોઇએ. વળી આપ આજે વીલાસની વાતો કરવા કે ભોગવીલાસ ભોગવવા આવ્યા નથી. એટલે અચાનક જ મારાથી બોલી જવાય છે કે આપ શા માટે આવ્યા છો ? અને આપના આવવાનો ખરો હેતુ શો છે ?"

"મારો હેતુ ધર્મની રક્ષા કરવાનો છે."

"કઇ રીતે ?"

"નાશની નોબત વગાડીને."

"નાશની નોબત."

"હા."

"નાશથી ધર્મની રક્ષા થાય ? ધર્મની રક્ષામાં નાશ નથી. અમરતા છે. આપ અમરતાનો શંખ ફુંકો.

"કોના માટે?"

"સંસાર માટે."

"સંસાર માટે તો હું અમરતાનું અમૃત વરસાવી રહયો છું. પણ જેનો અધીકાર અમૃત મેળવવાનો નથી, એ અમૃત મળતાં પણ નાશ પામશે."

"આશ્ચર્ય !"

"આશ્ચર્ય શા માટે?"

"મારી અજ્ઞાનતા માટે."

"અવશ્ય. મદાકીની તું અજ્ઞાન છે. તારામાં જ્ઞાન નથી. જો તારામાં જ્ઞાન હોત તો તું મારી સાથે પ્રશ્નોત્તરમાં ઉતરત નહી."

"ખરૂં છે."

"ત્યારે હવે?

"હવે શું?"

"એ જ કે તું મને સ્હાયતા કર."

"હું સ્હાયતા કરૂં?"

"હા"

"ભલે, કહો કંઇ વાતમાં આપ મારી સ્હાયતા માગો છો."

"નાશના કાર્યમાં."

"પણ એ કાર્યનો મર્મ તો મને સમજાવો! મારે નાશ કોનો કરવાનો છે?

"કુમારનો."

"કુમારનો ?"

"હા, કુમારનો, અને એ તારા જ હાથે."

"કારણ ?"

"અજ્ઞાનતા કે અંધકારમાં અટવાતી વ્યકતીઓને કારણ પૂછવાની કશી જરૂર નથી. કારણ મારી આજ્ઞા."

"હું આપની આજ્ઞા પાળીશ. પણ એટલું જાણવાને હું આતુર છું કે કુમારનો નાશ આપ મારી પાસે શા માટે કરાવો છો ?"

"વળી પાછી એ જ વાત. તારો હઠાગ્રહ છે તો સંભાળ."

મંદાકીની એકાગ્રતાથી સાંભળવા લાગી.

"મહારાજા લક્ષ્વી પ્રજાના સ્હાયક નથી ?'

"પણ એથી શું ? પ્રજાના સ્હાયક, ચાહક, અને પાળક રહેવું એ તો દરેક રાજાનો ધર્મ છે."

"મારી દ્રષ્ટીમાં એ અધર્મ છે."

"કારણ ?"

"કારણ શુ બતાવું. જ્યારે પરીણામ આવે ત્યારે તું જોજે."

"પણ કુમારનું શું ? કુમાર તો હમેશાં તમારો આજ્ઞાપાલક છે."

"હા, માટે જ હું એનો નાશ શોધું છું."

"માટે જ ?"

"અવશ્ય."

"પણ મને એનો ભેદ તો બતાવો."

"તું જયારે અભેદ માર્ગમાં આવશે ત્યારે આપોઆપ બધી વાતો સમજી જશે. હમણાં નહીં."

"પણ જરા ઇશારાથી તો સમજાવો."

ગુરૂ બોલ્યો. "કુમાર! કઇ પળે ફરી જશે, કઇ પળે વિશ્વાસઘાત કરશે, એની મને શંકા જાય છે."

"અને શંકા જતી હોવાથી એનો નાશ કરવો?"

"બરાબર. કારણ કે મને જ શંકા હમણાં આવ છે એ ખરી છે. માટે પરીણામ આવે ત્યાં સુધી રાહ જોવી એમાં ડહાપણ નથી."

ગુરૂ આ વાત સમજી ગયો હતો કે મારો અનર્થ પ્રકાશમાં આવતાં કુમાર મારો અને મારા મઠનો નાશ કર્યા વીના રહેવાનો નથી. એ મારો નાશ કરે એ પહેલાં જ હું એનો નાશ કરૂં એમાં જ મારૂં હીત સમાયું છે. એવો વિચાર કરી ગુરૂ મંદાકીનીને ઉશ્કેરી રહયો હતો. મંદાકીની પણ ગુરૂના શબ્દે શબ્દ પર હમણાં પ્રાણ પાથરવા જેટલી તૈયાર થઇ હતી. મંદાકીની પોતાનું અપમાન, પોતાનો થયેલો નાશ, પોતાના શીયળનું થયેલું સત્યાનાશ આ બધી વાતો ભૂલી ગઇ હતી. અને ગુરૂની એક દાંભીક ચેષ્ટામાં એવી રીતે સપડાઇ ગઇ હતી કે એને અત્યારે બીજી કશી વાતનું ભાન જ નોહતું. મંદાકીની ગુરૂને કહેવા લાગી.

"તો શું આપ મહારાજા શકતીવર્માનો પણ નાશ કરવા માંગો છો ?"

"નહી."

"ત્યારે ?"

"હુ અધર્મોનો નાશ કરવા માગું છું."

"મારા પિતા શકતીવર્મા શુ અધર્મી નથી ?"

"એ અધર્મી છે તો એનો નાશ આપોઆપ આવી જશે."

"તમારી આ વાત મારા સમજવામાં નથી આવતી."

"મેં હઝારો વાર કહ્યું કે મારી વાત તારા સમજવામાં આવવાની નથી. તારે આ વાત જાણવી જ છે તો સાંભળ. મહારાજા શકતીવર્માનો નાશ કરશે મ્હારાણી પોતે.'

"શું કહ્યું ? મહારાજાનો નાશ ? અને રાણી કનકલત્ત ના હાથે ?"

"જરૂર"

"એ કેવી રીતે ?"

'રાણી તારા પિતાના કરતાં પોતાની જાતીને વધારે ચાહે છે. અને તેં શું આ વાત નથી સાંભળી કે લક્ષ્મી પ્રજાના અગ્રગણ્ય દેવદત્તનો મહારાજાએ મ્હારાણીની સન્મુખ જ નાશ કર્યો છે. શું આ દ્રોહ રાણી ક્ષમા કરશે ? શું પોતાની જાતીનું આવું નીકંદન કાઢવાનું રાણી સહન કરી જશે ?"

મંદાકીની મનમાં ને મનમાં મુંઝાવા લાગી. ગુરૂની વાત મંદાકીનીને બરાબર લાગી. પણ દેવદત્તનો નાશ મહારાજા શકતીવર્માના હાથે થયો છે, એ વાત માની ન શકી. એથી પોતે પૂછવા લાગી.

"દેવદત્તનો નાશ અને મારા પિતાના હાથે ?"

"હા."

"તમોને કોણે કહ્યું?"

"કુમારે."

"કુમારે ?"

"હા એ મને મળવા આવ્યો હતો અને અજાણતાં એના મોઢામાંથી આ વાત નીકળી ગઇ."

"પણ દેવદત્ત રાણી કનકલત્તા પાસે શા માટે આવ્યા હશે ?"

"કેવળ પ્રકૃતીના સમાચાર પૂછવા, એ વાત પણ ઇર્ષાળુ મહારાજા ન સાંખી શક્યા, અને દેવદતની છાતીમાં કટાર ભોંકી દીધી."

"આશ્ચર્ય"

"આશ્ચર્યની ઘટના તો હવે બનવાની છે. કુમાર પણ મહારાજાનો પક્ષ કરે એ વાત બનવા જોગ છે, માટે તારે સમયસૂચકતાથી કામ લેવાનું છે."

મંદાકીનીના મનમાં વિચારોની પરંપરા ચાલવા લાગી. પળવાર પહેલાં ગુરૂના ઉપર આવેલી શ્રધ્ધા પાછી ડગુમગુ થઇ ગઇ. અને મંદાકીનીના વિચારોમાં વીભ્રમતી આવીને વસી. છતાં અત્યારે તો મંદાકીનીએ સાવધપણાથી કામ લીધું. એ મહારાજાના વિચારને મળતી થઇ ગઇ. એ બોલી.

"હું મારા હાથે જ કુમારને ઠેકાણે કરી નાખીશ."

"અસ્તુઃ"

"પણ મને કુમાર મળશે કયાં ?"

"અહીંયા જ. કુમાર તને અહીંયા જ મળે એવી હું ગોઠવણ કરી આપીશ. અને પછી બાકીનું કામ તું પતાવી દેજે"

"જરૂર જ પતાવીશ."

"ત્યાર હવે ?"

"હવે શું ?"

"રૂપની ભીક્ષા."

"તમો ભીક્ષા માગવા નથી આવ્યા."

"પણ જે મનુષ્ય ભીક્ષુક છે એની પ્રકૃતી ભીક્ષા માગ્યા વીના રહી શકતી નથી. આમ બોલી ગુરૂ મંદાકીની ઉપંર લપકયો. મંદાકીનીના વિચારો ફરી જાગૃત થયા. એ બોલી.

"કુમારના નાશ પછી."

"શું કહ્યું ?"

"એ જ કે મારી આજથી પ્રતીજ્ઞા છે કે, "જો કુમાર અધર્મના માર્ગ પર હશે તો એનો હું અંત લાવીશ. અને તે પછી જ હું ભોગવીલાસ ભોગવીશ,"

"પણ તારી આ પ્રતિજ્ઞાની શીક્ષા મને થાય છે."

મંદાકીનીએ આંખ ફેરવી લીધી અને કહયું.

"આપ હમણાં જાવ. મને એકાંતમાં રહેવા દો."

"મારા વીના તારી એકાંત કશા કામની નથી." આમ બોલી ગુરૂએ મંદાકીનીને પકડી. આવેશમાં આવી આલીંગન કર્યું. પછી એ ત્યાંથી ચાલ્યો ગયો.

મંદાકીની વિચાર કરવા લાગી, "મારી પ્રતિજ્ઞાનો પણ એને ખ્યાલ નથી. ખ્યાલ કયાંથી હોય ? જેને મારા શીયળનો ખ્યાલ નહોતો એને પ્રતીજ્ઞાનો ખ્યાલ આવે કયાંથી? અને જે સ્ત્રી મટી પીશાચણી થઇ હોય, એના માટે વળી પ્રતિજ્ઞા કેવી? વળી આ પ્રતિજ્ઞા પાળવા જેવી જ નહીં હોય. એટલે જ ગુરૂના હાથથી મારી આ દશા થઇ." આમ બોલતાં બોલતાં મંદાકીની વિચાર અને વિમાસણમાં

પોતાનું ભાનસાન ભૂલી ગઇ. એના મનમાં હવે જે વિચારો આવ્યા તે મહારાજા શકતીવર્માના જ વિચારો આવ્યા.

"શું રાણી કનકલત્તા ! મારા પિતાનો નાશ કરશે ? પોતાના પતિનો સહાર કરશે ? નીચ." મંદાકીની પાછી મુઢ માફક થઇ ગઇ,

અને ફરીથી વિચારો કરવા લાગી.

"એ નીચ, અને હું કોણ ? શું મારા નાથનો નાશ કરવા નથી ઇચ્છતી ? હું પણ નીચ છું. નીચ શા માટે ? અધમ છું. અધમાઅધમ છું. હું તો ભયંકર પાપાગારમાં પુરાયેલી છું. મને કોઇને નીચ કહેવાનો અધીકાર છે શું ? આમ થોડો સમય ગયો, પાછી વળી ખેલવન પર ચડી.

પણ મારે આ વાતમાં ઉંડા ઉતરવું જોઇએ. અને સત્ય શું છે તેનો ભેદ જાણવો જોઇએ. અને પછી મહારાજાને બચાવવાનાં પગલાં ભરવાં જોઇએ.



# પ્રકરણ ૨૭ મું.

મંદાકીનીએ સચ્ચાઇ શોધવાનો વિચાર કર્યો, પણ આ વાતમાં સચ્ચાઇ શોધવા જેવું હતું ક્યાં! સચ્ચાઇ એ સંસારમાં સર્વોપરી પ્રકાશ છે એને શોધવાની આવશ્યકતા છે ખરી? પ્રકાશ તો પળે પળે દૃષ્ટી સામે દેખાય છે અને આપણી આંખો તથા આત્માને ભરી દે છે.

સચ્ચાઇ ન હોય ત્યાં અંધકાર! અંધકારને પણ જોવા જવું પડતું નથી. અંધકાર પણ જીવનમાં દેખાયા જ કરે છે. "આ સાચું અને આ ખોટું" એ જીવનના અવળાસવળા પડો છે. એ દેખાયા જ કરે છે. એને જોવા જાણવા જવું પડતું નથી. માત્ર બુદ્ધી જોઇએ મંદાકીનીને સત્ય વાત જાણવાની જીજ્ઞાસા થઇ. સૌ કોઇને આવી જીજ્ઞાસા થાય છે. મંદાકીનીના મનમાં પણ આ વાત જન્મી અને ફાલીફુલીને વડ વૃક્ષ સમાન થઇ. એણે મનમાં વિચાર કરવો શરૂ કર્યો.

"મારે રાજમહેલમાં જવું"—રાજમહેલમાં જવુ એવી ભ્રમણા તો થઇ. પણ જવું કેવી રીતે એનો રસ્તો મંદાકીનીને મળ્યો નહી. આજ દીવસ સુધી પોતે રાજમહેલમાં ગઇ ન્હોતી. રાજમહેલમાં મંદાકીનીને યાદ પણ કોઇ કરતું નહીં.

આજ દિવસ સુધી શકતીવર્માં રાજધાનીમાં ઉભા થયેલા નવા પ્રશ્નને પહોંચી વળવાની કોશિષમાં હતા. રાણી કનકલતા પણ ઝખમી થઇને પડી હતી. કુમાર તો અપરાધી હોવાથી જન્મપર્યંત કારાગૃહમાં રહેવાને જાણે સર્જાયો હતો, પછી આવી વાતનો વિચાર કોઇને આવે કયાંથી ? આવા અટપટા સંજોગોમાં મંદાકીની સૌના મનથી ભુલાઇ ગઇ હતી. અને મંદાકીની પણ એવા ફાંસામાં ફસાઈ ગઇ હતી કે તેને છૂટવાને રસ્તો જ નહોતો મળતો.

આમ અનેક બનતા બનાવોમાં સમય જવા લાગ્યો. અને મંદાકીનીએ ગુરૂના છળકપટને જાણી પણ લીધો હતો. આ છળકપટમાંથી છૂટવાને પોતે રસ્તો શોધવા લાગી. અને એ રસ્તો શોધવામાં જે પહેલો વિચાર મંદાકીનીને આવ્યો તે રાજમહેલમાં જવાનો. પણ રાજમહેલમાં જવું કેવી રીતે ? જ્યાં સુધી ગુરૂનો વિચાર જાણવામાં ન આવે, ગુરૂ આજ્ઞા ન આપે ત્યાં સુધી મંદાકીનીથી શું થઇ શકે એમ હતું ?

આવી ઘટનાનો વિચાર આવતાં મંદાકીની મુંઝાવા લાગી ? એ મુંઝવણમાં ને મુંઝવણમાં ગુરૂના એ વીલાસ ભુવનમાંથી બાહેર નીકળી રાજમહેલમાં જવા, પણ તેના પગ ઉપડતા નહી. આમ તેમ જોતાં ગભરાતાં ગભરાતાં એ આગળ વધતી હતી. અચાનક એના કાનમાં અવાજ આવ્યો.

"મંદાકીની !"

મંદાકીની ગભરાઇ ગઇ. પાછી વળીને જોવા લાગી. પણ એને કશો માર્ગ દેખાયો નહી. મંદાકીની આગળ ચાલતાં ચાલતાં થંભી ગઇ. એના પગને કોઇએ જાણે પૃથ્વી સાથે

ચોંટાડી દીધા. પગ ઉપડયા નહી. એનાં કાનમાં ફરીથી અવાજ સંભળાયો.

"મંદા !"

હવે મંદાકીનીને ભાન થયું કે આ આવતો અવાજ ગુરૂનો છે. એથી એ આમ તેમ જોવા લાગી. પણ કશું ન દેખાયું. આ આવેલો અવાજ જેટલો ભીષણ હતો એટલો જ ભયાનક હતો. એથી મંદાકીની થથરી ગઇ. તરત જ એ પાછી પોતાના સ્થાન ઉપર આવી. સ્થાન ઉપર આવતા ગુરૂનું વિકાળ રૂપ એના જોવામાં આવ્યું. ગુરૂ બોલ્યો.

"કયાં જાય છે ?"

"નાશના પંથે."

"અવશ્ય તું નાશના પંથે જઈ રહી છે, પણ હું તારો નાશ થવા દેનાર નથી. કારણ કે તું અમર ધામની પ્રવાસી છે અને અમર યૌવના છે. તારા માટે નાશ સર્જાયો નથી."

"હું મારો નાશ કરવા નથી માંગતી ?"

"ત્યારે !"

"હું અધર્મનો નાશ કરવા માંગુ છું."

"અધર્મનો ?"

"હા, આપે કહ્યું ને કુમારનો નાશ મારા હાથે જ થવો જોઇએ."

"પણ કુમાર અધર્મ ઉપર કયાં છે ?"

"પછી કુમારનો નાશ આપ શા માટે ઇચ્છો છો ?"

"સમજયો."

"જો આપ સમઝયા હો તો મને માર્ગ બતાવો. મને આ અધર્મનો નાશ કરવાને જવા દયો. હવે મારાથી અહીંયા નથી રહી શકાતું."

"તું કયાં જવા ચ્હાય છે ?"

"અધમ'નો નાશ કરવા.'"

"સત્ય કહે છે ?"

"આપની પાસે અસત્ય વદનારી હું કોણ ? શું આપ અંતર્યામી નથી ! શું આપ મારું અંતઃકરણ નથી જાણી શકતા? હું કયાં જાઉં છું ? શું કરવા માગુ છું ? એ વાત આપણાથી અજાણી છે ?"

"નહી !"

"તો પછી મને માર્ગ બતાવો. મને જવા દયો. મારું કલ્યાણ થાય એવાં પગલાં મને ભરવા દો."

ગુરૂ વિચારમાં પડયો. મંદાકીનીના શબ્દોએ ગુરૂને વિચારમાં નાખ્યો. એના મનમાં વિચારની પરંપરા ચાલવા લાગી. પળવાર તો એ મૂઢ જેવો થઇ ગયો. થોડી વાર પછી એ બોલ્યો.

"વારૂ, તું જવા જ માગે છે ?"

"હા."

રસ્તો બતાવું ?

"કૃપા કરીને બતાવો."

"તો સાંભળ. તું જા; કન્નરીવિહારમાં"

"કન્નરીવિહારમાં શા માટે ?"

"એ પણ હું તને બતાવું છું. કન્નરીવિહારમાં મહારાજાની વિરૂધ્ધ પ્રચાર કરવાનું હું તારા ઉપર નાખું છું."

"પણ મારે તો કુમારનો નાશ કરવાનો છે."

"ત્યાંથી તને કુમારના નાશનો માર્ગ મળી રહેશે."

"મંદાકીની કાંઇ ન બોલી. એ તો આ પાપાચારના ધામમાંથી કેમે કરીને મુકત થવા માગતી હતી. એટલે ગુરૂએ

જે શબ્દો કહ્યા એનો તરત જ એણે સ્વીકાર કરી લીધો. થોડી બીજી ત્રીજી વાતો થવા પછી મંદાકીનીને વિદાય મળી.

મંદાકીની મઠમાંથી બાહેર નીકળી. જયારે મઠમાં આવી ત્યારે એ પવિત્રતાની પ્રતિમા હતી. દેવોને પણ નમન કરવા જેવી દેવી હતી. અને જયારે એ મઠમાથી નીકળી ત્યારે ચંડાળણી પણ ગભરાય, પિશાચણી પણ થરથરે, આગની જવાળા પણ બળવારના માટે ડર ખાય એવી પાપાચારીણી થઇ ગઇ હતી. મંદાકીની આવી રીતે વિપરીત સ્થિતી પામીને મઠમાંથી બાહેર નીકળી અને ચાલી કન્નરીવિહાર તરફ.

કન્નરીવિહારમાં આજે એક પ્રકારની આંધી ચઢી હતી. પોતાના સરદારના મૃત્યુની વાત જયાં ત્યાં ચર્ચાતી હતી. આખો કન્નરીવિહાર મહારાજા શકતીવર્માનો નાશ કરવા આતુર હતો. આવા સ્થળે મંદાકીની આવી.

અહીંયા આવવા પહેલાં એણે પોતાનો પોશાક બદલી લીધો હતો. એણે વિચિત્ર દેખાવ કર્યો હતો. કોઇ ડાકણ હોય એવો. અને ખરી રીતે મંદાકીની હમણાં ડાકણ નહોતી તો હતી કોણ ?

મંદાકીની અત્યારે ડાકણનો જ ભાગ ભજવતી હતી. ડાકણના જ પાત્રને ન્યાય આપતી હોય એવી એની ચેષ્ટા હતી.

દેવદતના મૃત્યુની વાત જયાં ત્યાં થતી હતી. અને એના માટે શું કરવું જોઇએ, એના જ બધા માણસો પોતાની મતી પ્રમાણે માર્ગ બતાવતા હતા. છતાં કોઇનો માર્ગ સ્વીકારવામાં આવતો નહીં. મંદાકીની અહીંયા એક દીવસ રહી પણ ગુરૂના કહેવા પ્રમાણે એને કશો માર્ગ મળ્યો નહીં. હા, સામે એની મુંઝવણ વધી. અહીંયા તો કુમારના મૃત્યુના

બદલે એણે મહારાજા શકતીવર્માના મૃત્યુની વાત સાંભળી. એથી મંદાકીનીના મનમાં બીજા વિચારો આવવા લાગ્યા.

"હવે મારે રાજમહેલમાં જવું જોઇએ. રાજમહેલમાં શું બનાવો બને છે, એની પણ ભાળ લેવી જોઈએ. પછી મહારાજાને બચાવવા માટે યત્ન કરવો જોઇએ."

આવા વિચારો ઉપર આવીને મંદાકીની મહારાજા શકતીવર્માની રાજધાની તરફ વળી.

રાજમહેલમાં પણ આજકાલ ન સમજી શકાય એવું વાતાવરણ ફેલાઇ રહ્યું હતું. જ્યારે મંદાકીની આ રાજમહેલમાં હતી ત્યારે રાજમહેલ સોળે કળાનો હતો. આજે આ રાજમહેલમાં કેવળ સ્મશાન જેવો જ ભાસ થતો હતો. ન હતો કોઇ સ્થળે આનંદ કે ન હતો કોઇ સ્થળે ઉલ્લાસ. મંદાકીની રાજમહેલનો રસ્તો ઓળંગતી ઓળંગતી છેક કનકલત્તાના મ્હેલ સુધી આવી. અહીંયા આવતા દ્વાર ઉપર ચોકી કરતી પરીચારીકાએ મંદાકીનીને પોતાના હાથમાંની ખુલ્લી તરવાર બતાવીને રોકી. મંદાકીની ઉભી રહી ગઇ. પરીચારીકાએ મંદાકીનીને ઓળખી નહોતી એટલા જ માટે એને આમ રોકવામાં આવી હતી. પરીચારીકા બોલી.

"ક્યાં જાય છે?"

"રાણીવાસમાં."

"આજ્ઞા નથી."

"કારણ?"

આજ દીવસ સુધી રાણીવાસમાં જવાનો પ્રતીબંધ હતો નહી. એમાં પણ ખાસ કરીને લક્ષ્મી પ્રજા માટે તો કોઇ દીવસ કોઇને રોકવામાં આવતા નહીં. મંદાકીનીએ અત્યારે

લક્ષ્મી પ્રજાને પોશાક પહેરેલો હતો. અને મોઢાનો દેખાવ પણ ન ઓળખી શકાય એવો બનાવ્યો હતો. મંદાકીની જાણતી હતી કે મને આવા વેશમાં કોઇ રોકનાર નથી. પણ મહેલના દ્વારપર આવતાં બધી વાત જ જાણે બદલાઈ ગઇ. મંદાકીનીને રોકવામાં આવી. મંદાકીની બોલી.

"રાણી કનકલત્તાને મળવામાં કોઇ દીવસ આજ્ઞાની જરૂર પડતી નથી."

"આ આજ્ઞા રાણીની નથી."

"ત્યારે ?"

"મહારાજાની છે. કાં તો મહારાજાની આજ્ઞા આપને અંદર પ્રવેશ કરાવી શકે છે અથવા મહારાણી પોતે."

"તો શું મહારાણી ઉપર એ અંકુશ નથી."

"મહારાણી ધારે તો આપને અંદર બોલાવી શકે છે."

"આ પણ એક નવી વાત. દ્વારા પર મહારાજાનો અંકુશ અને મહારાણી પર નહી."

"ના !"

"પણ આમ થવાનું કારણ ?"

"કારણ તો બીજું શું હોય ? કારણ માત્ર એટલું જ કે મહારાણીને કોણ મળવા આવે છે, મહારાણી રાત દીવસ શું કરે છે એની દેખરેખ રાખી શકાય."

"વારૂં, તો તું જઇ મહારાણીને મારા આવવના સમાચાર આપીશ ?"

"નહી."

"ત્યારે મારે મહારાણીને મળવું છે તે?"

"એના માટે બીજો માર્ગ છે."

"શું?"

"હું સંજ્ઞાસૂચક માહીતી આપું છું." આમ બોલી દ્વાર પર ઉભેલી પરીચારીકાએ બાજુમાં જે હીરની દોરી હતી તે ખેંચી. અને એનો ઘંટારવ અંદરના ભાગમાં સંભળાયો. પળવાર થઇ છતાં કોઇ આવ્યું નહી. આથી પરીચારીકા બોલી.

"મહારાણી આપને હમણાં મળી નહી શકે."

"કેમ?"

"એ અંદર રોકાયેલાં છે."

"તેં કેમ જાણ્યું?"

"જો એ રોકાયલાં ન હોત તો તરત જ બાહેર આવત."

"ત્યારે હવે મારે શું કરવું?"

"હવે તો કાલે."

"આજે નહી?"

"ના આજે મહારાણી સાથે તમારૂં મીલન થવું અશક્ય છે."

મંદાકીની તરત જ ત્યાંથી પાછી વળી. પાછા વળતાં એણે એક એવું દ્રશ્ય જોયું કે એનાથી ત્યાંનું ત્યાં જ સ્થીર થઇ જવાયું. એ દ્રશ્યમાં બીજું કશું હતું નહી. કેવળ કુમાર મહારાણીના મહેલમાંથી બાહેર નીકળતો હતો. કુમારને રાણીના મહેલમાંથી નીકળતાં મંદાકીનીએ જોયો અને પોતે હતી ત્યાંની ત્યાં જ ઉભી રહી. કુમાર મહેલમાંથી નીકળી ચાલ્યો.

મંદાકીની એની પાછળ પાછળ ગઇ. પણ એવી રીતે પાછળ ગઇ કે કુમારને લવલેશ શંકા ન આવી.

મંદાકીનીના મનમાં અનેક ભાવો જાગ્રત થયા. કુમારને જોતાં એનું સ્ત્રી હૃદય ઉછાળા મારવા લાગ્યું. કુમાર પોતાના માથાનો મૂકુટ હતો. એ મૂકુટને જોતાં મંદાકીનીનું મસ્તક મમતા અને પૂજ્યભાવથી ઝુંકી પડવા લાગ્યું પણ એ સીવાય એ બીચારીથી કાંઇ થઇ ન શક્યું. મંદાકીની કુમારને બોલાવી ન શકી. એના તરફ વધારે વાર જોઇ પણ ન શકી. છતાં એક વાત તો અવશ્ય એના મનમાં ઘુમરીઓ ખાવા લાગી.

"મારે કુમારને મળવું તો અવશ્ય."

પણ મળવું કેવી રીતે ? આ એક જ મુંઝવણે મંદાકીનીને મુડદા જેવી બનાવી દીધી. છેક રાત સુધી મંદાકીની જ્યાં ત્યાં ભટકતી રહી. સાંજ પડવા પછી રાત્રીનો અંધકાર થયો અને અંધકારમાં મંદાકીનીને પોતાનો માર્ગ મળ્યો. મંદાકીની કુમારને મળવા ગઇ—મનમાં એક વાત નક્કી કરીને–વાત કરવાની યુકતી રચીને.

કુમાર પોતાના સ્થાનમાં હતો. એના મનમાં અનેક પ્રશ્નોત્તર થતા હતા. રાણીના મહેલમાં જે ઘટના ચાલતી હતી તે કેવળ મહારાજાના નાશની જ હતી. રાણીને અત્યાર પહેલાં એ વાતની શંકા ગઇ હતી. મહારાજાએ કુમારના સંબંધમાં ન્યાય નથી કર્યો. પણ ન્યાયની હત્યા કરી છે. આ શંકા આવ્યા પછી રાણીએ કુમારને પોતાના પક્ષમાં લીધો હતો. અને હવે જે મંત્રણા ચાલતી હતી એમાં કુમાર અગ્ર ભાગ ભજવતો હતો. આજે પણ એવો જ ભાગ ભજવીને કુમાર પોતે પોતાના સ્થાને આવ્યો હતો.

કોણ જાણે આજે શું થયું હતું કે મંદાકીની કુમારને યાદ આવી. આજ દિવસ સુધી મંદાકીની પ્રત્યે એનું લક્ષ પણ ગયું નહતું. ઘણી વખત, તે જંજાળોમાં પણ મંદાકીનીને યાદ કરી લેતો ઘણી વખત મંદાકીની પોતાના શત્રુની પુત્રી છે એ વાત યાદ આવતાં મંદાકીની પ્રત્યે અભાવ અને ઘૃણા વધતાં. આજે પણ મંદાકીની કુમારને યાદ આવી અને મનમાં ને મનમાં બબડવા લાગ્યો.

"મંદાકીની શું તું પણ મારી શત્રુ છે ?"

આ શબ્દોએ મંદાકીનીના હૃદય ઉપર તીરનું કામ કર્યું. જ્યારે આ શબ્દો કુમાર બોલતો હતો ત્યારે મંદાકીની કુમારની સમીપ આવી ચુકી હતી.

કુમારના શબ્દો મંદાકીનીએ સાંભળ્યા અને હવે એ વધારે શું બોલે છે એ જાણવા માટે મંદાકીની ત્યાં જ ઊભી રહી થરથરતા હૃદયથી. કુમાર આગળ બબડવા લાગ્યો,

"મંદાકીની ! મંદાકીની તું કયાં છે ? આજે એક યુગથી જાણે મેં તને જોઇ નથી. મંદા, મંદા મારા હૃદયની મંદા તું કયાં છે ?"

મંદાકીનીથી હવે રહેવાયું નહી ! એ આગળ આવી અને બોલી.

"કુમાર ! તમને મંદાકીની મળવા માગે છે."

કુમારે આ શબ્દો બોલનાર તરફ દ્રષ્ટી ફેંકી અને પોતે કહ્યું.

"તું કોણ છે ?"

"હું મારી ઓળખ આપું. પણ એ વાત કોઇને કહેવાની નથી."

"એટલે ?"

"એટલે એ જ કે તમોને મંદાકીનીનું જીવન જાણવા મળશે."

"પણ તારો અવાજ મંદાકીની જેવો જ છે."

"હોય જ. કારણ કે મંદાકીની મારી માની જણી બ્હેન છે."

"શું કહ્યું ?"

"ખરૂં કહું છું."

"તારી માની જણી બ્હેન !'

"હા."

"અને મહારાજા શકતીવર્મા તારો પિતા ?"

"નહી એ મારો પિતા થવાને યોગ્ય નથી."

"પછી તું મંદાકીનીની બ્હેન થવાને યોગ્ય કયાંથી થઇ?"

"એ વાત જાણવા જેવી છે. હું મંદાકીનીની સગી બ્હેન છું. આ કથા એક યુગ જેટલા સમય પહેલાની છે."

'યુગ પહેલાંની કથા છે ?"

"હું" તો શું મંદાકીની મહારાજાની સગી પુત્રી નથી?

"નહી, મંદાકીની મારી સગી બ્હેન છે. જુઓ મારા ચ્હેરામાં મંદાકીનીનું સામ્ય છે. મારો અવાજ પણ મંદાકીનીને મળતો આવે છે. આ બધા ઉપરથી મારા બોલવામાં તમોને વિશ્વાસ નથી આવતો ?"

"આનાથી વધારે બળવાન કોઇ પ્રમાણ તારી પાસે છે ?"

"શાનું ?"

"શાનું ? મંદાકીનીનું ! તું વધારે વીગતથી મને સમજાવી શકે છે કે મંદાકીની અને તમે બંને કોની બાળકીઓ છે ?"

"સમજવું છે ?"

"જરૂર."

"પણ સાંભળીને ઉશ્કેરાવાનું નથી...પણ"

"પણ શું ?"

"મને સહાયતા કરવાની છે."

"જો તું મને બધો ઇતિહાસ સાચેસાચો કહીશ તો હું તને સહાયતા કરવામાં પાછી પાની નહી કરૂં."

"વચન આપો છો ?"

મારૂં વચન છે."

"તો સાંભળો."



# પ્રકરણ ૨૮ મું.

મંદાકીની બોલી, "જ્યારે હું નાની બાળકી હતી ત્યારની આ વાત છે. મારા મા બાપ, મહારાજા શકતીવર્માની જાતીના હતા, એટલું જ નહીં પણ મારા પિતા સાથે મહારાજા શકતીવર્માને મીત્રતા હતી. આ એ કાળની વાત છે, જ્યારે મહારાજા મહારાજા નહીં, પણ યુવરાજ હતા. કીશોર હતા.

મારા પિતા અને યુવરાજની ગાઢ મીત્રતાનું પરીણામ એ આવ્યું કે, મરતી વખતે મારા પિતાએ મારી માતાનો હાથ યુવરાજના હાથમાં આપ્યો. કાળબળથી મારી માતા પણ મૃત્યુના મુખમાં ગઇ. મૃત્યુ આવતા પહેલાં મારી માતાએ અમો બન્ને બહેનોનો હાથ યુવરાજને સુપર્દ કર્યો. અને વચન લીધું કે અમો બન્ને બાળકીને તે પોતાની પુત્રીઓ પ્રમાણે ગણે, આ વાતનો યુવરાજે સ્વીકાર કર્યો. આ જ દીવસ સુધી મહારાજા મને અને મારી બ્હેન મંદાકીનીને પોતાની પુત્રી પ્રમાણે ગણતા આવ્યા છે, આ જ દીવસ સુધી કોઇ

નથી જાણી શક્યું કે મંદાકીની મહારાજાની સગી પુત્રી છે કે મોઢાની બોલેલી. આવી એક નીષ્ઠાથી પોતાના વચનને વળગી રહી મહારાજા અમો બન્ને પુત્રીઓને સુખ અને વૈભવમાં રાખી અનેક પ્રકારના નાનાવીધ લાડ લડાવી રહ્યા છે એ એમની ઉદારતાનો માત્ર એક સ્મરણ સ્થંભ છે.''

કુમાર આ વાતો સાંભળતો હતો. એ કહેવા લાગ્યો.

''મંદાકીની તો મને કહેતી હતી કે મારે બીજી બ્હેન જ નથી.''

''એના કહેવામાં ભૂલ હશે. અથવા આ વાત છુપાવવામાં એનો કાંઇ હેતુ હશે ?''

''મંદાકીનીનો હેતુ હોય, એ વાત માનવામાં આવે તો પણ શું થયું ? મહારાજાને આ વાત છુપી રાખવાનું શું કારણ મળેલું હશે ?''

''એ તો મહારાજા જાણે.''

કુમાર વિચારમાં પડયો. એના મનમાં અનેક વાતો ઘોળાવા લાગી. અને પળે પળે એ મંદાકીનીના સામું જોવા લાગ્યો. સામું જોતાં જોતાં એને આ વાતનો ભેદ મળી ગયો કે મારી સાથે વાતો કરનારી મંદાકીનીની બ્હેન નથી, પણ મંદાકીની પોતે છે.'' આથી એ બોલ્યો.

''મંદાકીની તું વાતો કરી શા માટે બનાવે છે. હું તને ઓળખી ગયો છું. તું મારી મંદાકીની છે.''

કોણ જાણે શું થયું કે આ શબ્દો સાંભળતાં મંદાકીનીની આંખમાં આંસુ આવી ગયા. કુમાર લપક્યો. મંદાકીનીને બાહુપાશમાં દબાવવા ગયો. પણ એ જ પળે એના કાનમાં કોઇનો અવાજ—ધ્વની સંભળાયો. અને મંદાકીનીને પકડતાં કોઇ અજાણ્યુ શકતી પોતાને અટકાવતી હોય, એવો

ભાસ કુમારને થવા લાગ્યો, કુમારની નઝર સામે ગુરૂની મૂર્તી આવીને ઉભી રહી. એક વખત ગુરૂએ કહેલા શબ્દો એને યાદ આવ્યા. અને કુમાર જરા થથર્યો. મંદાકીની આ દ્રશ્ય જોતાં જરા વિચારમાં પડી. એ બોલી.

"કેમ કુમાર, શું વિચાર કરો છો ?"

"કશો નહીં"

"બરાબર છે."

"શું ?"

"તમારો વિચાર."

"મારો વિચાર ? મારો વિચાર તું જાણે છે ?"

"હા !"

"તો બોલ જોઉં હું શાનો વિચાર કરૂં છું."

"એનો જ કે તમોએ મને ઓળખવામાં ભૂલ ખાધી છે. તમો મને બરાબર ઓળખી શક્યા નથી."

"નહીં. મંદાકીની હું તને બરાબર ઓળખી શકયો છું."

"બરાબર ?"

"હા બરાબર !"

"ભૂલો છો કુમાર ભૂલો છો. પહેલાં તો હું મંદાકી-ની જ નથી. મંદાકીનીને ઓળખવામાં જ તમોએ ભૂલ ખાધી છે. અને મને મંદાકીની તરીકે ઓળખી હોય તો પણ તમે મને બરાબર નથી ઓળખી."

"નથી ઓળખી એટલે ? મંદાકીની, હું તને ન ઓળખું ? તને ન ઓળખી શકું ? મારી હૃદય દેવી!"

"એક પિશાચણીને દેવી કહેતાં તમોને વિચાર નથી આવતો."

"શું કહ્યું ?"

"એ જ કે હું હવે દેવી નથી, પિશાચણી છું. રમણી નથી, રાક્ષસી છું. સ્રી નથી સાપણુ છું—નાગણુ છું.

"તું આ શું કહે છે ?"

"ખરૂં કહું છું કુમાર ! હું ખરૂં કહું છું."

"હું નથી માનતો. મને ગુરૂએ બધી વાતો કહી છે," મંદાકીનીએ આ વાકય સાંભળ્યું અને પોતે કહેવા લાગી.

"ગુરૂએ બધી વાત કહી છે ?"

"હા."

"શું કહ્યું ? હું નર્કની પ્રત્યક્ષ મૂર્તિ છું. એમ રૌરૌમાં સડી રહેલી જીવાત છું એમ. હું મારા ધર્મને વેચી નાખનારી છું એમ."

"મંદાકીની ! મંદાકીની ? તુ આ શું કહે છે ? ગુરૂદેવે તો તને દેવી તરીકે ઓળખાવી છે. તું સ્વર્ગની અધિકારીણી છે. મહાન પદધારિણી છે, સંસારની અચળ અને અખંડ જ્યોતિ છે"

"કુમાર ! કુમાર ! એ શબ્દો નથી."

"ત્યારે !"

"છેતરપીંડી છે. હું ખરૂં કહું છું કે ગુરૂદેવ કહે છે એવી હું નથી."

"ત્યારે ?"

"હું છું ગુરૂના હાથે શિકાર થયેલી એક નિર્બળ હરિણી."

દેવની આંખોના તેજમાં બળી મરેલી ગરીબ પંખીણી પણુ નહીં. હું પંખીણી કે હરીણી નથી. હું તો છું વ્યભીચારની એક અંગારા વર્સાવતી વીજળી. નર્કની ચુડેલ.

કુમાર ? કુમાર ? મેં મારા સ્ત્રી ધર્મનું બળીદાન આપ્યું છે. મારૂં—સર્વસ્વ છેદી નાખ્યું છે. ગુરૂના હાથે મારા પવીત્ર-પણાનો અંત આવ્યો છે.

"મંદાકીની! મંદાકીની! વિચારીને બોલો. દૈવને દુષણ આપવાં એ વાત સારી નથી. આવા આક્ષેપો કરનાર સંસારમાં કોઇ કાળે સુખી થતા નથી. સંસારમાં આવા નરનારીનો ઉધ્ધાર નથી."

"માટે હું કહું છું કે તમે મને ઓળખી શકયા નથી. તમો કહો છો મારો ઉધ્ધાર નથી. હું પણ કહું છું કે મારો ઉધ્ધાર નથી. વ્યભીચારીણીનો ઉધ્ધાર હોય એ વાત માની શકાય ? એ વાતનો સ્વીકાર થઇ શકે ? કુમાર તમે કહો છો તે વાત ખરી છે. તમે મને હવે બરાબર ઓળખી. અત્યાર સુધી ન્હોતી ઓળખી. હવે ઓળખી. બરાબર ઓળખી. હું નર્કની અધીકારી છું."

"નહી મંદાકીની."

"હા. કુમાર."

"નહી."

"હા."

"આ હા અને નહીંના વિવાદને અહીંયા જ સમાવી દઇએ અને......અને......" આમ બોલી કુમાર ફરી મંદા-કીનીને ભેટવા ગયો. પણ એનાથી એમ થઇ શકયું નહીં. એ ફરી ધ્રૂજવા લાગ્યો, મંદાકીની બોલી.

"કેમ કુમાર શું છે ?"

"મને આજ્ઞા નથી."

"શાની ?"

"તને આલીંગન કરવાની."

"કોની આજ્ઞા નથી?"

"ગુરૂદેવની."

મંદાકીની આ શબ્દો સાંભળતાં ભયંકરતાથી હસી. હસી શકાય એટલા ભયંકર અવાજથી હસી. અને બોલી,

"ગુરૂની આજ્ઞા? ગુરૂની આજ્ઞા?"

"હા. ગુરૂની આજ્ઞા."

"અને એ પણ તમારા માટે? કુમાર, તમે કોણ છો?"

"તારો પતિ."

"ગુરૂદેવ આ વાત જાણે છે?"

"જરૂર જાણે છે."

"છતાં તમોને આજ્ઞા કરે છે કે તું તારી પત્નિને ભેટતો નહીં; આનો અર્થ તમો શું કરો છો?"

કુમાર વિચારમાં પડયો; બોલી ન શકયો. મંદાકીની કહેવા લાગી. "આવી નાની એવી વાત પણ તમારા સમજવામાં નથી આવતી? કુમાર વિચાર તો કરો. પોતાની ભાગ્યદેવીને ભેટવાને પ્રત્યક્ષ પરમાત્મા પણ મના કરે ખરો? શું આ વાતથી એમ નક્કી નથી થતું કે આ વાતમાં કાંઇ ભેદ છે?"

"તારા શબ્દો વિચાર કરવા જેવા છે."

"સાચા માનવા જેવા નથી?"

"સાચા કેમ માની શકાય?"

"શું મારા બોલવામાં તમોને કાંઇ શંકા આવે છે?"

"અવશ્ય."

"આવે જ. કરણ કે મારામાં પવીત્રતા નથી. શબ્દોમાં શ્રધ્ધા રાખી શકાય એવું ચારીત્રબળ નથી. હું તો એક વેસ્યા જેવી છું. પછી તમોને મારા શબ્દોમાં સચ્ચાઇ કયાંથી લાગે? વળી મારામાં એક બીજી વસ્તુ એ પણ નથી."

"એ કઇ વસ્તુ ?"

"દંભ. માનવીને મારી નાખનારો દંભ જો મારામાં હોય, જો મારામાં એવી દંભી બનાવટ કરવાની શકતી હોય, જો મારામાં પ્રપંચ અને પાખંડના પાસા નાખવાની કળા હોય તો તમોને કોઇ દીવસ શંકા આવે નહી. પણ દુઃખની વાત એ છે કે મારામાં આવું કશું નથી. ખરેખર તમોને મારા બોલવામાં સચ્ચાઇ ન દેખાય તે વ્યાજબી છે."

"મંદાકિની, હું તારા શબ્દો માનવાને તૈયાર નથી."

"હું પણ એમ કહું છું કે તમો મારા શબ્દો ન માનો. પણ એટલું તો તો અવશ્ય કરજો."

"શું ?"

"કોઇના પ્રપંચમાં ન આવતા. કોઇના દંભથી ન ભોળવાતા. કોઇની પાપલીલાને ધર્મ અને મોક્ષ ન માનતા.

"તું આ વાતનું પ્રમાણ આપુવા માગે છે."

"તમે કઇ વાત જોવા માગો છો ?"

"ગુરૂદેવની પાપલીલા."

"એ જોવાની તમારામાં શકિત છે ? જોવા પછી સહન કરવાની, સહન ન થાય તો બદલો લેવાનું બળ તમોએ કેળવ્યું છે?"

કુમારે આવેશમાં આવીને કહ્યું.

"બદલો. બદલો લેવાને હું હરહમ્મેશ તૈયાર છું."

"કોનાથી ?"

"અધમીઓથી."

"અધમી છે કોણ ?"

"કોણ છે ?"

"તમોને કોણ દેખાય છે ?"

"તું બતાવ મંદાકીની. તું મને બતાવ કે અધર્મી કોણ છે."

"મહારાજા શકતીવર્મા."

"શું કહે છે ?"

વિચાર કરી જુવો. જેના સામે તમે તલવાર તોળી છે. જેના સામે તમો રણમાં પડયા છો. વિચાર કરો. કુમાર વિચાર કરો. કન્નરીવીહારમાં અત્યાચાર કરવાનું તમોને કારણ શું મળ્યું ?

"ગુરૂની આજ્ઞા."

'પછી શું થયું ?"

"એણે મને મૃત્યુના મુખમાંથી છોડાવ્યો."

"શા માટે જાણો છો ?"

"શા માટે ?"

"પોતાના વેરનું હથીયાર બનાવવા માટે. તમોએ મને મંદીરમાં જોઇ હતી ને ?"

"હા."

"છતાં તમોને શંકા ન આવી કે મારૂં મંદીરમાં આવવું શાથી થયું ? મને મંદીરમાં કોણ લાવ્યું ? શું આ વાત તમારા માટે વિચારવા જેવી નથી ?"

"મને ગુરૂજીએ કહ્યું હતું."

"શું ?"

"મંદાકીની દેવી છે."

"કોના હૃદયની."

"ઓ ! તું શું બોલે છે ?"

"કુમાર હું જે કહું છું તે નીઃસદેહ ખરૂં કહું છું. તમારા હૃદયની નહીં પણ ગુરૂના હૃદયની દેવી છું. એણે

મારૂં હૃદયમંદીર તોડી ફોડી નાંખ્યું છે. એણે મારા દીલના દેવને ત્યાંથી દૂર કર્યા છે. હું અત્યારે હૃદય મંદીર વીનાની છું. મારૂં શરીર છે પણ બળતા વનમાં એક સળગતી ઝુંપડી જેવું છે. મારૂં સર્વસ્વ ગુરૂએ નાશ કર્યું છે."

"મંદાકીની; આ તું શું કહે છે?"

"હું જે કહું છું એનું પ્રત્યક્ષ પ્રમાણ આપી શકું છું. ચાલો મારી સાથે."

કુમાર તરત જ સાવધ થયો, ચાલ્યો ગયો મંદાકીની સાથે, ગુરૂના આશ્રમમાં. ગુરૂ મંદાકીનીને આવેલી જોઇ આવેશમાં આવી ગયો. કુમાર આ વખતે બાજુમાં છૂપાયો હતો. મંદાકીનીને જોતાં ગુરૂ કેદારનાથ બોલ્યો.

"આવો હૃદયદેવી."

"હા પ્રભુ."

"કહો રાજધાનીના શા સમાચાર છે."

"સમાચાર બીજા કશા નથી, માત્ર કુમારની વાતો મને યાદ આવે છે. હું અહીંયાથી બાહેર નીકળી અને કુમાર મને યાદ આવવા લાગ્યો એટલે હું બીજી કશી વાત પ્રત્યે લક્ષ આપી ન શકી. કુમારનું રટણ કરતી કરતી હું ગઇ. અને મારી એવી સ્થીતિ થઇ કે જાણે કુમાર મને મળ્યો. એની સાથે વાતો કરી. હું એનાથી છૂટી પડી. પણ એણે મારા પડછાયાનું રૂપ લીધું. અને મારો પડછાયો બની એ મારી સાથે આવ્યા. બચાવો દેવ મને એનાથી બચાવો."

"એનાથી તું બચેલી જ છે. એ મૂર્ખને મેં મહામૂર્ખ બનાવ્યો છે. હવે એનાથી ડરવાની તારે કશી જરૂર નથી. આવ તું મારા હૈયાના હીંચોળે"

આમ બોલી ગુરૂએ મંદાકીનીનો હાથ પકડયો, ખેંચ્યો. પણ એ જ પળે કુમારે ક્રોધમાં આવી પોતાની કટાર કાઢી અને

જોરથી મારી ગુરૂની છાતીમાં. કટાર ગુરૂની છાતીમાંથી આરપાર થઇને રહી ગઈ. ગુરૂ પડયો. તરફડવા લાગ્યો. એ જ પળે એની દ્રષ્ટી કુમારના ઉપર પડી. કુમારને જોતાં ગુરૂએ પોતાની છાતીમાંથી કટાર ખેંચી કાઢી, અને એ જ કટાર એણે કુમારના ઉપર ફેંકી. કુમાર પણ વીંધાઇ ગયો. મંદાકીનીથી આ દ્રષ્ય જોઇ શકાયું નહીં. એક જ કટારથી બન્નેનો અંત આવેલો જોઇ મંદાકીની આકુળવ્યાકુળ થઇ ગઇ અને આવેશમાં આવીને એણે કુમારની છાતીમાંથી કટાર કાઢી. એ કટાર એણે પોતે હાથમાં લીધી. અને બોલી, "પહેલાં તારે આ પાપણીનો અંત લાવવો જોઇતો હતો પણ હજી કાંઇ વીલંબ થયો નથી." આમ બોલી એ કટાર પોતાની છાતીની પાર કરી નાખી. મંદાકીની પણ ગઇ. આમ ગુરૂના આશ્રમમાં આ વાર્તાની ત્રણ મૂખ્ય વ્યક્તિઓનો અંત આવ્યો. હવે જે બાકી રહ્યું છે તે આપણે જોઇએ.

# પ્રકરણ ૨૯ મું.

મંદાકીની, કુમાર અને ગુરૂ એમ ત્રણેનો એક સાથે અંત આવ્યો. મંદાકીની તો આવું મૃત્યુ માગતી જ હતી. કારણ કે એનું જીવન ભ્રષ્ટ થયું હતું. ભ્રષ્ટ થયેલા જીવનને લઇ એ જીવવા નહોતી માગતી. એના મનમાં મરવાના કોડ જનમ્યા હતા. અને મરણ પામી. પણ એકલી જ નહીં પોતાના સ્વામીને સાથે લઇ એ ગઇ. સાથે ગુરૂને પણ લેતી ગઇ. ગુરૂના ગોઝારા જીવનનો પણ અંત આવ્યો.

આમ ગુરૂના મરણથી રાજધાનીમાં અને ખાસ કરીને અંધશ્રધ્ધાળુઓમાં એક પ્રકારની હીલચાલ મચી ગઇ. ગુરૂનું મૃત્યુ શાથી થયું? કોણે કર્યું? ગુરૂને મારનાર કોણ? આવી આવી વાતો અને ચર્ચા દરેકના મુખમાં રમવા લાગી. પણ આ મૃત્યુનો ભેદ કોઇ પામી શક્યું નહી. ગુરૂનું જ્યાં મૃત્યુ થયું હતું તે સ્થળે સખ્ત પહેરો અને તપાસ માટે માણસો મૂકવામાં આવ્યા. આ માણસો મંદીર તરફથી જ હતા.

આ મૃત્યુથી લોકમાં તરેહતરેહની વાતો થવા લાગી. મનમાં આવે એવાં અનુમાન થવા લાગ્યાં. અને આ અનુ-

માને એક વાતે વધારે જોર પકડયું. ગુરૂના ભકતો માનવા લાગ્યા કે ગુરૂનું જ નહીં પણ આ ત્રીપુટીનું ખૂન થયું છે. અને ખૂન કરાવનાર રાજા પોતે છે. રાજા શકતીવર્માનું આ કાર્ય છે. એના વગર કોઇનામાં એ બળ ન હતું કે ગુરૂદેવ કે કુમારનો પ્રાણ લઇ શકે. કુમાર એક વખતનો મહારાજાનો અપરાધી હતો. મહારાજાએ કુમારને જન્મભર કારાવાસની શીક્ષા કરી હતી. આ કારાવાસમાંથી ગુરૂએ જ કુમારને છોડાવ્યો હતો. અને આ કારણ ગુરૂના ખૂનની શંકાને મજબુત કરતું હતું. આ શંકા દીવસે દીવસે મજબુત થતી ગઇ અને મહારાજા શકતીવર્મા તરફ માણસોનો ઉશ્કેરાટ વધવા લાગ્યો.

મહારાજા પોતે પણ આ વાતનો ભેદ પામી શકયા નહી. કારણ કે આ વાત કેમ બની ? શાથી બની ? ત્રણે જણાના મૃત્યુ એક સાથે શાથી થયા ? એ વાત મહારાજાના જાણવામાં હતી નહીં. મહારાજા તો બીજી બાજુમાં રોકાયા હતા. મહારાણી જે દાવ રમી રહી હતી એ દાવમાં પોતે એક રમનાર હતા. રાણીનો દાવ ઉંધો વાળવા સાથે મહારાજા એ વાત ખૂલ્લી કરવા માગતા હતા કે આ પ્રકરણમાં મારો જરા પણ હાથ નથી. અને આ બનતા બનાવો સાથે મને લેશ પણ લેવા દેવા નથી.

મહારાજાનું ધ્યાન બીજા સ્થળે હતું. મહારાજા બીજી દીશામાં રોકાયેલા હતા. ત્યાં અચાનક આવો બનાવ બન્યો. અને લોકો ઉશ્કેરાયા. એક તરફ રાણીના કાવાદાવા, બીજી તરફ પ્રજામાં અસંતોષ અને ત્રીજી તરફ પોતાના પુત્રી જમાઇનો અંત. આ બધા બનાવોએ મહારાજાના હૃદયને જુદી જ મુંઝવણમાં મૂકી દીધું. મહારાજાની મુંઝવણ વધી. "હવે શું

કરવું ?” એ વીમાસણુમાં મહારાજા શકતીવર્માનો સમય જવા લાગ્યો. સમય ગયો. પણ કશી વાત સમજવામાં ન આવી.

અને ગુરૂના બાકી રહેલા માણુસોએ જાહેરમાં બળવો કરવાનાં પગલાં લેવાં શરૂ કર્યાં. મહારાજાએ કઇ તરફ દ્રષ્ટી કરવી, કોના તરફ જવું અને આ જતી બાજી કેમ હાથમાં લેવી એના તર્કવીતર્ક કરવા લાગ્યા.

ગુરૂના માણુસોએ પણ પોતાની સત્તા જમાવી દીધી. અને એક મંડળની સ્થાપના કરી. આજે મંડળનું મંગળાચરણુ હતું. મંદીરમાં બધા માણુસોને ભેગા થવાનું કહેણુ મોકલવામાં આવ્યું હતું. અને બધા માણુસો મંડળમાં ભેગા થયા હતા.

મંડળના બધા માણુસો ભેગા થયા પછી રાજાની સામે કેવી રીતે કામ લેવું તેની વિચારણુા ચાલી. એક બોલ્યો.

“ગુરૂદેવના ખૂનનો બદલો કેવી રીતે લેવો ?”

“જેવી રીતે ગુરૂદેવને હણુવામાં આવ્યા છે એ જ રીતે.”

“બરાબર છે. આપણે મહારાજાને જીવતાને જીવતા કેદ કરવા. કેદ કરીને મંદીરમાં લાવવા અને જે સ્થળે ગુરૂદેવે પ્રાણુ મૂકયા છે તે જ સ્થળે મહારાજાનો વધ કરવો.”

“હા, એ જ બરાબર છે.”

આ વાતચીત ચાલતી હતી એમાં એક માણુસ કહેવા લાગ્યો.

“પણુ મહારાજા પોતે જ આ ખૂનના જવાબદાર છે એમ કેમ માની શકાય ? કેમ આ કોઇ બીજાનું કાવત્રું ન હોય ?” મંડળમાંથી બીજો માણુસ બોલ્યો.

“બીજાનું કાવત્રું ?”

“હા.”

“એ કેવી રીતે ?”

"તમો જાણો છો મંદીરમાં બીજો કોઇ પણ માણસ પ્રવેશ કરી શકતો નથી. પછી મહારાજાએ જ આ ખૂન કર્યું છે એમ કેમ માની શકાય ?"

"એ રાજપ્રકરણની ગુંચ એકાએક ઉકલી શકે એમ નથી."

"ગુંચ ન ઉકલે તો મહારાજાનો અંત પણ કેમ લાવી શકાય ?"

"એમાં મુંઝવણ જેવું શું છે? અત્યારે તમામ પ્રજા ખળભળી રહી છે. આવા સમયમાં આપણે અવશ્ય સફળતા મેળવીશું."

"સફળતા કે નીષ્ફળતાનો આ પ્રશ્ન નથી."

"ત્યારે ?"

"આ તો વિજય પરાજયનો પ્રશ્ન છે."

"વિજય ? એક વાતનો વિચાર કર્યા વીના વિજયનો રસ્તો લેવા જવું એ હાથે કરીને પરાજયને નોતરવા જેવું છે."

"આપણું બળ ?"

"મહારાજાની શકિત"

"તમો મહારાજાથી ડરો છો ?"

બીજો બોલ્યો.

"નહી."

"ત્યારે આવી વાતો કેમ કરો છો ?"

"ન્યાય માટે."

"મહારાજાએ આપણને ન્યાય આપ્યો છે ?"

"પહેલાં તો મહારાજા પાસે ન્યાયની માગણી કોણે કરી ? વળી મહારાજા પોતે અન્યાયી છે એમ પણ કયાં નકકી થયું છે ? આ તો આપણી મન કલ્પેલી વાતો છે. આપણા મનની

ઇચ્છા પ્રમાણે આપણે સાહસ કરવા તૈયાર થયા છીએ. એમાં મહારાજા બીચારા શું કરે...”

“તમો આવો વાતો કરીને અમારા ઉત્સાહને મંદ કરી નાખો છો ”

“એ વાત ખરી. પણ હું જાણી જોઇને આગમાં પડવાની કોઇને આજ્ઞા કે સલાહ આપી શકું એમ નથી.”

“પણ તમારી આજ્ઞા કે સલાહ માગે છે કોણ ? તમે સલાહ આપનારા થયા કયારથી ! તમારામાં આવી હુંપદ ! આવું અભીમાન કયારથી આવ્યું ?”

‘તમો મને અભીમાની ગણો છો ?”

“વગર માગ્યે સલાહ આપવી એનું નામ શું ?”

“એ શું હુંપદ છે ?”

“ના ના ભૂલ્યો ભૂલ્યો. એમાં હુંપદ નથી પણ મૂર્ખાઇ છે.”

“તો શું હું મૂર્ખ છું.”

“મૂર્ખ કહો, બેવકુફ કહો, કે પછી નબળા મનના વાચાળ કહો. તમારી સલાહના આટલા અર્થ નીકળે છે. મૂર્ખો, દીવાનો અથવા તો વાચાળ.”

“તમો અહીંયા વ્યર્થ વીવાદ કરવા ભેગા થયા છો ?”

“નહી. તમારૂં વ્યર્થ ડહાપણ સાંભળવા ભેગા થયા છીએ.”

“તમોને મારૂં બોલવું ઠીક ન લાગતું હોય તો હું આ સ્થળ છોડી જવા તૈયાર છું.”

“જઇ શકો છો.”

“ભલે તમે પરિણામનો વિચાર કરજો.” આમ બોલીને વાદવિવાદ કરનારો માણસ ઉઠ્યો. આગળ ચાલ્યો. એને ચાલતો જોઇ એક કહેવા લાગ્યો.

“શું તમો અમારી બાજી માટીમાં મેળવશો ?”

"કોણે કહ્યું ?"

"તમારા શબ્દોએ."

"મારા શબ્દોએ ?"

"હા. તમો જતાં જતાં અમોને પરીણામની ધમકી આપો છો એ જ બતાવી આપે છે કે તમો અમારા વિરૂધ્ધમાં કામ કરશો."

"હું તમારા વિરૂધ્ધમાં કામ નહી કરૂં. પણ..."

"પણ મહારાજાના પક્ષમાં ભળશો."

"નહીં."

"ત્યારે ?"

"હું ન્યાયના પક્ષમાં રહીશ. ન્યાયના પક્ષમાં ભળીશ."

"તો શું હમો ન્યાય પર નથી ?"

"તમોએ ન્યાયનો વિચાર જ કયાં કર્યો છે ? તમોને ન્યાયના માટે સૂચન કરનાર મૂર્ખ અને દીવાનો ઠરે છે. પછી ન્યાયની વાત કે ન્યાય પર રહેવા જેવું રહે છે કયાં ?"

"તમે આમ ઉશ્કેરાવ નહી. આવો આપણે ફરીથી મંત્રણા કરીએ."

"આ શબ્દો સાંભળતાં પેલો જનારો પાછો આવ્યો અને ગુરૂના મંદીરમાં ફરી વિચારણા ચાલી. એક બોલ્યો.

"મહારાજા વીના ગુરૂદેવને મારી કોણ શકે ?"

"એ પ્રશ્ન વિચાર કરવા જેવો છે."

"બીજી એક એ પણ વાત છે. મરણ માત્ર ગુરૂદેવનું એકનું જ થયું નથી. મરનાર ત્રણ વ્યકિતઓ છે. મંદાકીની, કુમાર અને ગુરૂદેવ. જો મહારાજા શકિતવર્માએ આ કાર્ય કરવાનું જ હતું તો એ ગુરૂદેવ એકલાને જ મારી નાખત. પણ અહીંયા તેમ નથી. અહીંયા તો ત્રણ માણસ જીવથી ગયા છે. ધારો કે મહારાજાએ કાર્ય કર્યું છે તો એ કુમારને શા માટે મારે ? કુમાર તો ઠીક પણ પોતાની જ પુત્રીને એ બેજાન કરે ખરા? આથી આપણી શંકામાં શું વધારો નથી થતો ?"

"થાય છે."

"તો હવે વિચાર કરો કે ગુરૂનું ખૂન કરનાર કોણ હોવા જોઇએ ?"

"ગુરૂનું મૃત્યુ થયું છે કટારથી અને એ કટાર સાચવી રાખવામાં આવી છે. માટે આપણે પહેલાં એ જાઇએ કે ગુરૂને જે કટારથી મારવામાં આવ્યા છે એ કટાર છે કોની ?"

"હા, એ બરાબર છે, એથી બરાબર તપાસ થઇ શકશે. આપણને આ મૃત્યુનો ભેદ પણ મળી શકશે અને પછી આપણે આપણું કાર્ય જરૂર જ કરી શકીશું."

આ વાત બધાને ગમી અને ગુરૂને જે કટાર વાગી હતી એ કોની કટાર હતી, કયાંથી આવી હતી, કોણે મારી હતી એ વાતની તપાસ કરવાને બધા તૈયાર થઇ આવ્યા. જ્યાં ગુરૂ મરણ પામ્યા હતા તે સ્થળે. આ સ્થળની ભયંકરતા જેવી ને તેવી જ હતી.

ગુરૂના શિષ્યો ગુરૂના મૃતદેહ પાસે આવ્યા. અને તપાસ શરૂ થઇ. પહેલા તો આ મૃતદેહને તપાસવામાં આવ્યો. એમાંથી એક વાત પ્રગટ થઇ. ગુરૂને જે કટાર વાગી હતી તેનો ઘા છાતીમાં ઉંડો હતો. લગભગ આખી કટાર છાતીમાં ઉંડી ઉતરી ગઇ હોય એમ દેખાતું હતું. જ્યારે કુમારની પીઠમાં ઘા લાગેલો હતો અને મંદાકીનીના પડખામાં.

આમ ત્રણે જુદી જુદી રીતે ઘા વાગેલા હોવાથી આનુ અનુમાન કરવું એ એક પ્રકારની મુંઝવણ જેવું હતું. એક માણસ બોલ્યો.

"આ તો ચોકકસ યુદ્ધ જેવી વાત છે."

"એટલે"

"પહેલાં કોઈએ ગુરૂને દૂરથી કટાર મારી હોય એમ લાગે છે."

"પછી ?"

"આજ કટાર ભાગતા કુમારને કોઈએ મારી હોવી જોઈએ."

"પણ આ મંદાકીનીના પડખામાં ઘા છે એનું શું ?"

"એણે આત્મહત્યા કરી હશે."

"પણ એને આત્મહત્યા કરવાનું કારણ ?"

"કારણ જો સમજી શકાતું હોય કે એ વાત ધ્યાનમાં જ આવતી હોય તો આપણને અત્યારે આ તપાસ કરવાનું કારણ પણ છે શું ?"

જે માણસે પ્રથમથી જ આ વાતમાં તપાસ કરવાની સૂચના કરી હતી એ બોલ્યો.

"આવો. આપણે બીજી તપાસ કરીએ."

"હા."

"તે શું ?"

"પહેલું આ મંદીરમાં કોણ દાખલ થયું. ક્યાંથી દાખલ થયું. અને પછી એ દાખલ થનાર ગયું ક્યાં ?"

"હા, એ બરાબર છે. એથી આ વાતનો નીર્ણય કરતાં વાર લાગવાની નથી."

આવો ઠરાવ થતાં બધા પગલાં તપાસવા લાગ્યા.

પહેલાં જે પગલાં જોવામાં આવ્યાં તે કોઈ સ્રીના હતાં. આ પગલાં થોડેક દૂર જતાં બંધ થતાં હતાં. પાછળ કોઈ પુરૂષના પગલાં હતા. એ પણ થોડેક દૂર જતાં બંધ થતાં હતાં. બીજા કોઈનાં પગલાં આ રસ્તા ઉપર હતાં નહીં. આ દેખાવ જોતાં એક માણસ બોલ્યો.

"એક સ્ત્રી ને એક પુરૂષ સિવાય આ મંદીરમાં બીજું કોઇ આવ્યું હોય એમ જણાતું નથી."

"અને આવનાર સ્ત્રી-પુરૂષ એ મંદાકીની અને કુમાર જ હોવા જોઇએ."

"હા, એના સિવાય સ્ત્રી પુરૂષનાં બીજાં પગલાં નથી."

આમ બોલીને આ વાત કરનારો માણસ પગલાં પાસે આવ્યો. ધારી ધારીને એ પગલાંને જોવા લાગ્યો. અને પછી જ એણે કુમાર અને મંદાકીનીના પગ જોયા. પછી પાછો વિચાર કરવા લાગ્યો. વિચાર કરતાં કરતાં એને એ વાત બરાબર નકકી લાગી કે કુમાર અને મંદાકીની બે જ અહીંયાં આવ્યાં છે. અને ગમે તે કારણ બન્યું હોય, પણ બનાવનું કારણ પણ એ બે જ જણાં છે. આમ વિચાર કરીને એ કહેવા લાગ્યો.

"ગમે તેમ હોય પણ આ બનાવ આ ત્રણ જણમાં બનેલો છે. કુમાર અને મંદાકીની સિવાય અહીંયા બીજુ કોઇ આવ્યું જણાતું જ નથી માટે કોઇ પણ તકરાર થઇ હોવી જોઇએ. અને એના પરીણામે આ બનાવ બન્યો છે."

"પણ ગુરૂદેવ સામે તકરાર કરનાર હોય કોણ ? કોની મજાલ છે કે ગુરૂદેવને ઉતર પણ આપી શકે ?"

"ક્રોધ, વહેમ અને વેર."

ગમે તે હોય, પણ આ વાત તો છે મુંઝવણથી ભરેલી."

"હા, બરાબર છે."

આ વાતચીત થતી હતી ત્યાં એક માણસ કટારનું મ્યાન લઇને આવ્યો અને બોલ્યો.

"આ રહયું કટારનું મ્યાન"

મ્યાન એક માણસે હાથમાં લીધું અને એણે એ મ્યાન ધારી ધારીને જોયું. પછી બોલ્યો.

"આ મ્યાન તો કુમારની જ કટારનું છે. અવશ્ય કુમારના હાથે જ આ બનાવ બન્યો છે."

"કુમારના હાથે?"

"હા. જુઓ કુમારે દૂરથી ગુરૂદેવને કટાર મારી લાગે છે અને એ ભાગવા જતાં ગુરૂદેવના હાથે જ એનો અંત આવ્યો છે. જો એ ભાગવા ન ગયો હોત તો ઘા એની છાતીમાં હોત."

"પણ આ મંદાકીની?"

"એણે આપઘાત કર્યો લાગે છે."

"નહીં આ વાતમાં હજી વધારે તપાસની જરૂર છે."

"ઠીક છે. આપણે વધારે તપાસ કરીશું. એ સાથે મારી એક બીજી સૂચના છે. આપણે હમણાં આપણા આવેશને દાબી રાખવો. અને મહારાજાના મહેલમાં બધાએ છુપા વેશે પથરાઇ જવું. મહેલમાંથી કોઇ ને કોઇ વાત આપણને જરૂર મળશે. પછી શું કરવું તે આપણે બીજી વખતે ભેગા થઇ નક્કી કરશું."

"હા એ જ ઠીક છે."

આવો નીર્ણય કરી બધા છુટા પડયા. મૃતદેહને માનથી અગ્ની સંસ્કાર કરવામાં આવ્યો અને ગુરૂના માણસો છુપી જાસુસી કરવા રાજાના મહેલમાં આવવા જવા લાગ્યા.

# પ્રકરણ ૩૦ મું.

સંસારમાં ધર્મ શબ્દ એવો વ્યાપક અને વિશાળ છે કે જેની વ્યાખ્યા કરવી અશકય છે. એ સાથે ધર્મ પરની શ્રધ્ધા કોઇ એવી શકિત ધરાવે છે કે એના સામે થવું, એમાંથી સાચો સાર કાઢવો, શ્રધ્ધાળુ માણસને સાર મેળવવો એ મુશ્કેલી ભર્યું થઇ પડે છે. સંસારમાં સૌથી વધારે તેજસ્વી, અને સૌથી વધારે અંધકારમય તે ધર્મ પરની શ્રધ્ધા છે.

માણસના મનમાં જે ધર્મ પર શ્રધ્ધા હોય, જે ધર્મની માન્યતા હોય, એને એની માન્યતાથી પાછો વાળવો એ વેગમાં વહેતી નદીને પાછી વાળવા સમાન અઘરૂં કાર્ય છે. ધર્મ પરની શ્રધ્ધા જે જુવે તે તમામ સત્ય અને પ્રકાશમય જ જુવે છે. એને પોતાના ધર્મમાં કશું વાંધા-ભર્યું કે અવગણના કરવા જેવું દેખાતું નથી જ્યારે આવા

માણુસને ઉપદેશ કરવામાં આવે છે ત્યારે શ્રધ્ધાળુ માણુસ આવા ઉપદેશને સામનો કરે છે. અને પોતે જે માને છે તે જ સાચું છે એવો દુરાગ્રહ રજુ કરે છે. એટલું જ નહી પણુ ઘણી વખત તો એવા બચાવ કરવામાં આવે છે કે પાપ પણુ પુન્યમાં લેખાય અને ઓળખાય. એક ધર્મનો ધર્માચાર્ય ગમે તેવા કુકર્મ કરતો હોય, છતાં એના અનુયાયી એ કુકર્મ તરફ આંખ મીંચામણુા કરે છે, આંખ મીંચામણુા કરે એ તો ઠીક પણુ જ્યારે કુકર્મને પણુ પ્રભુની અકળ કળા તરીકે ઓળખાવવામાં આવે ત્યારે? ઘણુા એવા ધર્મ શ્રધ્ધાળુ છે કે પોતાના ધર્માચાર્યો જે કાર્ય કરે છે. તે તમામ ઇશ્વરી લીલા માને છે. પછી એ કાર્યમાં મદીરાપાન, વ્યભીચાર, કે ધર્મના નામે પૈસાની લુંટ કાં ન હોય? આવા કાર્યને પણુ શ્રધ્ધાળુ જો ઇશ્વરી લીલા બતાવે તો એવા માણુસને સમજાવી કેમ શકાય?

ધર્મ પરની શ્રધ્ધા આવું જ પરીણુામ લાવે છે. અજ્ઞાન માણુસો પાપમાં પણુ પુણ્ય જુવે છે. પોતાના ઉપર પરંપરાથી પડેલી ધર્મની છાપ એને આગળ પાછળ જોવા દેતી નથી. અને જેને પોતાનાં કુળો માનતા આવ્યા છે, બાપદાદા જેને સ્વીકારતા આવ્યા છે એના પર વીશ્વાસ રાખી અજ્ઞાન માણુસો પોતાના ધર્મગુરૂ ઉપર પોતાનું જે કાંઇ હોય તે ન્યોચ્છાવર કરે છે.

આમાં એવા અજ્ઞાન માણુસોનો કાંઇ દોષ પણુ નથી. કારણુ કે એની શ્રધ્ધા એવી જ છે. મૃત્યુ પછીનો મોક્ષ અને એ મોક્ષ માટે પોતાનું સર્વસ્વ ગુરૂદેવના માટે ફના કરવું. ધર્મ ઉપર કુરબાન કરી નાખવું એવી માન્યતા જ્યાં સજ્જડપણે ઘર કરી ગઇ હોય ત્યાં થઇ જ શું શકે? આવા ભોગ

આપનારા આવી રીતે ગુરૂ દેવના ચર્ણમાં પોતાનું સર્વસ્વ—તે ત્યાં સુધી કે એમાં પોતાના કુટુંબની સ્ત્રીઓનું પવિત્રપણું પણ આવી જતું હોય—આપી દેવા તૈયાર હોય, એમાં જ પોતાનો મોક્ષ અને મૃત્યુ પછીની મુક્તિ માનતા હોય ત્યાં થઇ શું શકે? જ્યાં આવો ઉદ્દાર ધર્મ હોય, જ્યાં સ્વર્ગ અને નર્ક તૃષ્ણા પર માણસોનો આધાર હોય, આંખ બંધ થયા પછી જ બધું જોવાનું અને મેળવવાનું હોય એવા માણસોને સમઝાવી શકવા એ સહેલી વાત નથી. આવી વાતો હજી પણ હીંદમાં ચાલુ છે. હજી પણ ઘણા સ્થળે ધર્મમાં આવા પાખંડો ચાલ્યા કરે છે. અને એ પાખંડને ઇશ્વરી કળા સમઝનારા, ઇશ્વરની લીલાથી ભળનારા અજ્ઞાન માણસો ઓછાં નથી.

આવા એરોપ્લેનની ગતીથી આગળ વધતા યુગમાં જ્યારે આવી અજ્ઞાનતા અસ્તીત્વમાં છે ત્યારે હઝારો વર્ષની પહેલાંની વાત તો કરવી જ ક્યાં? જે જમાનામાં ગુરૂનો બોલ એટલે ઇશ્વરનો બોલ, ગુરૂની આજ્ઞા એટલે ઇશ્વરની આજ્ઞા એવી શ્રધ્ધા હોય.

આપણી વાર્તાના મૃત્યુ પામેલા ગુરૂનો પણ આવો જ દંભ હતો. એણે પોતાના શ્રધ્ધાળુ માણસોને આવી જ સત્તામાં લીધા હતા અને રાજધાનીમાં રાજા શકતીવર્માની સત્તા નહી પણ ગુરૂની સત્તા ચાલતી હતી.

ગુરૂની સત્તાનું એક દ્રષ્ટાંત અત્યારે પણ રશીયાનો રાસપુટીન આપી રહયો છે. રાણી ઝરીનાને પોતાના કબ્જામાં લઇ આખા રશીયામાં એક પ્રકારની હીલચાલ મચાવનારો એ એક જ રાસપુટીન હતો કે જેના વાકયમાં પ્રબળ શકિત હતી, આંખમાં અજબ ચમકાર હતો, ઇચ્છા-

રતથી આગ લગાડવાને જે સમર્થ હતો, આગલા યુગનું તો પૂછવું શું ?

પણ છેવટે ગુરૂ ગયો. મૃત્યુના પંથે પડ્યો. પણ એના મરવાથી આ આગ ઓલવાઇ નહીં. એ આગના તણખા જ્યાં ત્યાં જઇને ભડકાનુ રૂપ લેવા લાગ્યા. અંતે ગુરૂના શ્રધ્ધાળુઓનું એક મંડળ સ્થપાયું અને મહારાજા શકતીવર્માંના મહેલમાં શુ થાય છે એના પર દેખરેખ રાખવા લાગ્યું.

મંડળના માણસો રાજમહેલમાં રખાઇ ગયા. વેરાઇ ગયા. રાજકાજમાં છુપી રીતે ભળી ગયા.

રાણી પણ પોતાનું વેર વાળવાને અવનવા વિચારો કરવા લાગી, રાણી કનકલતાના સલાહકારો રોજ રાણી પાસે આવતા અને રાણીને નવી નવી યુકતીઓ બતાવતા. આ યુકતીઓ મહારાજાથી છુપી રહેતી નહી. કારણ રાણીના આ મંડળને ખરી સ્હાયતા મહારાજા શકતીવર્માંની જ હતી. મહારાજાની સ્હાયતાથી રાણી અને એના મંડળમાં ભળેલા અને ભળનારા પોતાના દીવસો સુખમાં પુરા કરતા. એક વખત મહારાણીના ગુપ્ત સંકેત સ્થાનમાં લક્ષવી પ્રજાના માણસો ભેગા થયા. મહારાજાનો નાશ કેવા પ્રકારે કરવો, મહારાજાના નાશ માટે શી શી યુક્તિઓ કરવી એના માટે માણસો ભેગા થયા. પછી રાણીએ પુછ્યું.

"હવે શું કરશું ?"

"મહારાજાનો નાશ."

"મહારાજાનો નાશ કરવો એ વાતમાં તો પ્રશ્નને સ્થાન જ નથી. પણ એનો નાશ કરવો કેવી રીતે ?"

"આજે રાતના."

"આજે રાતના ? આજે રાતના કેવા પ્રકારે ?"

"તમારા હાથથી."

'મારા હાથથી ? મારા હાથથી હું મહારાજાનો નાશ કેવી રીતે કરીશ ?"

"તમો મહારાજાને આજે શયનખંડમાં નોતરો. એમને તમારા આવાસમાં રાખો અને સમય મળતાં કટારથી કામ લ્યો."

"એમ કરતાં પકડાઇ જવાનો ભય રહે છે."

"એમાં ભય શાનો ?"

"મહારાજા એકલા એકાંતમાં આવતા નથી."

"એકાંતમાં લાવો."

"અને પછી ?"

"પછી ? પછીના શબ્દો શું અમારે સમજાવવા જોઇશે ? રાણી, પછીનું કામ તમો પુરૂં કરી નાખો."

"નહીં, આ કામ મારા હાથે નહી થાય !"

"કેમ ! તમો ડરો છો. તમોને તમારા પતિ વધારે પ્રિય છે નહી ? પણ રાણી ! પતિ કરતાં તમારી જાતિનો વિચાર કરો."

"જે બાળક, અને સ્ત્રીના પ્રાણ ગયા છે એના તરફ દ્રષ્ટી દોડાવો. તે દિવસે લીધેલી પ્રતીજ્ઞા શું તમોને યાદ નથી ? એ નિર્દોષ બાળકનો ઘાત હજી હવામાં પોકારો કરી રહયો છે."

"શું પોકાર કરી રહયો છે?"

"એ જ કે મારા ખુનનો બદલો લ્યો, બદલો લ્યો."

"બરાબર છે. પણ આ પુણ્યકાર્ય મારા હાથે કરવાનું રહેવા દયો."

"પુણ્ય કાર્ય કરવામાં તમોને હરકત શું છે? વાંધો શું છે?"

"વાંધો કાંઇ નથી. પણ હું એક બીજી વાત કહેવા માગું છું."

"તે શું?"

"આપણે બધા ભેગા મળીએ."

"પછી?"

"એવો માર્ગ કાઢીએ કે મહારાજાનો નાશ કરતાં વાર ન લાગે."

આ વાત કોઇને રૂચી નહી. અને વીવાદ વધતાં એક માણસ બોલ્યો.

"મારૂં તો એવું સુચન છે, કે આ કામ આપણા સહાયકના હાથમાં આપો. એના જ હાથે મહારાજાનું મૃત્યુ થાય એવો માર્ગ કાઢો. કારણ કે મહારાજાનો નાશ કરવાનું મહા પૂણ્ય–કામ એનાથી જ થશે. એના જ હાથે આ કાર્ય થવું જોઇએ. કારણ કે બાળકના લોહીને હાથમાં લઇ પ્રતીજ્ઞા કરનાર એ જ માણસ હતો. માટે આપણા સહાયકને આ કામ કરવાને તૈયાર કરો."

વાત કેવી હતી, મહારાજાને પોતાને જ આ કામ સોંપવાનું હતું, મહારાજાનો નાશ અને તે પણ મહારાજાને હાથે જ થાય એમ આ બધા માણસોમાં સુચન થઇ રહ્યું હતું. આ માણસોનો, આ મંડળનો ખરો સહાયક મહારાજા શકતીવર્મા પોતે જ હતો. શકતીવર્માના હાથે જ શકતીવર્માના નાશની વાત થઇ રહી હતી. રાણીને આ વાત ગમી. એ બોલીઃ

"આપણે આપણા સંકેતસ્થાનમાં એને બોલાવીએ, અને પછી મહારાજાના નાશ માટે એને તૈયાર કરીએ."

બધાને આ વાત ગમી. અને બીજી વખતે બધાએ પોતાના સંકેતસ્થાનમાં મળવાની ગોઠવણ કરી. આજની બધી વ્યક્તિઓ છુટી પડી. અને સંકેતથી બધાને ગુપ્તસ્થાન પર ભેગા થવાના આમંત્રણો મોકલવામાં આવ્યાં.

બીજી તરફ ગુરૂના માણુસો પણ ભેગા થયા. એમનામાં પણ અનેક પ્રકારનો વિવાદ થયો. એ લોકોએ જે છુપી ખબરો મેળવી એથી એમ નીર્ણય થયો કે આ વાતમાં મુખ્ય જવાબદાર કન્નરીવીહારની પ્રજા છે. કારણ કે મહારાણી કનકલત્તા ત્યાંની છે અને તેથી જ ગુરૂદેવને પોતાના ધર્મનો બચાવ કરવાની જરૂર પડી હતી. ધર્મનો બચાવ કરતાં કરતાં એ આ લોક છોડીને ગયા, માટે આપણે જઇને કન્નરી-વીહારના માણુસોથી બદલો લઇએ." આ વાતનો એક માણુસે વિરોધ કરતાં કહ્યું.

"કન્નરીવીહારને આમાં દોષીત ગણવા જેવું નથી."

"કારણ ?"

"મહારાજાનો નાશ કરનાર કુમાર છે."

"હા એ વાત ખરી, પણ મહારાજાની પુત્રી પણ સાથે છે એ ભૂલવાનું નથી. મહારાજાની પુત્રી મંદાકીનીની શીખવણી અને સમજાવટથી કુમાર દેવના સામો થયો હશે એથી જ આવું પરિણામ આવ્યું છે."

"બરાબર છે. બરાબર છે."

"અને બરાબર નહીં હોય, તો પણ આમ કરવાથી બરાબર પરિણામ અને સાચી વાત બહાર આવી જશે."

"વારૂ, તો આપણે બધા કન્નરીવીહાર તરફ ચાલો. અને પછી બધું જોઇ લેવાશે."

"અહીં મહારાજાના નાશની વાતો, ત્યાં કન્નરીવીહાર પર ફરી પાછો અત્યાચાર."

કન્નરીવીહાર પર રોજને રોજ નવી આફતો આવવા લાગી. રોજને રોજ લોકોમાં વધારે ને વધારે ચિંતા અને ગભરાટ ફેલાવા લાગ્યો.

આ વાતની ખબર મહારાણીને મળ્યા વગર રહી નહી. આ ખબરથી મહારાણી વધારે ક્રોધમાં આવી અને જેમ બને તેમ મહારાજાનો નાશ જલ્દી કરવાના સ્વપ્નાં સેવવા લાગી.

"હવે એ સમય આવ્યો કે રાણી અને લક્ષ્મીના ગુલામ માણસો સંકેતસ્થાન પર ભેગા થયા. બધા ભેગા થતાં રાણી ગર્જીને બોલી.

"સરદારો ! આપ સૌ જાણો છો. મહારાજા કન્નરી-વીહારમાં અત્યાચાર કરાવે છે તે ?" આ વખતે શકતીવર્મા પણ છુપા વેશમાં ત્યાં હાજર હતો. એ કહેવા લાગ્યો.

"તો પછી એના નાશનો માર્ગ શા માટે લેતા નથી ?" મહારાણીએ વળતો ઉત્તર આપતાં કહ્યું. "મહારાજાના નાશ માટે તો આપણે અહીંયા બધા ભેગા થયા છીએ. પણ એનો નાશ કરવો કેવી રીતે ?"

"ભર દરબારમાં, કચેરીમાં."

"એ બનવું અશકય છે !"

"કેમ કાંઇ ડર લાગે છે ? આપની આજ્ઞા હોય તો આ કામ હું મારા માથે લેવા તૈયાર છું."

"નહીં, આવુ સાહસ કરવાની અમો અનુમતી આપી શકતા નથી, કારણ કે એમ કરવાથી વીંટંબણા

વધવાનો સંભવ છે."

"તો પછી કોઇ બીજો રસ્તો કાઢો."

"હા, એમ જ કરવાનું છે. પણ એમાં ઝાઝા માણસોની જરૂર નથી. એક જ માણસ એના માટે બસ છે. જો જાનથી જાય તો એક જ માણસ, એક જ મુંગે મોંઢે પોતાના પ્રાણની આહુતી આપી દે. જેથી આ મંડળ ઉપર કશી આફત આવે નહીં."

"પણ એવો માણસ તૈયાર છે કોણ?"

"અમો બધા તૈયાર છીએ."

"બધાનું ત્યાં કામ જ નથી, એક જ માણસ જોઇએ."

શકતીવર્મા વિચારમાં પડયો, થોડીવાર વિચાર કરીને એ બોલ્યો, "હું કહું તેમ કરો?"

"શું કરવાનું કહો છો?"

"જુઓ, આપણા બધાની તલવારોનો ઢગલો કરો, એક માણસને પાટા બાંધો. પછી એ માણસને તલવારના ઢગલામાંથી એક તલવાર ઉપાડવાનું કહો. જેની તલવાર એના હાથમાં આવે એ માણસ જ મહારાજાનો નાશ કરે."

"વાહ! વાહ! આ યુકિત બરાબર છે."

એ જ વખતે એક માણસની આંખે પાટા બાંધવામાં આવ્યા. માણસની આંખે પાટા બાંધ્યા પછી બધા સરદારોએ પોતાની તલવારનો ઢગલો કર્યો રાણીએ પણ પોતાની તલવાર આ ઢગલામાં મુકી દીધી. મહારાજા શકતીવર્માએ પણ પોતાની તલવાર ઢગલામાં ભેળવી. આ વખતે બધા સરદારો ઉત્સાહમાં હતા અને સૌ કોઇ એમ માનતા હતા કે, "મારી તલવાર આવે તો કેવું સારૂં?"

બધાની આતુરતા વચ્ચે પેલો આંખે પાટા બાંધેલો માણસ ત્યાં આવ્યો અને તલવારના ઢગલામાં હાથ નાખી

એક તલવારની પસંદગી કરવા લાગ્યો. બધા સરદારો એ માણસની ચેષ્ટાથી આતુર આતુર થતા હતા. પેલા માણસે એક તલવાર ખેંચી કાઢી અને બધાના સામે ધરી. આ તલવાર મહારાણી કનકલતાની હતી. મહારાણી કનકલતાની તલવાર પર પસંદગી ઉતરતાં બધા આવેશમાં આવી ગયા. એક માણસ કહેવા લાગ્યો.

"રાણી! મહારાજાનો નાશ તમારા હાથે જ નીરમાણુ થયો છે. અમારા તમોને અભિનંદન છે." આમ બોલીને એ સરદારે રાણીને અભિનંદન આપ્યાં. અને બીજી જ પળે રાણીના ગળામાં ફુલની માળા પહેરાવવામાં આવી. રાણીના આનંદનો પાર ન રહયો. પોતાના પતિનો નાશ પોતાના હાથે જ થશે આ વિચારો પોતાના મનમાં આવતાં રાણી ગર્વથી હર્ષઘેલી થઇ ગઇ. મહારાજા શકતીવર્માએ રાણીને કહ્યું.

"મહારાણી તમારી તો આ દિવસો પરની ઇચ્છા હતી."

"હા, અને એ ઇચ્છા પુરી થવાનો સમય હવે આવી પહોંચ્યો છે."

"પરમાત્મા તમારી ઇચ્છા પુરી કરો."

"અસ્તુ. આપનો ઉપકાર."

રાણી પોતે જ પોતાના પતિનો નાશ કરવાને તૈયાર થઈ અને જે સમય જતો હતો એ સમયમાં એક નવો જ રંગ જામવાની નોબત વાગતી હતી.

# પ્રકરણ ૩૧ મું

મહારાજાનો નાશ કરવાની રાણી કનકલતાની ઇચ્છા હતી. એ ઇચ્છા આજે પુરી કરવાનો સમય આવી પહોંચ્યો હતો. રાણી મનમાં ને મનમાં ખુશી થતી હતી. પોતાના જ હાથે પોતાના સ્વામીનો નાશ, આ પણ એક વીચીત્ર ઘટના હતી. હીંદુસ્તાનમાં તો સ્ત્રીઓ પતિને પુજે છે. પતિને પરમેશ્વર માને છે. પતિને પરમેશ્વર માનનારી આજે પતિને હણવા તૈયાર થઇ હતી. આર્ય ભાવના, આર્ય સંસ્કૃતિ, આર્ય રમણીના હૃદયમાં ઉછળતો પતિ પ્રેમ, પતિ પ્રેમ માટે સંસારને ભુલી જનારી સ્ત્રી આજે આ શું કરવાનો વિચાર કરતી હતી! કેવા માર્ગમાં વિચરી રહી હતી.

ઘણાં હૃદય એવાં થાય છે કે એમનામાં એક પ્રકારની ધૂન હોય છે. પોતાને જે સત્ય વાત લાગે એમાં જ એ પોતાનું

સાર્થક સમઝતાં હોય છે. રાણી પણ એક પ્રકારના ધુનવાળી હતી. મહારાજાનો નાશ કરીને એ જીવવા નોહતી માગતી. મહારાજાની જ ચીના પર ચઢીને સતી થવાની એણે મનથી જ પ્રતીજ્ઞા કરી હતી. પોતાના સંસારને સળગાવી એમાં પોતે પણ સળગી જવા માગતી હતી. પરંતુ આ કાર્ય કરવામાં રાણી શું વ્યાજબી હતી ? આ કામ કરવામાં એ શું ન્યાયનું કામ કરતી હતી ? નહી, આ વાતની એને ખબર જ કયાં હતી ? એ તો એમ જ જાણુતી હતી કે મહારાજા અન્યાયી છે. મારી જાતીના શત્રુ છે. શત્રુનો શીરચ્છેદ કરવો એમાં અન્યાય નથી. પાપીને જીવતો રાખી બીજાને દુઃખમાં રીબાવવા કરતાં એનો અંત આણવો એ જ વધારે હીતકરતા છે.

રાણી આવા મનોરથોમાં મસ્ત હતી, એના મનમાં આજથી જ આ સંસારમાં અંધકાર ફેલાઇ ગયો હતો. આજથી જ એ પોતાના સુખી સંસારનો અંત આવ્યો હોય એમ સમજતી હતી. આજે રાતના તો એ ભયંકરમાં ભયંકર કામ કરી પોતાની જાતને પણ સાથે કાળના હાથમાં સોંપી દેવાની હતી. રાણીનો સસાર સળગી ગયો હોવા છતાં એ અત્યારે આનંદમાં હતી.

ધીરે ધીરે સાંજ થઇ ગઇ. અત્યારે રાણી પોતાની સખીઓ સાથે રાજ ઉદ્યાનમાં આવી; કેવળ સંસારનો છેલ્લો આનંદ લેવા.

આજે વસંત ઋતુની વધાઇ હતી. વસંતને વધાવવા તરૂ અને તરૂલત્તાઓ અજબ અટખેલીયાં કરતી હતી. વેલી વૃક્ષને વીંટળાઇ ગઇ હતી. કુમુદીનીનું હૃદય ફાટફાટ થતું હતું. કમળપત્રો જળ પર જળવીહાર કરી રહ્યા હતા. પવન પણ દશે દીશામાં ઘૂમી ઘૂમી અવનવા સંદેશા લાવતો

હતો. રાજની દરેક રમણીઓની સ્થીતિ ઉદ્વેગવાળી હતી. એમના પગમાં જાણે કોઇ જાદુગરની બસી છૂપાઇને વાગતી હતી. રમણીઓ આજે મંદ ઝરતી હાથણીઓ થઇ ગઇ હતી. એમની આંખો વગર આંજયે અણીયાળી હતી. ભંમર જાણે ઇંદ્રધનુષ પ્રમાણે ખેંચાઇ રહ્યા હતા. છાતીના ભારથી કમર લચકાતી હતી અને એ મદની ચાલ જોતાં ઘેલા મનુષ્યો વધારે ઘેલાં થતાં હતાં.

રાણીએ આજે ઉત્સવ આદર્યો હતો. ઉત્સવમાં નગરની તમામ રમણીઓને નોતરી હતી. દરેક ઓધ્ધેદારની સ્ત્રી નવલા સાજ સજી મનગમતી રીતે મનમંથને મનાવવા મથી રહી હતી. આજે આ પૃથ્વિએ આકાશનું રૂપ લીધું હતું. રાજબગીચામાં હજારો તારલીયા ચમકતા હતા. વચ્ચે વચ્ચે મહારાણી કનકલત્તા સોળે કળાથી ખીલી રહી હતી. આનંદમાં તરબોળ હતી. અને આ આનંદ શાનો હતો ?

પોતાના પતિના નાશનો. આજે એ પોતાના પતિનો નાશ કરનાર હતી. પતિ નાશનો આનંદ ? કેવી વિપરીત વાત. કેવી ઉલટી ઘટના, કેવી ન મનાય એવી યુકિત. રાણી પતિનો નાશ કરવાના કોડમાં હતી. અને એ કોડ પુરા કરવા પહેલાં આજે તે વસંતનો આનંદ લુંટી રહી હતી. એક દીવસનો વસંતોત્સવ આપણે જોઇ ગયા છીયે. તે દિવસના ઉત્સવમાં રાણીનો પોષાક કાળો હતો. આખા ઉદ્યાનને કાળા વસ્ત્રો પહેરાવ્યા હતા. રાણીએ પોતે પણ કપાળમાં કાળો ચાંદલો કર્યો હતો અને આજે ?

આજે તો રાણી આનંદમાં હતી. આખો રાજમહેલ આનન્દમાં હતો. સ્થળે સ્થળે કસુંડા રંગની છોળ ઉછળતી હતી. જયાં ત્યાં કેસુડા રંગના ફુલો ખીલી રહ્યા હતા. રાજમહેલને સ્થંભે સ્થંભે કેસુડાના ફુલો અવનવી કહાણીઓ જાણે કહેતા હતા. સ્થળે સ્થળે ફુલોની ફુલમાળા ઝુલી રહી હતી.

આજની રાતનો આનંદ મહારાણી માટે છેલ્લો જ આનંદ હતો. ઉત્સવ છેલ્લો જ ઉત્સવ હતો. છેલ્લો ઉત્સવ ઉજવવાને મહારાણી અલૌકીક ઉત્સાહથી પગલાં ભરી રહી

હતી. પાછળ સખીઓ, સહચરીઓ અને નગરનારીઓના ટોળે ટોળાં હતાં. આમ રાણીને મસ્તમાં જોઇ એક તરફથી રાગણીનો અવાજ આવવા લાગ્યો. કોઇ ધીમા પણ મધુરા અવાજે ગાતું હતું.

સુકોમળ મૂખ છબીથી ચાંદનીને પણ ખૂશાલી છે
નથી આંખો મદિરાની છલકતી બેઉ પ્યાલી છે
અરે આ ગાલના જેવી ગુલાબોમાં ન લાલી છે
લતા યૌવન તણી કેવી અલૌકીક પુલીફાલી છે
પુલની પુલમાળા જેવી લચકે કમર તારી
લચકે કમર તારી, લચકે કમર તારી—

* * * *

પગલા ભર હુળવે પ્યારી આશા કચરાય મારી-પુલની પુલ-

આ ગાનથી રમણીઓમાં હર્ષની હેલી જામી. ચારે તરફથી આનંદના પોકારો આવવા લાગ્યા. વાહ વાહના શબ્દોથી આખું ઉદ્યાન ગર્જી ઉઠયું. ગાનારીનું ગાન આગળ વધ્યું.

મદલી ચાલથી તારી કમર લચકાય છે વ્હાલી
અરે એ જોઇને મારૂં હૃદય વલખાય છે વ્હાલી
નથી સમઝી શકાતું આ અરે શું થાય છે વ્હાલી
મને 'શયદા' કરીને તુ હવે કયાં જાય છે વ્હાલી
પુલની પુલમાળા જેવી લચકે કમર તારી.
લચકે કમર તારી, લચકે—
પગલાં ભર હુળવે પ્યારી આશા કચરાય મારી

આ ગાન ચાલતું હતું, મસ્તી હતી, એવામાં એક સહચરી બોલી :

"રાણી આજે તો આપે હદ જ કરી છે."

"શાની ?"

"રસની, મસ્તીની, શ્રંગારની, સજાવટની."

બીજી આ શબ્દો સાંભળતાં બોલી :

"ખરૂં કહ્યું."

"શું ?"

"પણ નહીં, હું નહીં બોલું."

"ન બોલવાનું કારણ ?"

"મારે બોલવું નથી."

"પછી ?"

"તમારૂં સૌન્દર્ય જ જોવું છે. જરા મારા સામું જોઇને જ તમો ઉભા રહો. તમારી આંખમાંથી વરસતા તારા તીરથી મને એકલીને વીંધવા દયો.

ભાન ભૂલી જાય પોતે ધીરનાર જે ધીર છે
આંખડી છે એક આ એમાં હઝારો તીર છે.

"આજે તો હું તીર વરસાવવાને જ આવી છું."

"તો અમો વીંધવાને તૈયાર છીએ."

"તું વીંધશે ?"

"હું એક જ નહીં. બધો નારી વર્ગ."

"પણ નારીના નયન તીરથી નારી તે વીંધાતી હશે?"

"હા. તું પોતે જો અરીસામાં જોશે તો તું ય વીંધાઇ જશે. માટે જાળવજે. અરીસા પાસે જતી નહિં. નહીં તો ન થવાનું થશે."

"આ સ્થીતિ જો મહારાજા જુએ તો."

"એ તો જીવતાને જીવતા સ્વર્ગમાં પહોંચી જાય."

"હા. આજે હું મહારાજાને સ્વર્ગનો આનન્દ કરાવાની છું."

"મહારાજાને સ્વર્ગનો આનન્દ ! આશ્ચર્ય."

'આશ્ચર્ય શા માટે ? શું એ મારા પતિ નથી ?'

"પતિ તો છે. પણ યાદ છે એ દિવસનો બનાવ ?"

"કયા દીવસનો."

"મહારાજા આવ્યા હતા. અને તું અવળું મુખ કરીને ઉભી રહી હતી તે. કેમ ! યાદ નથી. ભૂલી ગઇ ?"

"એ દીવસનો બદલો હું આજ બરાબર વાળી આપીશ."

"જરૂર વાળી આપજે.'

"અને આવતી કાલે અમોને કહેજે."

"શું કહું ?"

"આજ જે આનન્દ કરે એની કહાણી."

"એ કહાણી તે કાંઇ કહેવાતી હશે."

"અમને નહીં કહે તો કહેશે કોને ?"

"કોઇ બીજી સૃષ્ટીની સખીઓને."

"શું કહ્યું ? બીજી સૃષ્ટીની સખીઓને ?"

"હા. હું આવતી કાલે બીજી સખીઓના સહવાસમાં જઇશ."

"અમને મૂકીને ?"

"અવશ્ય."

"તો પછી તારો આ સ્નેહ શા કામનો ? આ આનન્દનો અર્થ શો ?"

"અર્થ તમારે કરવો હોય તે કરો, પણ આવતી કાલે હું જુદી જ દુનીયામાં જઇશ. જુદી જ સખીઓમાં વાસો કરીશ."

"હા. હા. સમજી, સમજી."

"તું શું સમજી ?"

"આવતી કાલે તારી સખીઓ કોણ હશે તે."

"મારી સખીઓ કોણ હશે ?"

"પતીદેવની આંખો, પતીદેવની હુંફાળી ગોદ. એમની સુવાસીક વાણી. રસ ઝરતી પ્યાલીઓ. તેજ વરસાવતી દીપીકાઓ, મધુરઝની, ચાંદની, કોયલના ટીહુ ટીહુ ટહુકાર, આ બધામાં તુ હશે એ બધા સખીગણ રૂપે તારા સાથે આવશે. કેમ ખરૂં કે નહિ ?"

"નહિ."

"તો પછી."

"કાલે મારા માટે હશે સ્વર્ગ, સ્વર્ગલોક, સ્વર્ગ લોકનો આનન્દ. હું સ્વર્ગલોકમાં આનન્દ કરીશ. સ્વર્ગસદનમાં વાસો કરીશ."

"અને એ સદનમાં દેવમૂર્તી પણ હશેને ?"

"હશે."

"કોણ ?"

"એનું તારે શું કામ છે ?"

"વાહ ! મારે કામ નથી. મારે કામ નથી તો પછી કામ છે કોને ? શું તું તારા દેવના દર્શન અમોને નહીં કરાવે ?"

"તમે સ્વર્ગમાં આવો ત્યારે મારા દેવના દર્શન કરજો."

"અમો તારા સાથે જ આવશું."

"ત્યાં અવાય તેમ નથી."

"કારણ ?"

"કારણ કે પંથ બહુ જ વસમો છે."

"પ્રેમ અને સ્વર્ગનો પંથ નીરંતર વસમો હોય છે એ અમારા જાણવામાં છે. જાણ બાહેર નથી." આ વાત ચાલતી હતી ત્યાં પ્રતીહારીએ આવીને સમાચાર આપ્યા કે, "મહારાજા પધારે છે."

"મહારાજા પધારે છે?" રાણીએ સામો પ્રશ્ન કરતાં કહ્યું. પ્રતીહારી બોલી, "હાજી" આવો ટુંકો ઉત્તર આપીને ચાલી ગઇ અને બીજી જ પળે મહારાજા શકતીવર્મા રાણીની પાસે આવ્યા.

મહારાજાના આવવા સાથે બધી સખીઓ અને નારીગણ આગળ પાછળ થઈ ગયા. અલોપ થઇ ગયા. રહ્યા બે જ. રાણી કનકલતા અને શકતીવર્મા. રાણી આ સમયે કશું ન બોલી શકી. એ હતી ત્યાંની ત્યાં જ જેમ ઉભી હતી તેમ જ. એ જ સ્થીતિમાં ઉભી રહી. મહારાજા બોલ્યા.

"રાણી આજે મારી અંતીમ રાત્રી છે."

રાણી ચમકી. એના હૈયામાં એક કંપ થયો, એ બોલી ન શકી. મહારાજા બોલ્યા, "આજની અંતીમ રાત્રીએ તમારા દર્શન કરવા, તમારો ઉત્સવ જોવા હું આવ્યો છું. આવી રીતે મારૂં આવવું એ એક પ્રકારનો વિવેકભંગ છે. પણ એ વિવેકભંગ કરવાને કેમ હું આકુળવ્યાકુળ થયો એ સમજાવી શકતો નથી. આપ ધારો તો મને મારા અવિવેકની શીક્ષા કરી શકો છે." રાણીએ આંખોની કમાન ખેંચી અને જુદો જ પ્રકાર કરી બોલી. "હું શીક્ષા કરીશ આજે રાતના."

"હું પણ એ જ ઇચ્છું છું. એમાં જ મારા સદ્ભાગ્ય સમજું છું."

આજે વરસો પછી મીલનનો લ્હાવો મળશે. આહા ! જાણે ત્રીલોકનો આનન્દ, આજે હું ત્રીલોકનો આનન્દ લઇશ.

રાણીએ બનાવટ આદરી.

"હા અને આવતી કાલે આપણે બન્ને સ્વર્ગ સુખ

ભોગવતા હઈશું."

"અવશ્ય" આમ બોલીને મહારાજા જુદી વાત તરફ વળ્યા. "મહારાણી ગઈ કાલે રાતના મને સ્વપ્ન આવ્યું હતું."

"સ્વપ્ન? શાનું સ્વપ્ન."

"આપણા નવા જીવનનું. આપણી નવરાત્રીનું. જાણે આપણને નવજીવન મળ્યું છે. જાણે આપણે નવરાત્રીમાં ઘેલા બની રસની લૂંટ કરી રહ્યા છીએ. આહા! એ સ્વપ્ન કેવું હતું?"

"કેવું હતું?"

જાણે અસ્ફુટ ચાંદનીમાં ગવાતા વીરહ સંગીત જેવું. કોઈ આણુ સુંઘાયેલી સુવાસીક પુષ્પકળી જેવું. કોઈ મધ્ય સાગરમાં વરસતી અમૃત ઝડીઓ સમું, વર્ષોના ભુખ્યાજનને મળતા અમૃત ભોજનસમું. વાહ વાહ! શું કહું એ સ્વપ્નાની કથની. રાણી એ સ્વપ્નથી મારૂં જીવન ધન્ય થયું છે. પણ......પણ......"

"પણ શું?"

"પણ મારૂં એ સ્વપ્ન સુકાઈ ગયું. છીનભીન્ન થઈ ગયું."

"છીનભીન્ન થઈ ગયું"

"હા. હું એ સ્વપ્નાના માટે ભાન ભુલો થઈ ઝુરવા લાગ્યો."

"દેવવાણીએ શું કહ્યું?"

"એ જ કે એ સ્વપ્નસૃષ્ટી મહારાણી કનકલતા સજીવન કરશે. હું એ આશાથી આવ્યો છું. તમો જ મારી સ્વપ્નસૃષ્ટિની ભાગ્યવીધાતા છો. કહો મને મારૂં સ્વપ્ન પાછું આપશો."

"આપીશ. આજ રાતના જ આપીશ."

"અસ્તુ; હું પણ એ જ માગું છું."

રાત વધતી ગઈ. આનન્દ મંદ પડી ગયો. સૌ સખીઓ સહચરીઓ પોતાને સ્થાને ગઈ. આખી રાજનગરી નીદ્રામાં ઘેરાણી. મહારાજા શક્તિવમા પણ પોતાની શયામાં નીદ્રા લઈ રહ્યા હતા. જાગતી'તી માત્ર રાણીના હાથની કટાર. કટારની આંખો ચમકતી હતી. એમાંથી જાણે અંગારા ઝરી રહ્યા હતા. રાણી ખૂલ્લી કટારે મહારાજાના શયનખંડમાં આવી.

# પ્રકરણ ૩૨ મું

રાણીના હાથમાં કટાર હતી. હૃદયમાં મહારાજાને નાશ કરવાની ભાવના હતી. જે સ્ત્રીના હૃદયમાં પતિપૂજાની ભાવના હોવી જોઇએ, એ સ્ત્રી હમણાં હત્યારી થઇ સ્વામીના વૃક્ષસ્થળમાં કટાર ભોંકવા આવી હતી. આખો મહાલય શાંતિમાં સુતો હતો. રાણી અને રાણીની વેરની જ્વાળા જાગી રહી હતી. રાણીના માથા પર વીધાતા ય જાગતી હતી. રાણીના હાથે આજે ન થવાનું થવા બેઠું હતું.

રાણી કટાર સાથે આગળ ધસી. એ જ પળે એના હૃદયમાં એક પ્રકારનો ભય થયો. રાણીના રૂવામાં કંપ થયો. રોમાંચમાં કોઇ નવી જ વ્યાધી વધી. એ આગળ પગલાં ભરવા લાગી. પણ આગળ વધતા પગો પાછા ને પાછા પડવા લાગ્યા. રાણી ન સમજી શકી કે આમ શાથી થાય છે. પળ વાર પછી એના કાનમાં ભણકારા વાગવા શરૂ થયા.

"મહારાણી આપ જ મારી સ્વપ્નસૃષ્ટિને સજીવન કરી શકશો, આપ જ મરી ગયેલી સુખની ઘડી પાછી લાવી

આપશો. આપ જ મારી ડુબતી નૌકાના બેલી થશો. બોલો, કહો થશોને ?"

રાણી આ ભણકારાથી ભાન ભૂલી ગઇ. એની શકિત અલોપ થઇ ગઇ. શરીરમાં જે શકિત હતી, એનો જાણે લોપ થઇ ગઇ. પળવાર માટે એ સ્તબ્ધ જીવનવીહોણી–જીવન વીનાની થઇ ગઇ.

મહારાણી કનકલતાની દ્રષ્ટી મહારાજા શકતીવર્માની શૈયા તરફ હતી. મહારાણી મહારાજાને જોઇ રહી હતી. મહારાજાનું મુખ દેખાતું નોહતું. એનું મુખ ચાદર નીચે હતું. રાણી આ દ્રશ્ય જોતાં વીસામણથી વિચાર કરવા લાગી.

"મારૂં મુખ જોવાને પણ એ રાજી નથી."

આમ બોલી રાણી આગળ વધી. પળવાર પછી પાછો કાનમાં ભણકાર આવ્યો.

"એ મારૂં મુખ જોવાને કયાંથી રાજી હોય. હું પીસાચણીનો વેશ સજીને આવી છું. એ તો દેવ પુરૂષ છે. દેવ પુરૂષ શું પીસાચણીનું મોઢુ જોવાને રાજી હોય છે?" આમ બોલતાં બોલતાં રાણીએ પોતાના હૃદય ઉપર હાથ દીધો. પછી પોતાના હાથે જાણે પોતાના હૃદયને ચોળી નાખ્યું અને પછી આગળ વધી. પણ એના હાથ ધ્રૂજતા હતા. ધ્રૂજતા હાથમાંથી અચાનક ખંજર પડી ગયું. ખંજર પડતાં જ પાછળથી અવાજ આવ્યો.

કેમ ધ્રૂજે હાથથી કાતીલ કહે
શું નથી વીશ્વાસ ખંજરમાં રહયો

રાણી થથરી. પાછું ફરીને જોયું તો એ જ અજાણી મૂર્તિ રાણીના સામે અટ્ટહાસ્ય કરી રહી હતી. રાણી ચમકી. અને સાવધ થઇ બેબાકળી બોલી ઉઠી.

" કોણ ! તમે ! "

આવનારે આંખની ઇસારત કરી. અને મહારાજાની શૈયા બતાવતાં સંજ્ઞા કરી કે, " મહારાજા જાગી જશે. " રાણીએ એની સંજ્ઞાની કશી દરકાર ન કરી. અને એ આવનાર માણસને જોવા લાગી. આવનારાએ ઇસારો કર્યો. અને એ ઇસારા ઉપર રાણી નાગણ માફક ખેંચાઇ આવી. રાણીના મનમાં ન સમજી શકાય એવા જ રંગનું ગમનાગમન ચાલુ હતું.

મહારાજાના શયનખંડમાંથી નીકળી રાણી અને એના સાથવાળો બીજા ઓરડામાં આવ્યા. આવતાં સાથે પેલો માણસ બોલ્યો.

" રાણી તમો ગભરાવ છો ? "

" નહીં. "

" તો પછી વાર શાની કરો છો ? "

" મારાથી એ સમજી શકાતું નથી. મારા ધ્યાનમાં પણ નથી આવતું કે આજ આમ શાથી થાય છે. "

" તમો પતિ હત્યા કરતાં ડરો છો. "

" નહી. "

" નહી અને હા એનો ઉત્તર તમારા મુખ પરથી જ મળી રહે છે. રાણી હું જોઇ રહયો છું કે તમારા હાથમાંથી હથીઆર હેઠું પડી જાય છે. તમારૂં હૈયું વલોવાય છે. આ કામ કરતાં તમારા શરીરમાં કંપ થાય છે."

રાણી કશો ઉત્તર આપી ન શકી. બોલનારો બોલવા લાગ્યો. "જો એમ જ હોય તો લાવો, તમારા હાથની કટાર મને આપી દયો. હું મારા હાથથી હમણાં જ મહારાજાને ઠાર કરૂં"

"નહીં."

"કેમ ?"

"એ કામ મારૂં છે."

"તમારૂં કામ કરતાં તમો ગભરાવ છો."

"કોણ કહે છે ?"

"તમારી દશા, તમારી સ્થીતિ,"

"મારી સ્થીતિમાં થતા ફેરફારો માત્ર પળવારના માટે જ છે."

"પળવારનો પસ્તાવો પરિણામને પલ્ટી ન નાખે."

"પરિણામ આવશે જ."

"શું ?"

"મહારાજાનો નાશ તમો કરી શકશો."

રાણીના મોઢાનો ભાવ ફરીથી ફરી ગયો. પેલો મદદગાર કહેવા લાગ્યો.

"જુવો તમારા ચ્હેરાનો દેખાવ, આ કામ કરતાં તમોને અટકાવે છે."

રાણી બોલી.

"મારાથી નથી સમજી શકાતું કે આજે આ આમ કેમ થાય છે."

"હું પણ એ જ કહું છું. મહારાણી તમો ગમે તેવા છો, છતાં મહારાજાના આર્ધાંગી છે. તમારા હૃદયમાં પતિ પ્રેમના અંકુરો છે. એ સાથે તમારૂં હૃદય હલકલોલક થયા કરે છે."

"તમારી વાત ખરી છે. જુવો પહેલાં તો તમારા મનમાં એ ભાવના જાગૃત થઇ છે કે મારે મહારાજાને મારવા શા માટે ? કારણ કે એ મૃત્યુ છે. પોતાના જમાઇને કાળના મુખમાં ધકેલી દેતાં એને જરા પણ સંકોચ થયો નથી. વળી આજે ધર્મ ગુરૂ પણ આ સંસારમાં નથી. હા, આપણા એક સરદારને મહારાજે હણ્યો છે, પણ હું જયાં સુધી આ વાતનો વિચાર કરૂં છું ત્યાંસુધી એમાં મહારાજા નિર્દોષ છે."

"નિર્દોષ છે ?" મહારાણીએ સામે પ્રત્યાઘાત કર્યો. અને બોલવા લાગી.

"નહીં, મહારાજા નિર્દોષ નથી. તમો આ વાત બરાબર માનો છો ?"

"અવશ્ય."

"શું તમારા શયનખંડમાં આવનારને હણવામાં મહારાજા શકિતવર્મા વ્યાજબી નોહતા ?"

રાણીની આંખ સામે એ આખું પ્રકરણ આવીને ઉભું રહ્યું. પહેલાં તો આવનારો માણસ પોતે જ રાણી પાસે પ્રેમની યાચના કરવા આવ્યો હતો. રાણીએ એ સમય પર કુશળતાથી એના પ્રેમનો અસ્વીકાર કરી પતિ ભકિતનો પરચો બતાવ્યો હતો. પછી લક્ષ્વીપ્રજાના સરદારે આવી રાણી ઉપર બળાત્કાર કરવાનું પગલું લીધું અને એ દ્રશ્ય જોતાં મહારાજાએ આવી એ સરદારના પ્રાણ લીધા. આ આખું દ્રશ્ય રાણીની દ્રષ્ટિ સામે રમવા લાગ્યું. રાણી બોલી.

"એ વખતે હું મારો બચાવ કરી શકું એમ હતી."

"તમે બચાવ કરો એ વાત ઠીક છે. પણ મહારાજા આ દ્રશ્ય જોતાં ઉશ્કેરાય, પોતાના ઘરની આબરૂને ખાઇ જનારાને વીંધી નાંખે એમાં અતિશ્યોકિત જેવું શું છે ?"

રાણી કશો ઉત્તર આપી ન શકી.

મહારાણી કનકલતા સાથે વાતો કરનારા મહારાજા પોતે હતા. પણ હજી સુધી રાણી એને ઓળખી શકી ન હતી. મહારાજા પણ છેલ્લો દાવ અજમાવવા માગતા હતા. એના મનમાં પણું અનેક વિચારોની પરંપરા હતી. હમણાં રાણીના વિચારો ફરતા હતા. ફરતા વિચારો ફરી બેસે તો બાજી અહિંયાથી જ અટકી પડે અને જે પરિણામ લાવવાની આશામાં મહારાજા આ કાર્ય કરી રહ્યા હતા એ કાર્ય અધવચમાં જ રહે એમ હતું. આથી મહારાજાએ પોતાના પાસા ફરીથી નાંખ્યા. મહારાજા બોલ્યા.

"રાણી એક વાત છે!"

"શાની."

"મહારાજાના માટે તમારા મનમાં ગમે તેવા ભાવો હોય છતાં એક વાત જરૂરી છે."

"કંઇ વાત?"

"મહારાજા તમારી જાતીના શત્રુ છે એ તમોને અને તમારી જાતીને બતાવી રહ્યા છે."

"એ કેવી રીતે?"

"આજે એ કાંઇ દાવ અજમાવે છે, કાલે કાંઇ દાવ અજમાવે છે."

"બરાબર છે."

"અને બરાબર તો એ છે કે મહારાજા ગમે તેવા છે, છતાં એણે રાજ ચલાવવું છે એટલે આવી રાજરમત કર્યા વિના એને ચાલે તેમ નથી."

"હું એ રાજરમતનો અંત લાવવા માગું છું."

"રાણી વાતો કરવાથી રાજરમતનો અંત આવવાનો નથી. કાં તો હિમ્મતથી આગળ વધો, અને હિમ્મત ન હોય તો, હાથમાંનું ખંજર મને આપી દયો, પછી જુવો, મહારાજાનો અંત પળવારમાં આવે છે કે નહિં."

મહારાજાનો અંત હું મારા હાથે જ લાવીશ."

"અને પછી ?"

"પછી ! પછી ! પછી શબ્દના પછીનો ભાગ રાણીના મોઢામાંથી બાહેર ન નીકળ્યો. રાણીની આંખે અંધારા આવતાં હોય એવો દેખાવ એની નજર સામે તરવરવા લાગ્યો. રાણી બોલી. "પછી હું ચીતા પર ચઢી જઇશ.'

"સતી થશે ?"

"અવશ્ય."

"પતિની હત્યા કરી, પતિના સાથે બળી મરશો ?"

"વીના વીલંબે."

મહારાજા શકિતવર્મા મંદ મંદ હસવા લાગ્યા. મહારાણી હસતા માણસને જોઇ બોલી.

"હું સંસારને નવો રંગ બતાવીશ."

"એમાં શંકાને સ્થાન જ કયાં છે !"

"પતિની હત્યા કરવી અને પછી સતી થવું એ કાંઇ જેવી તેવી વાત છે. એ શું સંસાર માટે નવી નવાઇ નથી."

રાણી બોલી, "હવે વાત કરવાનો સમય નથી."

"પતિની હત્યા કરવાનો સમય છે ! કેમ બરાબરને"

"હા." આમ બોલીને રાણી આગળ ચાલી અને એની સાથે વાતો કરનાર છૂપાવેશમાં રહેલા મહારાજા પણ ત્યાંથી ગયા. રાણી આગળ ચાલી. અચાનક એના કાનમાં અવાજ આવ્યો.

"રાણી !"

અવાજ આવતા રાણી ચમકી હતી ત્યાંની ત્યાં જ ઉભી રહી. અવાજ ફરીથી સંભળાયો.

"રાણી, ગમે તેમ થાય. પણ મહારાજાનો તમારા હાથે અંત આવવો જ જોઇએ. કારણ કે તમો મંડળના નિયમથી બંધાયા છો. મંડળના સન્મુખ કરેલી પ્રતિજ્ઞા તમારે યાદ રાખવી જોઇએ, એ પ્રતિજ્ઞા પાળતાં પરિણામ ગમે તેવું આવે એની દરકાર તમારે કરવાની નથી. તમારે તો સીદ્ધાંતને માન આપવાનું છે. જાવ, તમારૂં કલ્યાણ થાવ."

રાણીએ આ શબ્દો સાંભળ્યા અને એના ઉત્સાહમાં હતો એનાથી હઝાર ઘણો વધારો થયો. રાણી ઉત્સાહથી આગળ વધી. આવી મહારાજાના શયનખંડમાં. હવે એણે વધારે વાર કરી નહી. મહારાજાની શૈયા પાસે આવીને એણે કટાર ખેંચી. હાથ ઉંચો કર્યો. અને તરત જ એ કટાર મહારાજાની છાતી પાસે આવી. પણ એ કટાર મહારાજાની છાતીમાં જાય તે પહેલાં રાણીનો કટારવાળો હાથ મહારાજાએ પકડી લીધો. રાણી થથરી ગઇ. મહારાજાએ પોતાના મોઢા ઉપરથી ચાદર દૂર કરી. એ જ છૂપાવેશવાળો માણસ રાણીની દ્રષ્ટિ સમક્ષ દેખાયો. રાણી બોલી.

"કોણ! કોણ! તમે! તમે!"

"હું, હું."

"મહારાજા ક્યાં છે?"

"મહારાજાએ માથા પરથી બનાવટી પાઘડી દૂર કરીને કહ્યું. મહારાણી, હું જ મહારાજા છું."

"તમે! તમે! મહારાજા?"

"હા. રાણી હવે તો તમોને ખાત્રી થઇને." રાણી કશું ન બોલી શકી. મહારાજા કહેવા લાગ્યા.

"મહારાણી હું તમોને ખાત્રી કરી આપવા માંગતો હતો કે હું તમારી જાતીનો શત્રુ નથી. હું રાજરમત કરૂં છું એ વાત ખરી પણ ગરીબના લોહી માંસ ચુંથવા માટે નહીં. મારી રાજરમત પ્રજાના કલ્યાણ માટે હતી–છે, અને રહેશે."

રાણીથી કશું બોલાયું નહીં. એના મનની બધી વાતો વિપરિત રીતે પોતાની સામે આવી. રાણીના મોઢામાંથી 'ક્ષમા' એવો શબ્દ પણ નીકળ્યો નહિ.

મહારાજા કહેવા લાગ્યો, "રાણી હું મારા ઉદાર આત્માથી તમોને ક્ષમા કરૂં છું. તમારા ઉગ્ર સ્વભાવે જે કાંઇ કર્યું છે તે ન માફ થઇ શકે એવું છે. પણ એ સાથે તમારામાં રહેલી સતી સ્રીની ભાવના, પોતાના ચારીત્રને મરતા સુધી મેલું ન થવા દેવું, એના પર ડાગ ન આવવા દેવો, અને તમારી જાતી તરફનો તમારો પક્ષપાત, વખાણવા જેવો હતો. આ બધી વાતોનો વિચાર કરતાં તમોને ક્ષમા

કરવી એ જ મારા માટે વધારે લાભદાઇ છે. વળી તમો રાજના ગુન્હેગાર નથી. મહારાજાના ગુન્હેગાર છો. રૈયતને રંજાડતા નથી. મહારાજા સામે મસ્તક ઉપાડયું છે. અને એ પણુ એક પ્રકારને અંધકાર દૂર કરવા. ખરેખર, હવે અંધકાર દૂર થશે જ. થયો છે જ. હવે કાળ ખંજરીના ભયાનક અવાજો સંભળાશે નહિ. અને તમો તમારી જાતી અને મારી પ્રજા આનન્દમાં દીવસ ગાળશો. મારે માટે આ ઓછા આનંદની વાત નથી. કહો, હવે વધારે શી ઇચ્છા છે !"

રાણી ઉત્તર આપવાના બદલે મહારાજાના બાહુ-પાશમાં દબાઇ ગઇ. અને દિવસો જતાં; મહારાજાનો કીર્તિ-નાદ સર્વત્ર ફેલાઇ ગયો.



